# વિશ્વમોહિની.

## સચિત્ર ભાગ ૫-૬.

એક ચમત્કારપૂર્ણ રસમય નવલકથા.


લખનાર,

સત્યેન્દ્રપ્રસાદ સાંકળેશ્વર મ્હેતા.

શાહપુર-અમદાવાદ.



પ્રકાશક,

બુકસેલર, કચરાભાઈ વનમાળીદાસ પટેલ.

મોટીહમામ-અમદાવાદ.

સંવત ૧૯૭૯. સને ૧૯૨૩.

આવૃત્તિ પહેલી. પ્રત ૧૦૦૦.

મૂલ્ય રૂ. ૪-૦-૦.

## આ ગ્રંથકારકૃત નવલકથાઓ.



| | | કિં. રૂ. આ. પા |
|---|---|---|
| કાળરાત્રિ ભા. ૧. | [ સચિત્ર ] | ... ૩-૦-૦ |
| કાળરાત્રિ ભા. ૨. | ,, | ... ૩-૦-૦ |
| ઝેરી જમાનો ભા. ૧ | ,, | ... ૩-૦-૦ |
| ઝેરી જમાનો ભા. ૨-૩ જો. | ,, | ... ૪-૦-૦ |
| ઝેરી જમાનો ભા. ૪-૫ મો. | | ... ૪-૦-૦ |
| જુલ્મી જાલીમ. સચિત્ર.... | ,, | ... ૩-૦-૦ |
| બહાદુરબાળા ભા. ૧-૨.... | ,, | ... ૩-૦-૦ |
| પદ્મલતા (કંટકમાં ગુલાબ) | ,, | ... ૩-૦-૦ |
| કુસુમકાન્ત ભાગ ૧-૨ જો. | | ... ૫-૧૨-૦ |
| તરૂણતપસ્વિની ભા. ૧. ( સચિત્ર ) | | ... ૩-૮-૦ |
| તરૂણતપસ્વિની ભા. ૨. | ,, | ... ૩-૮-૦ |
| વસંત-વિજય ભા. ૧-૨-૩-૪ | | ...૧૧-૧૨-૦ |
| કુન્જ-કિશોરી. | સચિત્ર. | ... ૨-૮-૦ |
| માયાવી મોહિની.... | ... | ... ૩-૦-૦ |
| કુસુદકુમારી. સચિત્ર. | ... | ... ૩-૦-૦ |
| રત્નગઢની રંભા. | સચિત્ર. | ... ૩-૦-૦ |
| વિશ્વમોહિની ભાગ ૧-૨-૩-૪ | | ... ૮-૦-૦ |
| વિશ્વમોહિની ભાગ સચિત્ર ૫-૬-૭-૮. | | ૮-૦-૦ |

સત્યેન્દ્રપ્રસાદ સાંકળેશ્વર મ્હેતા.
શાહપુર, વડવાળીમહેતાપોળ-અમદાવાદ.

અમદાવાદ—ધી ડાયમંડ જ્યુબિલી પ્રિન્ટીંગ પ્રેસમાં,
પરીખ દેવીદાસ છગનલાલે છાપ્યું.

# સ્નેહાંજલી.

અત્રેની સુવિખ્યાત પેઢીવાળા દિલ્હીવાળા લાલા-
બિશનદયાળ ધર્મદાસ અત્તરવાળાના સ્વર્ગસ્થ ભાઇ
લછમનદાસ મણીલાલના પવિત્ર પુણ્યાત્માના
સ્મરણાર્થે તેમનું શુભ નામ આ પુસ્તક સાથે
જોડી સ્વર્ગમાં વસતા એ પવિત્ર આત્માને
સ્નેહાંજલી સમર્પવામાં આવે છે.
પરમકૃપાળુ પરમાત્મા તેના
આત્માને અખંડ
શાન્તિ આપો.

# પ્રસ્તાવના.

શ્રી વિશ્વમોહિની નામક નવલકથાના એકથી ચાર ભાગ બહાર પડી ચૂક્યા છે. આ પછી ઘણા ટુંક સમયમાં આ નવલકથાના પાંચ છ ભાગ બહાર પડી વાચન પ્રિય વાંચકોના કરકમળમાં સાદર સમર્પણ થાય છે.

આ નવલકથાના ફક્ત બેજ ભાગ સ્વર્ગસ્થ ભાઇ ગણપતીરામના હાથે અનુવાદ થયા હતા. તે પછી બાકીના ભાગ પૂર્ણ થયાજ નહિ. પુસ્તક રસમય હોવાથી વાંચકોને પ્રિય થઇ પડયું અને નવા ભાગને માટે વાચકોની માગણી વધી. પરીણામે આ પુસ્તક પૂર્ણ કરવાનું કાર્ય મારા માથે આવ્યું. મેં અનુવાદ કરી બાકીના ભાગ પૂર્ણ કરવાનું વિચાર્યું પણ પછી તપાસ કરતાં માલમ પડયું કે આ પુસ્તકના જેવાંજ અન્ય પુસ્તકો જુદાં જુદાં નામથી અનુવાદ થઇ બહાર પડેલાં છે. તે પુસ્તકો મેં જોયાં. નામ સિવાય વાર્તા મળતી જણાઇ. આથી મારે અનુવાદ કરી એકજ જાતના પુસ્તકમાં વધુ વધારો કરવાનો વિચાર માંડી વાળવો પડયો. પણ ગમે એ પ્રકારે આ પુસ્તક પૂરૂં તો કરવુંજ જોઇએ એવો વાચકોનો આગૃહ થવાથી મારે કલ્પના શક્તિથી આ પુસ્તકના અધુરા ભાગને પૂર્ણ કરવાની જરૂર પડી.

આ નવીન ભાગને જેમ બને એમ રસમય અને જ્ઞાનમય દાખલા દૃષ્ટાંતોથી આલેખવામાં આવેલ છે. વળી વાર્તાના રહસ્યને અનુસરીને અંદર સુંદર ચિત્રો પણ મુકવામાં આવેલાં છે. આશા છે કે આ નવીન ભાગ પણ વાચકોના આદરને પાત્ર થશેજ અને આનંદ સાથે કંઇક નવું પણ જાણવાનું મળી આવશે.

અંતમાં પરમકૃપાળુ પરમાત્માને પ્રણમી અત્રેજ વિરમું છું.

વિક્રમાર્ક ૧૯૭૯.
અક્ષયત્રતિયા.
શાહપુર—અમદાવાદ.

સત્યેન્દ્રપ્રસાદ મ્હેતા.

મહાન લાભ.

## ફક્ત એક પૈસાનું પોસ્ટ કાર્ડ લખી નામ નોંધાવનારને

# પોણી કિમ્મતે મળશે.

સારૂં વાચન એજ અશાન્તિમય સંસારમાં શાન્તિ સુખનું ઇષ્ટ ધામ છે. અમારા તરફથી પ્રસિદ્ધ થયેલાં સઘળાં પુસ્તકોની ચાર પાંચ વર્ષ જેટલા ટૂંક વખતમાં **ત્રણ ત્રણ ચાર ચાર આવૃત્તિઓ** થઇ ચુકી છે. એજ અમારા તરફથી પ્રસિદ્ધ થતી નવલકથાઓની લોકપ્રિયતાનું પ્રમાણપત્ર છે. વળી **લોકપ્રિય જાણીતા લેખકોની લખેલી** તદ્દન **નવીન** લોકોપયોગી અને નીતિજ્ઞાનવર્ધક નવલકથાઓ અમે પ્રસિદ્ધ કરીએ છીએ.

---

## ખાસ અમારા આજ સૂધીના જુના અને નવા ગ્રાહકોને સસ્તી કિમ્મતનો લાભ આપવાના હેતુથીજ અમે

# આ રસિક નવલકથામાળાની

યોજના કરી છે. આ યોજનાનો લાભ દરેક **લઈ શકે તેમ છે.** માત્ર એક પોસ્ટકાર્ડમાંજ પોતાનું શિરનામું લખી જણાવનાર ગૃહસ્થનું નામ ગ્રાહકના લિસ્ટમાં નોંધવામાં આવશે અને આજ સૂધીમાં અમે પ્રસિદ્ધ કરેલાં તથા હવે પછી અમારા તરફથી પ્રસિદ્ધ થનારાં બધાં પુસ્તકો **પોણી કિમ્મતે મળશે.** ગ્રાહક તરીકે નામ નોંધાવનારે દરેક પુસ્તક લેવું જોઇએ એવો કાંઇ **નિયમ નથી,** તેમજ **અગાઉથી** બીજી ગ્રંથમાળાઓની માફક કાંઇ **રકમ** ડિપોઝીટ **લેવામા આવતી નથી.** આ માળાના ગ્રાહક થનારે હવે પછી અમારા તરફથી પ્રસિદ્ધ થતાં પુસ્તકોજ લેવાનાં છે. વળી અત્યાર પહેલાં પ્રસિદ્ધ થયેલાં પુસ્તકોમાંથી જે જોઇશે તેજ પોણી કિમ્મતે મોકલી આપવામાં આવશે. અમારૂં દરેક પુસ્તક લાયબ્રેરીના શણગાર અને સંસારમાર્ગના સાચા સલાહકારરૂપ છે. **દરેક પુસ્તક** ગ્લેઝ કાગળમાં **છપાવવામાં આવે છે, ઉત્તમ છપાઈ અને મનપસંદ બાઇન્ડીગ.** આજેજ આપનું મુબારક નામ નોંધાવો.

પુસ્તકો મળવાનું ઠેકાણું:—

**કચરાભાઈ વનમાળી પટેલ.** મોટીહમામ–**અમદાવાદ.**

# અનુક્રમણિકા.

## ભાગ-પાંચમો.



## ભાગ-છઠ્ઠો.

ૐ

# વિશ્વમોહિની.

## ભાગ ૫ મો.

### પ્રકરણ ૧ લું.

#### આ વનદેવી કોણ?

વિજયગઢના રાજકુમાર વિજયસિંહે અમલગઢના રાજા વ્હે-માસંહ પર વિજય મેળવ્યો. સર્વત્ર આનંદ વ્યાપી રહ્યો. વ્હેમસિંહના પરાજયથી પ્રજા ખુશી થઇ. પ્રજાએ ઘણા જ આનંદથી મહારાજા અજીતસિંહનો અને રાજકુમાર વિજયસિંહનો સત્કાર કર્યો. સઘળાએ મળી વિચાર કરી અમલગઢની ગાદી પર વિજયકુમારને બેસાડવાનો નિશ્ચય કર્યો. આ વાત સઘળાએ મહારાજાને વિદિત કરી. મહારાજા અજીતસિંહે કુમારને કહ્યું, જવાબમાં વિજય કુમારે જણાવ્યું કે જયાં સૂધી રાજકન્યા વિશ્વમોહિની મને મળશે નહિ ત્યાં સુધી હું રાજગાદીએ બેસનાર નથી. પ્રભુ કૃપાએ ચમત્કારી ખંડેર થોડા દિવસમાં તૂટશે. આ પછી સૌ સારાં વાનાં થશે. મહારાજા ખડગસિંહે કુમારને ઘણોએ સમજાવ્યો; પણ કુમાર તેના નિશ્ચયને વળગી રહ્યો.

રાજા વ્હેમસિંહ ચમત્કાર પૂર્ણ ખંડેરમાં કેદ હતો. રાણી

સત્યમતી પણ તેની સાથે હતી. રાજા વ્હેમસિંહ જે સ્થળે કેદમાં હતો; તેની બાજુમાં એક પ્હાડ આવેલો હતો. તે પ્હાડની બીજી બાજુએ ઉંડી ખાઇ આવેલી હતી. તે ખાઇની બીજી બાજુએ એક બીજો પ્હાડ આવેલો હતો. તે પ્હાડ પર વિશ્વમોહિની અને મણી-કાન્તા હતાં. કુમાર અને વ્હેમસિંહને રાજકન્યાનાં દર્શન થતાં; પણ ત્યાં કેની રીતે જઇ શકાય? જ્યાં સૂધી આગળનો પ્હાડ તોડી રસ્તો ન થાય ત્યાં સૂધી રાજકન્યા મળી શકે નહિ. વળી તે પ્હાડ ઉપર ચઢી શકાય એમ પણ ન્હોતું. પ્હાડ સીધો અને ઉંચો હતો. કુમાર નિરાશ વદને રાજકન્યા તરફ જોઇ રહેતો. રાજા વ્હેમસિંહ પણ રાજકન્યાને જોઇ મનમાં નિઃશ્વાસ નાખતો. વ્હેમસિંહ રાજ્યપાટ વિનાનો થઇ કેદમાં પૂરાયો હતો; તદપિ તેણે રાજકન્યાને વિસારી મુકી ન્હોતી. વિશ્વમોહિની મેળવવાની આશા હજી પણ તેના મનમાં હતી. રાણી સત્યમતી પતિવ્રતા હતી. તે સાધ્વી નિરંતર રાજાને સદ્બોધ દઇ બાકીનું જીવન પ્રભુ ભક્તિમાં વ્યતિત કરવાનું કહેતી; પણ અજ્ઞાન–મોહાંધ રાજાને કંઇ પણ અસર થતી ન્હોતી. જેનો જેવો સ્વભાવ પડયો; તેવો મરણ સૂધી કાયમ રહે છે. વ્હેમસિંહે ઘણા ખત્તા ખાધા. તેના બહાદુર ગણાતા સરદારો રણમાં રોળાયા; બંકા સિવાયના તમામ રંગીઓ તેને ત્યાગી વિજયકુમારની સેવામાં જોડાયા. દુર્જન–અહમદ–મહમદ મરણને શરણ થયા. આવી રીતે તેનું સર્વસ્વ નાશ પામ્યું; છતાં પણ એ દુષ્ટ રાજાએ રાજકન્યાની આશા ત્યાગી નહિ. ખરેખર! મૂર્ખને શિખામણ નકામી. છાણના કિડા છાણમાં જ મરે. નર્કના કિડાને નર્કમાં જ આનંદ મળે. વ્હેમસિંહ આવી દુષ્ટ આશાને વળગી રહી નર્કગામી બનતો હતો.

વિજયકુમારને વિજય મળે આજે એક પખવાડીયું વીતી

ચૂક્યું છે. કુમાર રૂડી રીતે પ્રજાનું પાલન કરે છે. વર્ષાઋતુની ઉતરાવસ્થાનો સમય છે. આકાશમાં વાદળ આવે જાય છે. ક્વચિત ઝાપટાં પણ પડે છે. વરસાદ વરસવાથી જમીન રસમય બની છે. વૃક્ષો લીલાં કુંજ જેવાં જણાય છે. વસુંધરા લીલી સાડી પરીધાન કરવાથી કંઇક ઓરજ ભાસે છે. પ્હાડી પ્રદેશ આવા સમયે સુરમ્ય જણાય છે. અમલગઢથી ત્રણ–ચાર માઇલના અંતર પર એક પર્વત આવેલો હતો. આ પર્વત સૂર શિખરના નામથી ઓળખાતો હતો. પર્વત પર અનેક પ્રકારનાં વૃક્ષો ઉગેલાં હતાં. સઘળી જાતની ઔષધીઓ આ પર્વત પર ઉત્પન્ન થતી હતી. પુષ્પ વૃક્ષોનો તો સૂમાર ન્હોતો. રંગબેરંગી પુષ્પોના દૃશ્યથી આંખ્યોને આનંદ અને શીતળતા પ્રાપ્ત થતી. સુવાસિત પમરાટથી નાશીકાને પણ સુખ મળતું. નાના નાના પાણીના ઝરા ખળખળ અવાજે નીચાણ ભાગ તરફ વહેતા. દેખાવ અલૌકિક હતો. સર્વત્ર નંદનવન સમાન ભાસ થતો હતો.

આ સૂર શીખર પર એક દેવળ આવેલું હતું. દેવળ કોઇએ બંધાવેલું ન્હોતું; પણ પ્હાડમાં દેવળનો આકાર કોરી કાઢવામાં આવ્યો હતો. એમાં અંબાભવાનીનો વાસ હતો. દંતકથા એવી હતી કે આ આખો પ્હાડ માતાજીની આનંદ ભૂમિ છે. પ્હાડ પર વિચિત્ર ચમત્કાર થાય છે. માતાજી વાઘ પર સ્વારી કરી ફરવા નીકળે છે. તેમણે ઘણાંને સુખી કર્યાં છે. આવી–આવી અનેક દંતકથાઓ પ્રચલીત હતી. આ સાથે આ સ્થળ અતી વિકટ હતું. હિંસક પ્રાણીયો ધોળા દિવસે નજરે પડતાં, સાપ–અજગરના ડચકારા પ્રતિપળે સંભળાતા. કાચો–પોચો મનુષ્ય આ સ્થળે આવી શકવાની હિંમત કરી શકે એમ ન્હોતું.

અંબા માતાના દેવળથી થોડેક દૂર એક મોટી ગુફા આવેલી

હતી. આ ગુફામાં કેટલાક દિવસથી એક યોગિની બાળાએ આવીને નિવાસ કર્યો હતો. આ યોગીની બાળા વનદેવીના નામથી ઓળખાતી હતી. તેની સાથે અનેક સશસ્ત્ર માણસો અને સ્ત્રીયો રહેતી હતી, સઘળાં આ પહાડ પરની ગુફાઓમાં રહેતા. વનદેવી કોઇ ચમત્કારી યોગિની હોય એમ જણાતું. તેની આજ્ઞા પ્રભુ સમાન માની તેની સાથેનાં તમામ માણસો તેને નમતાં.

પ્રાતઃકાળનો સમય હતો. વનદેવી માતાજીની મૂર્તિ સામે ધ્યાનસ્થ થઇને બેઠેલી હતી. તેના કાળા લાબા વા સર્પાકારે તેની પીઠ પાછળ લટકી રહ્યા હતા, ગૌર લલાટ પર કુમકુમની અરચા કરેલી હતી. ગળામાં માળા લટકી રહી હતી. લાલ રંગની રેશમી કફનિ ગૌરાંગ વનદેવીની સુંદરતામાં વધારો કરી રહી હતી. વનદેવીની નજીકમાં જ કમંડલું અને ત્રિશુળ પડેલું હતું. 'વનદેવી ધ્યાન મગ્ન હોવાથી આંખ્યો બંધ હતી. દેવળમાં પૂરતો પ્રકાશ ન્હોતો. દીપક કોણ પ્રકટાવે? ઘણો સમય વિત્યો. હજી પણ વનદેવી ધ્યાનસ્થ છે. તેમનું ધ્યાન ઘણી વાર રહ્યું. અંતે ધ્યાન પૂર્ણ થતાં તેમણે આંખ્યો ઉઘાડી અને બે હાથ જોડી દેવીને પ્રણામ કર્યા. બાદ વનદેવીએ બહાર નીકળી આસપાસ નજર કરી; અને ત્યાંથી ચાલવા માંડયું. નજીકમાં એક પાણીનો ઝરો વહેતો હતો. જળ સ્વચ્છ હતું. ત્યાં એક પત્થરની મોટી છાટ પડેલી હતી. વનદેવીને કંઇક વિચાર થતાં ત્યાં પત્થર પર સ્થાન લીધું. થોડી વાર શાન્તિમાં વ્યતિત કરી વનદેવીએ બોલવા માંડયું; "અહા! કેવી રમણીયતા? કેવો આનંદ? કેવું સુખ અને શાન્તિ? આ નિર્મળ નીર કેવા ગંભીર ભાવે વહન કરે છે? ઉંચા ગીરીરાજો કેવા અટલ-નિશ્ચળ ભાવથી ઉભા છે? વૃક્ષો કેવાં ફાલી-ફુલી રહ્યાં છે? પક્ષીઓ કેવા મધુર



વનદેવી ધ્યાન મગ્ન હોવાથી આંખો બંધ હતી.

પૃષ્ઠ ૪

અવાજ કરતાં આમ તેમ વીચરી રહ્યાં છે? પ્રભુ! તમારી અકળીત કળાને ધન્ય છે. પ્રભુ! આ સઘળી તમારી જ રચના છે. આવું સુખ જગતમાં કયાં છે? આવી અપૂર્વ શાન્તિ સંસારમાં કયાં છે? ત્યાં તો શાન્તિને બદલે કંઈક બીજું જ છે. જગતમાં દુ:ખ છે, શોક છે; અશાન્તિ છે; મહાન ઉથલ પાથલ છે. દુ:ખમાં રચ્યાં-પચ્યાં મનુષ્યોને આ શાન્તિ સુખનું સ્મરણ કયાંથી થાય?"

થોડી વાર શાન્ત રહી પુન: વનદેવીએ બોલવા માંડયું; "અહા! કેટલા ફેરફાર? હું કોણ? મારી આ કેવી અવસ્થા? ગમેતેમ હો; પણ મને આ અવસ્થામાં આનંદ છે. સંસારમાં હતી તેના કરતાં અપૂર્વ શાન્તિ છે, પણ હૃદયમાં જડ થએલી વાસના અને ચિંતા મને છોડતાં નથી. કયારે છૂટશે? મનની આશા પૂર્ણ થતાં ચિંતા નાશ પામશે. પણ પછી વધુ તૃષ્ણા વધશે તો? નાના; પ્રભુ મને સ્હાય થશે અને ખોટી તૃષ્ણાઓથી બચાવશે. બસ હવે એજ વિચાર. મારો છે એને મારોજ કરવો. પૂર્ણ કાર્ય થતાં સૂધી આ જ અવસ્થા ઉત્તમ છે. આથી જ સર્વ રંગ ભજવાશે અને પેલા......પોતાને ચાલાક-બહાદુર ગણનારને પણ કંઇક કરી બતાવાશે. તેઓ હાલ કયાં હશે? શી ખબર પડે? હાલમાં કંઇપણ સમાચાર નથી. રામપાળને ગએ પણ પંદર દિવસ થવા આવ્યા. માહેશ્વરી પણ ત્રણ દિવસથી ગઇ છે. શું થયું હશે? પાપાત્મા હેમસિંહના પાપાચારે જ આ બધા બનાવ બન્યા. તે પહેલાં કેવો આનંદ હતો? પાપી રાજા તેના પાપાચારથી અંતે મરશે, પણ પછી રાણી સત્યવતીનું શું? તેના સમાન પતિપરાયણ પ્રેમદા કોણ છે? હેમસિંહ દુષ્ટ છે-પાપી છે; પરાઇ અબળાઓને સંતાપનાર છે; આવું રાણી જાણે છે; છતાં રાજાને-તેના સ્વામીને પ્રભુરૂપ માને છે. મન વચનથી તેની સેવા કરે

છે. પણ તે દુષ્ટ રાજાને રાણીની લાગણી નથી. ખરેખર! રાક્ષસને સતી મળી છે. ભગવાન આ ક્યાંનો ન્યાય? રાણી રૂપગુણસંપન્ન છે; શીયળવતી છે; ત્યારે રાજા રાક્ષસ છે. કામાંધ-લોભાંધ શયતાન છે. નિર્દોષ સતીને કેટલું સહન કરવું પડતું હશે? પ્રભુ તે સતી સન્નારીનું કલ્યાણ કરો. મારાથી બનતા પ્રકારે રાણીનું તો શુભ જ થશે. હાલ રાણી ક્યાં હશે? રાજા વ્હેમસિંહની શી દશા હશે? શું ખબર પડે? રામપાળ અને માહેશ્વરી આવશે એટલે બધી બાબતની ખબર પડશે. આજે તે આવવાં જ જોઇએ. વધુ દિવસ થયા તેથી મને ચિંતા થાય છે. શત્રુ તરફથી તેમનું અમંગળ તો થયું નહિ હોય ને? ના, મારો આત્મા કહે છે કે એવું કંઇ નથી. પરમાત્મા! કર્તા-હર્તા નારાયણ આપને આ બાળકીના પ્રણામ છે. આપ જ મારા રક્ષણ કરતા છો. આપ સર્વ વ્યાપક છો. અંતરયામી છો. આ દીનબાળાના આપને વારંવાર પ્રણામ છે. ઓ દુનિયાંના દિવાના લોકો! તમે શામાટે પાપ કર્મમાં મચ્યા રહ્યા છો? તમને ખાવા અને પહેરવાનું મળે છે છતાં શામાટે હાય વોય કરી મરી રહ્યા છો? શું તમે દુષ્કર્મ કરવાને જ આ જગતમાં જન્મ્યા છો? ચેતો; ઓ મુઢાત્મા ચેતો. તમારો માનવ જન્મ સુધારો. પ્રભુને ઓળખો. મનુષ્યા અવતાર ફરી ફરીને મળનાર નથી." આમ બોલતી વનદેવીએ થોડીકવાર મૌન ધારણ કરી એક અપૂર્વ પ્રભુ ભજન લલકાર્યું.

વનદેવીનો કંઠ મધુર હતો. સમય પણ રમણીય હતો. સ્થાન પણ આનંદ જનક હતું. સંગીતના પ્રભાવે સઘળું સુરમ્ય-આનંદમય ભાસવા લાગ્યું. વનદેવીના કોમળ કંઠમાંથી નીકળતું ગાન આ પ્રમાણે હતું.

> યે દુનિયાં ચંદ રોજા હૈ, પ્રભુકા ધ્યાન કર લીજે;<br>
> ગુજરતી રહતી હૈ આયુ, સુમિર લીજે સુમિર લીજે.

ન જાને કૌનસે ક્ષણમેં, બજેગી આખરી નૌબત;
નગારા કુચકા બજતા હૈ, જીસ જાનીબ નજર કીજે.
પડે સોતે હો તુમ અબ તક, ગયે સાથી નીકલ કોસો;
કઠિન રસ્તા હૈ મંજીલ દૂર, ઉઠીયેગા સફલ કિજે.
ખુસીકે સાજ ઓર સામાન, ફિરે હૈ જીનપે તુશાદાન;
સ્થિર રહના નહિ કોઇ, નિગાહ અપની જીધર કિજે.
ફસાયા હમકો મોહ માયા, કી જંજીરો મેં તૃષ્ણાને;
તસવ્વર દુઃખ કો સુખ કરતા હૈ, મન ઇસકી ખબર લીજે.
નઇ શરત કામ આવેગી, મગર હસરત સતાવેગી;
હે બેહતર ધર્મ ધારણ કર કીયા, વિષયોસે દરગુજર કિજે.
પ્રભુકે પ્રેમભક્તિમેં, મગન હોનેકા કર ઉદ્યમ;
એકાગ્ર મન હો સંધ્યામેં, અગર શામો સહર કિજે.
બ્રત્તિ સબ પાપકી છોડો, યે ચિત્ત પરહિતમેં અબ જોડો;
રહેગી ઇંદ્રિ સબ બસમેં, અગર ઉનપર જબર કિજે.
અહિંસા પરમ ધરમ અપના, સમજ કર મત બનો રાક્ષસ;
દયા ઉપકાર શુદ્ધાચારકા, ઇસ તનમેં ઘર કિજે...યે દુનિયાં.
તું કર સત્સંગ પઢ વિદ્યા, ધર્મકા ધન મીલે જીસ્સે;
યહ દિન દોચાર જીના હૈ, વૃથા ધર્મ ક્યોં બસર કીજે....યે દુનિયાં.

ભજનાવલી.

ભજન સમાપ્ત થયું. ગાન બંધ થતાં અપૂર્વ શાન્તિ વ્યાપી રહી. વનદેવી આસપાસની રમણીયતા અવલોકવા લાગી. એવામાં તેની નજર એકાએક દૂર ચાલી આવતા માણસ પર પડી. વનદેવી સઆશ્ચર્યવદને આગંતુક તરફ જોઇ રહી.

પાઠકો ! આ વનદેવી કોણ હશે ? તે આવનાર પણ કોણ હશે ?

# પ્રકરણ ૨ જું.

## સમાચાર અને ગમન.

વનદેવી જે આવનાર પ્રતિ દ્રષ્ટિ કરી રહી હતી, તે માણસ ઘણે દૂર હતો. વનદેવી પ્હાડની ઉપર હતી ત્યારે એ માણસ નીચે હતો અને ધીમે-ધીમે પ્હાડપર ચઢી આવતો હતો. આ પ્હાડનો રસ્તો સાંકડો અને વિકટ હતો. વળી પ્હાડ એક સરખો ઉંચો હતો. છાતીવરાણે ચઢવાનું હતું. નિર્બળ માણસ આ પ્હાડપર ચઢી શકે એમ ન્હોતું. દૂરથી ચાલી આવતો તે માણસ ઉપરથી નીચે જોતાં નાના પુતળા સમાન જણાતો હતો.

વનદેવી એકાગ્ર નજરે તેને આવતો અવલોકી રહી હતી. તે માણસ જેમ જેમ ઉપર આવતો હતો; તેમ તેનો દેખાવ સ્પષ્ટ થતો હતો. તે માણસ ઉપરથી જોતાં જોકે નાનો લાગતો હતો; પણ કદમાં ઉંચો હતો. તેણે તેના મુખપર બુકાની બાંધેલી હતી. માથા પર મોટું ફાળીયું લપેટેલું હતું. આથી તેનું મુખ બરાબર જોઇ શકાતું ન્હોતું. ખભે કામઠું ભરાવેલું હતું. બીજા ખભા પર તીરનો ભાથો લટકાવેલો હતો. જમણા હાથમાં લાંબો ભાલો પકડેલો હતો. સૂર્યનાં કીરણોથી ભાલો ચળકાટ મારી રહ્યો હતો. પવન પુષ્કળ વાતો હતો. આગંતુક મનુષ્ય સંભાળ પૂર્વક પગ ટેકવી ઉપર ચઢી આવતો હતો.

તે જેમ જેમ ઉપર આવતો ગયો; તેમ વનદેવીના મનમાં શંકા ઉત્પન્ન થવા લાગી. તે આત્મગત્ વિચારતી હતી કે તે આવનાર કોણ હશે? કોઇ અજાણ્યો હશે કે જાણીતો? મારા ધારવા મુજબ તો તે જાણીતો માણસ જ હોવો જોઇએ. અજાણ્યો મનુષ્ય શા માટે

અહિં આવે? મુખ પર બુકાની બાંધેલી છે એટલે તેનો ચ્હેરો બરાબર જોઇ શકાતો નથી. કદાચ તે રામપાલ હોય તો ? એમ પણ બને ? રામપાલને ગએ ઘણા દિવસ થયા છે. વળી પ્હાડ ઉપર આવવાનો રસ્તો પણ આજ છે. મારા માનવા મુજબ તો તે આવનાર રામપાલ જ હોવો જોઇએ. હશે. હમણાં જે હશે તે જણાશે. લાવ હું આટલામાં છૂપાઇ ઉભી રહું. આમ વિચારતી વનદેવી ત્યાંથી ઉભી થઇ અને નજીકમાં આવેલા એક ઘટા વાળા વૃક્ષના થડની ઓથે છૂપાઇ રહી.

આખરે એક કલાકે તે માણુસ ઉપર આવ્યો અને જ્યાં વનદેવી બેઠી હતી; ત્યાં આવી ઉભો. તેણે આસપાસ જોઇ મોઢાપરથી બુકાની છોડી. માથાપરનું ફાળીયું ઉતારી નીચે મૂક્યું અને હાશ કહી શિલાપર બેઠો. આટલે સુધી આવતાં તેને પુશ્કળ થાક લાગ્યો હતો. ચઢાણ સીધું હોવાથી શ્વાસ પણ ચઢ્યો હતો. તેના મુખપરથી બુકાની દૂર થતાં જ છૂપાઇ ઉભેલી વનદેવીએ તેને ઓળખ્યો. વનદેવીના મુખમાંથી આનંદનો ઉદ્ગાર નીકળ્યો.

આ આવનાર અન્ય કોઇ નહિ પણ વનદેવી જેની રાહ જોતી હતી; તે રામપાલ હતો.

થોડીવાર શીલાપર બેસી થાક ખાઇ રામપાલ ઉભો થયો અને ઝરાના જળથી મુખ ધોવા લાગ્યો. છૂપાઇ ઉભેલી વનદેવી વૃક્ષના ઓથેથી બહાર નીકળી અને ધીમેથી પગલાં ઉપાડતી રામપાલની પાછળ આવી ઉભી. રામપાલ મુખ ધોતો હોવાથી વનદેવીના આગમનની તેને ખબર પડી નહિ

વનદેવીએ ધીમેથી કહ્યું; " રામપાલ ? "

રામપાળ ચમક્યો. તેણે પાછળ જોયું. એકાએક ઉભો થયો અને બોલ્યો; " કોણ બ્હેન ? "

"હા" વનદેવીએ હસીને કહ્યું.

"તમે અહિં ક્યાંથી?"

"માતાજીનાં દર્શનાર્થે આવી હતી અને પછી અહિં જ બેઠી હતી."

"ચાલો; આનંદ થયો. મને તમારી જ ચિંતા થતી હતી."

"મારી પણ એ જ દશા હતી." વનદેવીએ જણાવ્યું.

"એતો મનોમન સાક્ષી હોય. બીજી કંઈ નવા જુની છે?" રામપાલે પૂછ્યું.

"ના."

"સઘળાં આનંદમાં છે?"

"હા."

"માહેશ્વરી આવી?"

"ના."

"તેને કેમ વિલંબ થયો હશે?" રામપાલે ઉદ્દગાર કાઢ્યા.

"શી ખબર પડે?"

"સંકટમાં તો સપડાઇ નહિ હોય ને?" રામપાલે શંકા કરી.

"ના, માહેશ્વરી ચાલાક છે. સાહસ કરે એવી નથી."

"ત્યારે વાર કેમ લાગી? જો આજે સાંજ સુધી તે નહિ આવે; તો મારે ત્યાં જવું પડશે."

"હા, આ વખતે તો હું તમારી સાથે આવીશ."

"ભલે."

"કહો હવે શું સમાચાર છે?" વનદેવીએ પૂછ્યું.

"સઘળા સમાચાર આપણા ઠેકાણે જઇ નિરાંતથી કહીશ."

"ચાલો ત્યારે."

વનદેવીએ અને રામપાલે ત્યાંથી પ્રયાણ કર્યું. બન્ને માતાજીની ગુફાથી પૂર્વ દિશા તરફ ચાલવા માંડયું. થોડેક જતાં તેમણે ખીણમાં ઉતરવા માંડયું. રસ્તો વાંકો ચૂંકો અને સાંકડો હતો; પણ આ રસ્તાથી બન્ને ભોમીયાં અને આવવા જવાથી ટેવાએલાં હોવાથી ઉતરતાં કંઇ મુશીબત નડતી ન્હોતી. બન્ને જણાં વાતો કરતાં નિર્ભયતાથી નીચે ઉતરતાં હતાં. ખીણની નીચે મેદાન આવ્યું હતું. મેદાન ઝાડ-પાનથી ભરપૂર હતું. આ મેદાનમાં પ્હાડની અંદર એક પોલાણ આવેલું હતું. આ પોલાણમાં પ્રવેશ દ્વાર આગળ એક કમાનદાર દરવાજો આવેલો હતો. આ કમાનદાર દરવાજો કોઇએ બનાવેલો અગર પ્હાડને કોરીને કરેલો ન્હોતો; પણ કુદરતી હતો. વનદેવી અને રામપાલ નીચે આવી કમાનવાળા દરવાજા આગળ આવ્યાં. દરવાજા આગળ આવતાં જ નીચેનો પત્થર હાલ્યો. તરત જ અંદરના ભાગમાંથી ઘંટ વાગવાનો અવાજ સંભળાયો. ઘંટનો અવાજ થોડીકવાર સંભળાયો. બન્ને આગળ વધ્યાં. અંદર લાંબી અને સાંકડી નેળ આવેલી હતી. બે માણસ સાથે જઇ શકે એટલી પહોળાઇ હતી. અંદર સ્હેજસાજ અજવાળું હતું. આ નેળ વટાવી બન્ને એક નાના દરવાજા આગળ આવ્યાં. નેળ પૂરી થતાં સામે જ પત્થરની દિવાલ આવેલી હતી. આ દિવાલમાં એક બારણું હતું. એક માણસ સ્હેલાઇથી નીકળી શકે એટલું લાંબું-પ્હોળું હતું. વનદેવી અને રામપાલ આ દ્વારવાટે વારાફરતી બહાર નીકળ્યાં. ત્યાં પણ એક વિશાળ મેદાન આવેલું હતું. આ મેદાનની જમીનપર પત્થર આવેલા હતા. સામેની બાજુમાં ગુફાઓના આકારના ઓરડાઓ આવેલા હતા. વનદેવી અને રામપાલ તેમાંના એક ઓરડા તરફ વળ્યાં. ઓરડાની આગળ બારણાંને બદલે એક પત્થરનું પાટીયું ઉભું કરેલું હતું. રામપાલે આગળ વધી પાટીયાને

ખસેડ્યું. બન્ને અંદર પેઠાં. આવા બે ઓરડા વટાવી તેઓ એક નાના સમચોરસ મેદાનમાં આવ્યાં. આ મેદાન એક નાના બગીચા સમાન હતું. જાત જાતનાં વૃક્ષો ખીલી રહ્યાં હતાં. રંગ બેરંગી પુષ્પો નજરે પડતાં હતાં. તમામ વૃક્ષો કોઇએ વાવ્યાં ન્હોતાં; પણ કુદરતી રીતે જ ઉગેલાં હતાં. આ બગીચામાં થોડે થોડે અંતરે પત્થરની છાટો પડેલી હતી. મધ્ય વિભાગે એક નાનકડું તળાવ આવેલું હતું. આ તળાવનું પાણી નિર્મળ હતું. કિનારાપર હંશ-સારસ પક્ષીયોનાં જોડાં ફરતાં હતાં. આ રમણીય સ્થાન અવલોકતાં તમામ શોક-દુઃખ દૂર થાય એમ હતું. રામપાલ અને વનદેવી આ બગીચામાં આવી એક પત્થરની છાટપર બેઠાં. પછી વનદેવીએ એક ઝીણો અવાજ કર્યો કે જેથી ચારે તરફથી અનેક માણસો ત્યાં દોડી આવ્યાં. આમાં સ્રીઓ પણ ઘણી હતી. સઘળાં ત્યાં બેઠાં.

વનદેવીએ રામપાલને પૂછ્યું. "બોલો હવે તમે શું સમાચાર લાવ્યા છો?"

"સમાચાર સારા છે, ભયંકર યુદ્ધ થયું તેમાં હેમસિંહ હાર્યો."

"તમે પ્રથમ કયાં ગયા હતા?"

"નવિનદુર્ગ."

"ત્યાંની શી ખબર છે?"

"ત્યાં સૌ કુશળ છે."

"વિજયગઢ ગયા હતા કે?"

"ના."

"પછી?"

"અમલગઢ ગયો."

"ત્યાં શું ચાલી રહ્યું છે?"

" ત્યાંની પ્રજાની મરજી વિજયકુમારને રાજગાદીપર બેસાડવાની છે; પણ વિજયકુમાર માનતા નથી."

" તેનું કારણ ? "

" વિશ્વમોહિની મળ્યા પછી ગાદીએ બેસવાની હઠ પકડી છે."

" શું તેઓ હજી વિશ્વમોહિનીને ચાહે છે ? "

" હા, વિશ્વમોહિનીના વિચારમાં તો તેમનું શરીર તદ્દન સૂકાઇ ગયું છે."

" તમે કુમારને મળ્યા હતા ? "

" ના. "

" પ્રતાપસિંહના શું સમાચાર છે ? "

" તે મઝામાં છે. તેમના હૃદયમાં મણીકાન્તાનું સ્મરણ કાયમ છે. "

" તમે શી રીતે જાણ્યું ? "

" હું તેમના મિત્ર નવલસિંહને મળ્યો હતો, નવલસિંહે વાત વાતમાં જણાવ્યું કે સઘળું કામ ઠીક થયું છે. પણ હવે રાજકન્યા અને મણીકાન્તા મળે તો ગંગા ન્હાયા. તેમનું આવું બોલવું સાંભળી મેં પૂછ્યું; " શું રાજકન્યા અને મણીકાન્તાને કુમાર તથા પ્રતાપસિંહ ચાહતા હશે ? "

મારો આ પ્રશ્ન સાંભળતાં જ નવલે કંઇક ગુસ્સામય અવાજથી કહ્યું: " રાજકન્યાને કુમાર એવા તો પ્રેમથી ચાહે છે કે જો કદાચ રાજકન્યાનું મરણ થાય; તો તરત કુમાર પણ પ્રાણ ત્યાગે. પ્રતાપસિંહની વાતતો પૂછવી જ નહિ. મણીકાન્તાને માટે પ્રતાપ પ્રાણ આપવા તૈયાર છે. "

રામપાલનું બોલવું સાંભળી વનદેવીએ એક દીર્ઘ નિઃશ્વાસ

મૂકતાં કહ્યું: "પરમાત્મા! તે પ્રેમીયોને સર્વદા કુશળ રાખો. વારૂ. નવલસિંહના હૃદયને પારખ્યું?"

"હા."

"શું?"

"તે વળી વસંતમાલતીને ચાહે છે; અને તેને રાત્રિ દિવસ યાદ કરી નિઃશ્વાસ નાખ્યા કરે છે."

"એમ કે?"

"હા."

"તેના મનની આ વાત તમે શી રીતે જાણી?"

"મેં યુક્તિપૂર્વક આ વાત મેળવી. વળી તેણે પ્રતિજ્ઞા કરી છે કે જ્યાં સુધી વસંતમાલતી મળે નહિ; ત્યાં સુધી સારૂં ખાવું નહિ; અને મકાનમાં સૂવું નહિ."

"હું નવાઇ પામું છું. નવલની પ્રતિજ્ઞા પ્રભુ જરૂર પૂર્ણ કરશે. પણ રામપાલ! તમે આ બધાની મુલાકાત કેવી રીતે લઇ શકયા?"

"વ્હેમસિંહના રંગીઓની દોસ્તી બાંધીને."

"એટલે?"

"એક શિવાલયમાં બધાં રંગીઓ એકઠા થઇ વિચાર કરતા હતા; એવામાં હું ત્યાં જઇ ચઢયો."

"પછી?"

"મને જોઇ તેઓ પ્રથમ તો વ્હેમાયા અને પછી જ્યારે મેં તેમની ખાત્રી કરી આપી ત્યારે તેમની શંકા દૂર થઇ."

"તમે શી રીતે તેમની ખાત્રી કરી આપી?"

"મહાદેવજીના સોગન ખાઇ મેં તેમને જણાવ્યું કે હું શત્રુ નથી પણ તમારો મિત્ર છું."

"પછી ?"

"સઘળાઓએ વિચાર કરી કુમારની સેવામાં રહેવાનો નિશ્ચય કર્યો. અમે ત્યાં ગયા. સઘળા રંગીયો વફાદારીના સોગન લઇ કુમારના મિત્ર બન્યા. આ પછી મેં કુમાર-પ્રતાપ અને નવલને મળી તેમના હૃદયની પ્રેમ પીડા જાણી."

"ત્યારે સઘળા રંગીયો કુમારના મિત્ર બન્યા નહિ વારૂ ?" વનદેવીએ વિચારવશ વદને પૂછ્યું.

"હા, એક સિવાયના તમામ."

"એક કોણ બાકી રહ્યો ?"

"મોતીલાલબંકા ?"

"ઠીક; જે જન્મથી જ દુષ્ટ છે તે આખર સૂધી દુષ્ટ જ રહે. તેનામાં વિવેક બુદ્ધિ આવે જ નહિ. રામપાલ! સર્વ રંગીયો સારા છે; પણ મોતીલાલ મહાદુષ્ટ છે. વળી તે રંગ વિદ્યામાં પણ પૂરેપૂરો પ્રવિણ છે. સઘળા રંગીયો કરતાં તે કંઇક ચઢે."

"ગમે તેવો છે; પણ નવલને ન પહોંચે. નવલ જો ધારેતો તેને એક જ સપાટામાં ભોંયભેગો કરી નાખે. નવલ આગળ તેની રંગ વિદ્યા કંઇ વિસાતમાં નથી."

આ વખતે વનદેવીને કંઇક હસવું આવ્યું; અને પછી 'પૂછ્યું'; "વારૂ બીજું કંઈ ?"

"અહમદ-મહમદ-દુર્જન પરલોક પધાર્યા."

"ચાલો એ પણ ઠીક જ થયું."

"વધારામાં એક સમાચાર નવા છે." રામપાલે કહ્યું.

"જણાવો ?"

"પેલો મણીકાન્તાને ચાહે છે."

"કોણ ?" વનદેવીએ ચમકીને પૂછયું.

"બંકા."

"એમ ?" વનદેવીની આંખ્યો લાલચોળ થઇ. તે કંઇક બોલવાને મુખ ઉઘાડે એટલામાં જ રામપાલની નજર દૂર ગઇ. ત્યાં કોઈ આવતું જણાયું. તે તત્કાળ બોલી ઉઠયો; "જુઓ માહેશ્વરી આવી."

વનદેવીએ એ તરફ જોયું. તે માહેશ્વરી હતી, વનદેવી આનંદ પામી. માહેશ્વરીએ નજીક આવી વનદેવીને નમન કર્યું.

વનદેવીએ તેને પોતાની જોડે બેસાડી તેના ખભે હાથ મૂકી તેનું કુશળ પૂછયું.

રામપાલ તેને જોઇ આનંદ પામ્યો.

થોડીવારે વનદેવી બોલી; "બ્હેન! તને કેમ આટલો વિલંબ થયો ?"

"ચમત્કારી ખંડેરની આસપાસ સખ્ત પહેરો હોવાથી મારે રોકાવું પડયું."

"ખંડેર તોડવાનું કામ કેટલું બાકી છે ?"

"થોડું. એકાદ દિવસમાં ખંડેર તૂટશે. શત્રુઓના રંગીપોની સ્હાય મળી છે એટલે વાર લાગશે નહિ."

"પેલું પુસ્તક કયાં છે ?"

"કુમાર પાસે."

"તું ખંડેરમાં જઇ શકી કે નહિ ?"

"પેલા બંકાનો સેવક બની હું અંદર ગઇ. ત્યાં મહારાજા વ્હેમસિંહ તેમની રાણી સાથે કુશળ છે. બંકાએ તેમને મળી કંઇક ખાનગી ગોઠવણ કરી છે. હું દૂર હોવાથી કંઈ સાંભળી શકી નથી. પણ મારા ધારવા મુજબ તેઓ કંઇક કાવત્રુ કરવાના હોય એમ સમજાય છે."

વનદેવી થોડીકવાર વિચારમાં રહી બોલી; "હેમસિંહ રાજાની પાસે બંકા કેટલીવાર સુધી રહ્યો હતો ?"

"લગભગ એક કલાક."

"ચોકી પહેરા હોવા છતાં તે શી રીતે અંદર દાખલ થયો ?"

"એક ચોકીદારનો વેશ ધારણ કરીને."

"અને તું ?"

"હું બીજો ચોકીદાર બની."

"બંકા તારીપર વ્હેમાયો નહિ ?"

"ના; તેને નોકરની જરૂર હોવાથી હું તેની નોકર બની. તેને વિશ્વાસ આવે તેવાં મીઠાં વચનો સંભળાવ્યાં. વફાદાર રહેવાને તેના સોગન ખાધા. કહો પછી તેને શી રીતે અવિશ્વાસ આવે ?"

"તેં નામ પણ બીજુંજ જણાવ્યું હશે ?"

"તેમાં શું નવાઇ ? હું મર્દ બની અને મેં મારૂં નામ મહેશ જણાવ્યું."

"શાબાશ. તેં તો બંકાને ઠગ્યો." રામપાલે કહ્યું.

માહેશ્વરી કંઇ બોલી નહિ.

આ વખતે વનદેવી ઉંડા વિચારમાં પડી હતી. રામપાલ અને માહેશ્વરી તેના મુખ તરફ જોઇ રહ્યાં. વનદેવી થોડીકવાર વિચારવશ રહી પછી વિચારનો ત્યાગ કરતાં બોલી; "તેં મોતીલાલના સોગન જુઠ્ઠા ખાધાને ?"

"હા, પાપીના સોગન તો જુઠ્ઠાજ હોય."

"ચાલો; સારૂં થયું કે તું આવી મળી. મને તારી ઘણી ચિંતા થતી હતી."

"અને મને નહિ થતી હોય કે ?" રામપાળે હશીને પૂછ્યું.

"તમને તો મારા કરતાં ઘણી." વનદેવીએ મૃદુ હસતાં કહ્યું.

માહેશ્વરીએ શરમાઇને નીચે જોયું. શા માટે માહેશ્વરી રામપાળથી શરમાતી હશે ? એજ કે બન્નેનાં હૃદયમાં પ્રેમનો પ્રવાહ જોરથી વહી રહ્યો છે. મન મળી ચૂક્યાં છે; ફક્ત દંપતિ થવાનીજ વાર છે.

વાર્તા વિનોદમાં થોડોક વખત વીત્યો. પછી રામપાલે પૂછ્યું; "હવે શું વિચાર છે ?"

"મારો વિચાર આજ રાતના ખંડેર તરફ જવાનો છે."

"શું આજેજ ?"

"હા."

"આટલી ઉતાવળ શામાટે ?" રામપાલે પૂછ્યું.

"મન એમજ કહે છે."

"એકલાં જવું છે ?"

"ના."

"ત્યારે ?"

"તમારે અને એક બીજાએ મારી સાથે આવવાનું છે."

"સારૂં."

મધ્યાન્હ થતાં સઘળાં ચાલ્યાં ગયાં. બગીચો જનશૂન્ય બન્યો. સઘળાં માણસો ક્યાં જતાં રહ્યાં તે કોઇને ખબર પડી નહિ. કારણ કે આ ચમત્કારી જગામાં અનેક ગુફાઓ આવેલી હતી. તેમાંની કોઇક ગુફાઓમાં સઘળાં અદૃશ્ય થયાં હશે.

સાંજ સુધી કોઇ બહાર નીકળ્યું નહિ. રાત્રિ પડી. ત્રણ કાળી આકૃતિયો બહાર નીકળી. ત્રણેનો દેખાવ ડરામણો હતો. સર્વાંગ બુરખાથી ઢંકાએલાં હતાં. ભૂત સમાન ભાસતી ત્રણ કાળી આકૃતિયો એક ગુફામાં પ્રવેશી રાત્રિના વખતે ક્યાંક જવા નીકળી પડી; અને જોતજોતામાં અંધકારમાં મળી ગઇ.

# પ્રકરણ ૩ જું.

## ખંડેરના ભોંયરામાં.

દ્વેશ સદા દિલમાં ધરે, સત્ય ધર્મ ત્યજાય,
રહે સદા નીચ સંગમાં, તેનું બુરૂં થાય.
× × × ×
મોહાંધ જનને ડર નહિ, કિરતારના દરબારનો,
સૌ સૃષ્ટી સમજી તુચ્છને; ઝટ કુંભ ભરતો પાપનો.

ચમત્કાર પૂર્ણ ખંડેરના એક ભાગમાં એક ભોંયરૂં આવ્યું હતું. આ ભોંયરૂં પૃથ્વીની અંદર આવેલું હોવાથી અજાણ્યા માણસને ખબર પડે એમ ન્હોતું. ભોંયરામાં હવા ઉજાસ આવવાને માટે કેટલેક સ્થળે જાળીયાં મૂકેલાં હતાં; પણ તે જાળીયાં એવી કારીગરીથી મૂકેલાં હતાં કે ભોંયરા વિશેની કોઇને જાણ થાય નહિ. આ ભોંયરામાં આવવાને માટે પ્રથમ જમીનપરનો એક લાંબો-પ્હોળો પત્થર ખસેડવો પડતો. પત્થર અલગ થતાં પત્થરનાં પગથીઆં નજરે પડતાં. તે પગથીઆં વાટે થોડેક સુધી ઉંડાણમાં ઉતરવું પડતું. એ પછી એક ચાલ શરૂ થતી. તે ચાલ પુરી કરી પુનઃ પાછું નીચે ઉતરવું પડતું; એટલે ભોંયરામાં જવાતું. આ ભોંયરામાં બે ઓરડાઓ આવેલા હતા. આ બે ઓરડા અંદર રહેનારને માટે ઉપયોગના હતા. એક ઓરડામાં ખાવા-પીવા ઉપરાંત બીજી ઉપયોગની વસ્તુઓ ભરેલી હતી. બીજો ઓરડો બેસવા ઉઠવાને માટે હતો.

આ ભોંયરામાં રાજા હેમસિંહ અને રાણી સત્યમતિ રહેતાં

હતાં. તેઓ આ સ્થળે ક્યાંથી અને કેવી રીતે આવ્યાં હતાં તે કોઇને ખબર નથી. તે ખુદ રાજા તથા રાણીને પણ ખબર નથી કે તેમને આ સ્થળે કોણે લાવી રાખ્યાં. રાજા અને રાણી આ સ્થળે બેશુદ્ધ દશામાં આવ્યાં હતાં. જે વખતે લઢાઇએ ગંભીર રૂપ ધારણ કર્યું, તેજ વખતે કોઇ અજાણી વ્યક્તિએ રાજા રાણીના મહેલમાં જઈ બન્નેને યુક્તિથી બેશુદ્ધ કરી હરણ કર્યું અને પછી તે બન્નેને થોડા દિવસ ખંડેરમાં ખુલ્લા રાખ્યાં; કે જ્યાં કુમારને રાજા વ્હેમસિંહ ગાંડા જેવો જણાયો અને પછી તે રાજાને તથા રાણીને ત્યાંથી ઉપાડી ભોંયરામાં પૂર્યાં. રાજા અને રાણીએ ઘણા વિચાર કર્યા; પણ તેમને કંઇ સમજ પડી નહિ. રાજા વ્હેમસિંહ તો થોડા દિવસ સુધી દિવાના જેવો રહ્યો. રાણી પણ વ્યાકુળ બની. બન્નેએ ઘણી તપાસ કરી પણ બહાર નીકળવાનો એકે રસ્તો હાથ લાગ્યો નહિ. રાજા વારંવાર વ્યાકુળ બનતો; પણ રાણી તેને ધીરજ આપી રાજાની વ્યાકુળતા દૂર કરતી.

બન્નેને આ ભોંયરામાં પૂરાએ ઘણા દિવસ વિતી ગયા. બહારની દુનિયામાં શું બને છે; તેની રાજા રાણીને ખબર પડતી નહિ. રાણી શાન્તિથી ઇશ્વર ભજન કરી દિવસ નિર્ગમન કરતી. ત્યારે રાજા ઉંડા-ઉંડા વિચાર કરતો અને મનમાં હવાઇ કિલ્લાઓ બાંધતો. તેનું સર્વસ્વ નાશ થયું હતું અને પોતે આ સ્થળે પૂરાયો હતો; તદપિ તેણે આશાનો ત્યાગ કર્યો ન્હોતો. તેના મનમાં એક મોટી આશાની ચિંતા જ્વાળા માફક સળગી રહી હતી. તે આશા અન્ય નહિ પણ વિશ્વમોહિનીને મેળવવાની જ હતી. વિશ્વમોહિની ક્યારે રાણી બને અને હું દુશ્મનનું નાક કાપું આ વિચાર હરદમ તેના દિલમાં થયા કરતા હતા. સ્વપ્નમાં પણ તે વિશ્વમોહિનીને જોતો. જે

વખતે ચમત્કારપૂર્ણ ખંડેરના ખુલ્લા ચોગાનમાં કેદ હતો; ત્યારે તો તેને વિશ્વમોહિની અને મણીકાન્તાના મુખનાં દર્શન દૂરથી થતાં; પણ પછી તેને ભોંયરામાં પૂરનાર ભેદી વ્યક્તિએ ખુલ્લા ખંડેરમાંથી ઉપાડી રાણી સાથે પુનઃ ભોંયરામાં ભંડાર્યો. કુમારે અને પ્રતાપે તેને ખુલ્લા ખંડેરમાં જોયા પછી ગૂમ થએલો જાણ્યો. કારણ કે આ ગયબી ભોંયરાની કુમારને કે કોઇને ખબર ન્હોતી. રંગીયો પણ જાણતા ન્હોતા. આ ભેદી ભોંયરાની માહિતી ફક્ત બે માણસને હતી. તેમાં એક મોતીલાલ બંકા અને બીજી પેલી ભેદી વ્યક્તિ.

ભોંયરામાં રહેતો પદભ્રષ્ટ રાજા વ્હેમસિંહ વિશ્વમોહિનીના નામનો જાપ જપતો અને કોઇ કોઇ વખતે મોટેથી પણ બોલતો. સતી રાણી તેને ઘણુંએ સમજાવતી પણ તે મૂર્ખને કંઇ અસર થતી નહિ. બિચારી રાણીના દુઃખનો પાર ન્હોતો. તે મનમાંને મનમાં ઝુર્યા કરતી. રાજાને શીખામણ આપવા જતાં તેને રાજાના ક્રોધને આધિન થવું પડતું. વ્હેમસિંહ કોઇ કોઈ વખતે ઉશ્કેરાઇને રાણીને મારપીટ પણ કરતો. પતીને પ્રભુરૂપ સમજનારી રાણી સત્યમતી પતિનો સર્વ ત્રાસ મુંગે મુખે સહન કરતી.

આજે રાત્રિનો સમય છે. ભિષણ અંધકારે ચમત્કારપૂર્ણ ખંડેરને પોતાના કાળા સાલ્લાવડે ઢાંકી દીધું છે. કંઇ પણ નજરે પડતું નથી. ખંડેર ભયાનક જણાય છે. અપૂર્વ શાન્તિ વ્યાપેલી છે. સમય મધ્યરાત્રિનો થવા આવ્યો છે. આ વખતે ત્રણ કાળી આકૃતિયો આ ચમત્કારમય ખંડેરમાં આવી અને એક સરખાં પગલાં ઉપાડતી જ્યાં ભોંયરૂં આવેલું હતું; તે સ્થળે આવી. તરતજ એક આકૃતિએ ફાનસ કાઢ્યું, ઝાંખો પ્રકાશ ફેલાયો. ભોંયરાના દ્વારપર આવેલો પત્થર જણાયો. બીજી આકૃતિએ પત્થર અલગ કર્યો. માર્ગ થયો. સીડી નજરે

પડી. ફાનસ પકડનાર વ્યક્તિ આગળ ચાલી. બાકીની બે તેની પાછ-ળથી ધીમે ધીમે જવા લાગી. અંતે ત્રિપુટી ભોંયરામાં આવી. ભોંય-રામાં અંધકાર વ્યાપેલો જણાયો. ભોંયરાના બે ઓરડામાં એક જે બેસવા-સૂવાનો ઓરડો હતો; તેમાં એક મંદ દીપક સળગતો હતો. આ દીપક અંધકારના યોગે નહિ જેવોજ હતો. તેના પ્રકાશમાં આ-વેલી વ્યક્તિઓએ જોયું તો જણાયું કે રાજા વ્હેમસિંહ અને તેની રાણી હજી જાગૃતાવસ્થામાં બેઠેલાં છે. રાજાનું મુખ ગુસ્સાવાળુ જણાય છે. રાણીની આંખ્યોમાંથી અશ્રુ વહે છે. નક્કી કંઇ નવા જુની થઇ છે અગર થવાની છે એમ વ્યક્તિઓએ વિચાર્યું.

વાંચકો! તમે આ આગંતુક વ્યક્તિઓને ઓળખી હશે?

એ અન્ય કોઇ નહિ પણ આપણી પરિચીત પેલી વનદેવી છે અને તેની સાથે રામપાલ અને એક બીજો માણસ છે.

રાજા-રાણીને જાગતાં જોઇ વનદેવીએ કહ્યું; " રામપાળ! આ તો હજી જાગે છે?"

" હા. "

" પેલો કંઇ આવ્યો હોય એમ જણાતું નથી."

" ના. "

" કદાચ કાલે પણ આવે. "

" એમ પણ બને. "

" ત્યારે આપણે હવે શું કરવું?"

" પાછા જવું. "

" ના. "

" ત્યારે? "

" આપણે અહિં થોડીકવાર રોકાઇએ. રાજા અને રાણી શું વિવાદ કરે છે તે જાણીએ. "

"બ્હેન! એમાં શું જાણવાનું છે? પાપીના પનારે પડેલી પવિત્ર રાણી ઘણી દુઃખી છે."

"રામપાળ! મને રાણીની ઘણી દયા આવે છે."

"આપણે શું કરવું?"

"હરકોઇ ઉપાયે એ રાણીને સુખી કરવી."

"પણ પતિપરાયણ પ્રેમદા પતિ વિના શી રીતે સુખી થઇ શકે? જો વ્હેમસિંહ સુધરે અને નીતિના રાહ પર આવે તો જ રાણી સુખી થઇ શકે."

"એમ બનવું મુશ્કેલ છે. વ્હેમસિંહ આ જન્મમાં તો સુધરવાનો નથી. દિવસે દિવસે તેની બુદ્ધિ વિશેષ બગડતી જાય છે."

"અને અંતે તે મરશે."

"બિચારી રાણી?" વનદેવી વધુ બોલી શકી નહિ.

"રાણી પણ દુઃખથી મરશે."

"ભગવાન તેનું ભલું કરો. રામપાળ! જો; રાજા કેવી ક્રૂર નજરે રાણીની તરફ જોઇ રહ્યો છે? રાણીનું મુખ કેવું દીન જણાય છે? જો; રાજા કંઇક બોલે છે."

વનદેવી રામપાલ અને સાથેનો માણસ એક બાજુએ છૂપાઇ રાજા–રાણીની તરફ જોઇ રહ્યાં. થોડીવારે રાણીએ મંદ દુઃખી સ્વરે રાજાને કહ્યું; "નાથ–પ્રભુ."

"કેમ શું છે?" રાજાએ વક્ર નેત્રે રાણી સામે જોઇ પૂછયું.

"મારૂં માનો?"

"હરગીજ નહિ."

"પ્રભુ! વિચારતો કરો કે આપણી કેવી દશા થઇ છે?"

"હું તો આ દશાને સારી જ સમજું છું. આ દશા થઇ તેથી કંઇ મારી આશા ગઈ?"

"તમારી આશા નિરાશામાં જ મળશે."

"ચૂપ થા. એવા શ્રાપ આપીશ નહિ. હું જીવ જતાં પણ મારી આશાને છોડનાર નથી."

"પણ તમારી આશા શુભ નથી."

"બહુ સારૂં; મારી આશા ગમે તેવી છે તેમાં તારે શું?"

"પ્રભુ! શા માટે દુષ્ટ આશાને મનમાં સ્થાન આપી પાપી બનો છો? અરે! તમારા જેવી દુષ્ટ આશાથી મોટા–મોટા માણસો નાશ પામ્યા એતો વિચારી જુઓ?"

"મારે કંઇપણ વિચારવું નથી. મારી આશાને હું છેવટ સુધી વળગી રહીશ. આશા અમ્મર છે. હું જીવીશ ત્યાં સુધી રાજ્ય પાછું મેળવવા અને વિશ્વમોહિનીને પટરાણી બનાવવાના પ્રયત્ન કરીશ. સમજી?"

રાણીની આંખ્યોમાંથી આ વખતે એક સરખો અશ્રુ પ્રવાહ વહેવા લાગ્યો; તે કરૂણ અવાજે કહેવા લાગી.

"પ્રભુ! વિચાર કરો; કેટલી લાંબી જીંદગીને માટે આવી દુષ્ટ ઇચ્છાઓ કર્યા કરોછો? સાંભળો! પ્રાણેશ! આ હિત વાક્ય સાંભળો."

"શું સંભળાવે છે?" રાજાએ ક્રોધથી પૂછ્યું.

"એક વિદ્વાનનો ઉપદેશ."

"મારે નથી સાંભળવો. હું સઘળુ સાંભળી ચૂકેલો છું."

"નાથ! તમે વૃદ્ધ થયા. વૃદ્ધાવસ્થામાં આ કેવા અધમ વિચાર? પ્રાણનાથ! હવે તો આપણે પ્રભુ ભજન કરી જીવન વ્યતિત કરવું જોઇએ."

"તું તારે ભજન કર્યા કર. જ્યાં સુધી રાજપાટ અને વિશ્વમોહિની મને મળશે નહિ ત્યાં સુધી હું ભગવાનને પણ માનનાર નથી."

" ભગવાન ભજો, ભગવાન ભજો." રાણીએ કહ્યું.

" જહન્નમમાં ગયો તારો ભગવાન ? "

" મારા પ્રભુને શા માટે ગાળો આપો છો ? "

" તારા ભગવાને મારૂં ઘણું બગાડયું છે. "

" મારો ભગવાન દયાળુ છે; તે કોઇનું બુરૂં કરતો જ નથી. "

" આ ભોંયરામાં પૂરાયાં; તે તેણે ઘણું સારૂં કર્યું નહિ વારૂ?"

" તેમાં તે શું કરે? તમારાં અધમાચરણે જ તમને અહિં પૂરાવ્યા છે. "

" મારાં અધમાચરણ ? " રાજાએ ડોળા ધુરકાવી પૂછ્યું.

" હા. "

" શું ? "

" પરાઇ સ્ત્રીની અભીલાષા. "

" તે કોણ ? "

" વિશ્વમોહિની. "

" છટ્! તે પરાઇ ક્યાં છે? તેને તો હું પ્રથમથી જ ચાહુ છું. તેની પર મારો પ્રથમ હક્ક છે. "

" પણ તમારે હવે તેને શા માટે પરણવું જોઇએ ? "

" કેમ વારૂ ? "

" તમે ઘરડા થયા. "

" કોણ કહે છે ? "

" હું. "

" છટ્ હું તો હજી જુવાન જ છું. "

" કોઇને પૂછો ? તે તરત જ કહેશે કે તમે ઘરડા થયા છો; તમારાં ડાચાં બેસી ગયાં છે, આંખ્યો ઉંડી ઉતરી ગઇ છે. તેમાંથી

પાણી ઝરે છે. આ શું વૃદ્ધાવસ્થાનાં ચિન્હ નહિ કે? નાથ! સમજો! વાળ પણ ધોળા પુણી જેવા બની ગયાં છે? શા માટે ધોળામાં ધૂળ નાખવા તત્પર થયા છો? અરેરે! આટલું બધું થયું; છતાં હજી શા માટે ભયંકર વિચાર કર્યા કરો છો? વિચારો; નાથ! વિચારો! તમારે હવે લાંબુ જીવવાનું નથી."

રાજા ઉશ્કેરાઇ બોલી ઉઠયો; "છાની મર. મારે તારૂં ટાયલું સાંભળવું નથી. હુંતો તારાથી પૂરેપૂરો કંટાળ્યો. અરે દિવાની! તારૂં કહેવું મારા ધ્યાનમાં ઉતરનાર નથી. હું તારા કહેવા પ્રમાણે મરનાર નથી. હુંતો હજી ઘણું જીવવાનો છું. વાળ ધોળા થયા તો તેને કાળા બનાવવાની દવા કયાં મળતી નથી? શરીર ઘરડું થાય; પણ જીવ તો સદા જુવાન જ રહે છે. માટે વધારે બોલ્યા વિના છાની મરી રહે."

"પ્રાણનાથ..."

રાણી વધુ બોલે એ પહેલાંજ વ્હેમસિંહ બોલી ઉઠયો; "મેં તને સાફ જણાવી દીધું છે કે હું તારૂં કંઇપણ સાંભળવા માગતો નથી. છતાં શામાટે મારૂં માથું ફોડાવે છે?"

"આ હૃદય સળગી જાય છે."

"સળગવાં દે."

"નાથ! મારૂં માનશો તો સુખી થશો."

"મારે સુખી નથી થવું."

"બીજાને દુ:ખી શામાટે કરો છો?"

"હું કોને દુઃખી કરૂં છું?"

"મને."

"તું જતી રહે."

"કયાં જાઉં?"

" તારે ફાવે ત્યાં. "

" અરેરે ! આ શું બોલો છો ? આપણે પ્રભુની સાક્ષીએ પરણ્યાં છીએ. એક બીજાના સુખ-દુઃખમાં સાથે રહેવા બંધાયાં છીએ. કહો-નાથ ? હું તમારાથી શી રીતે છૂટી થાઉં ? "

" બોય તારીની ? આ તો ભારે પ્રતિજ્ઞાવાળી ? જા; જા; એ સાક્ષી અને પ્રતિજ્ઞા આજથી ફોક છે. હું તને છૂટી કરૂં છું. "

" આપ છૂટી કરશો; પણ મારાથી છૂટી શકાશે નહિ. "

" કારણ ? "

" હું તો તમારી સેવા કરવા બંધાએલી છું. "

" પણ હું છૂટી કરૂં છું ને ? "

" છતાં પણ મારે છૂટું થવું નથી. "

" શા માટે ? "

" તમને ખરા રસ્તે ચઢાવવા. "

" હું તો ખરા રસ્તે ચઢેલો જ છું. "

" ભુલ થાય છે; તમે ખરા રસ્તે નહિ પણ ભયંકર રસ્તે ચઢ્યા છો ? "

" છો ચઢ્યા. તું તારે જોયા કર અને ન જોવાતું હોય તો રસ્તે પડ. "

" હું જીવતાં સુધી મારી ફરજ બજાવીશ. રસ્તે ક્યાં પડું. "

" રાણી ! તારો બકબકારો વૃથા છે. "

" નહિ; મારો બકવાદ આખરે યાદ આવશે. "

" હવે માથું ફોડાવતી મટીશ ? "

" ના. " રાણીએ નિશ્ચયાત્મક અવાજે કહ્યું.

" બોલ ત્યારે તારો શું વિચાર છે ? "

"એજ કે તમે નેકીના રસ્તે આવો."

"એટલે ?"

"દુષ્ટ ઇચ્છાઓ ત્યાગી મારી સાથે ચાલો ?"

"ક્યાં ?"

"અમલગઢ."

"ત્યાં શું કરવા ? ત્યાં કદાચ દુષ્મનો હશે તો ?"

"દુષ્ટ ઇચ્છાઓ ત્યાગવાથી દુષ્મનો પણ મિત્ર બનશે અને આપણને આપણું રાજ્ય પણ પાછું મળશે."

"શું હું શત્રુને નમું ?"

"એમાં નમવાનું ક્યાં છે ?"

"છટ્ ! મારાથી તારા કહેવા પ્રમાણે કદાપિ બનનાર નથી."

"ત્યારે હું પણ મારી ફરજ બજાવવામાંથી પાછી હઠનાર નથી."

"તારી ફરજ છે કે મારી આજ્ઞા માનવી."

"અને તમારી પણ ફરજ છે કે શુભ શીખામણ અંગીકાર કરવી."

"રાણી ચૂપ થા. મારો ક્રોધ પ્રચંડ સ્વરૂપ લેતો જાય છે."

"હવે જીવનની દરકાર નથી, દરકારમાં દરકાર ફક્ત તમને શુભ રસ્તે લઈ જવાની છે."

"ચાલ; અહિંથી દૂર જા."

"નહિ."

"હું તારૂં ખૂન કરીશ."

"હું સદ્‌ભાગ્ય માનીશ અને સ્વર્ગમાં જઇશ."

"એમ તો લે." રાજાએ નજીકમાં પડેલી કટાર ઉપાડી. રાણી મરવા તૈયાર થઇ. ક્રોધાંધ રાજા કટારનો ઘા કરવા તત્પર બન્યો.

સારાસારનું ભાન વીસરી ગયો. પણ અરે ! આ શું ? છૂપાએલી વનદેવીએ વાઘની માફક છલંગ મારી રાજાનો કટારવાળો હાથ પકડી લીધો. રામપાળે દોડી આવી રાજાને કંઇક દવા સુંઘાડી બેશુદ્ધ બનાવ્યો. દુઃખી રાણી પણ આ અદ્દભુત બનાવ નિહાળી બેશુદ્ધ જેવી બની ગઇ. રામપાળે અને સાથેના માણસે મળી રાણીને ઉપાડી ત્યાંથી ચાલવા માંડયું. વનદેવી પણ રાજાની તરફ ધિક્કારમય નજર ફેંકી પાછળ–પાછળ ચાલતી થઇ. એ ત્રિપુટી રાણીને ઉપાડી ક્યાં અદૃશ્ય થઇ તે અંધકારને લીધે જાણવું અશક્ય હતું.

## પ્રકરણ ૪ થું.

### ગુપ્ત ગોઠવણ.

જગરાય જ્યારે રૂઠે,
દુર્બુદ્ધિ ત્યારે સુઝે.........

આ મુજબ વ્હેમસિંહ રાજાની બુદ્ધિ ભ્રષ્ટ થઇ હતી અને તેથી તે વિનાશના કુંડ તરફ ઝડપથી ગમન કરી રહ્યો હતો. રાણીના ઉપદેશની તેને કંઇપણ અસર થઇ નહિ. ક્યાંથી થાય ? વ્હેમસિંહની વૃત્તિઓ મૂળથી જ અધમ છે. તે અધમોના સહવાસમાં જ રહ્યો છે. દેખે તેવું કરે. પડેલી ટેવ મરણ કાળેજ જાય છે. અધમ મનુષ્ય પાપમય પ્રવૃત્તિ કરતાં લગીર પણ અચકાતો નથી. એતો એના મનમાં એમજ સમજે કે હું આ ઘણું સારૂં કામ કરૂંછું. અધમ મનુષ્ય પ્રભુને ઓળખતો નથી. ધર્મ શું છે તેનો સ્વપ્ને પણ ખ્યાલ લાવતો નથી. કળીકાળમાં આવા અનેક

અધમાચરણી મનુષ્યો નજરે પડે છે; કે જેઓ તેમની અધમ-વૃત્તિઓને પોષવાને માટે મહા ભયંકર કાર્યો કરે છે. આવા મનુષ્યને જો કોઈ ધર્મીષ્ટ માણસ શીખામણ દેવા જાય છે તો તે અધમ જન તરત જ તિરસ્કાર કરી પોતાનો દંભ પ્રદર્શિત કરે છે.

વ્હેમસિંહ આવા ગુણોથી ભરેલો હતો. તે કોઇની શીખામણ માનતો નહિ. પોતે જ ડાહ્યો અને સર્વગુણ સંપન્ન છે એમ મનથી સમજતો હતો. કેદમાં પૂરાયો હતો; છતાં તે નિરાશ–હતાશ બન્યો ન્હોતો. કાળી આકૃત્તિયોને એકાએક આવેલી જોઇ તે ચમકયો દવાની અસરથી અને મગજની નબળાઇના કારણે તરત જ બેશુદ્ધ બન્યો. કાળી આકૃત્તિઓ કે જે વનદેવી અને તેનાં માણસો હતાં; તે રાણીને ઉપાડી ચાલતાં થયાં. વ્હેમસિંહ બેશુદ્ધાવસ્થામાં ઘણીવાર પડયો રહ્યો. આ વખતે તેને કંઇપણ ભાન ન્હોતું. રાણીનું ખૂન કરવાને તત્પર થએલો મદાંધ રાજા આ વખતે હાલહવાલ બની જમીનપર પડયો હતો. તેની મોટી વાતો; દંભ અને મિથ્યાભિમાનપણું આ વખતે જણાતું ન્હોતું. તેની આંખ્યો મીંચાએલી હતી. ફરીથી રાજ્ય મેળવવાની અને વિશ્વમોહિનીને પટરાણી કરવાની આશાઓ રાખ-નાર રાજા અત્યારે જડ તુલ્ય બની પડયો હતો. તેની સારવાર કર-નાર તેની પાસે કોઇ ન્હોતું. ભોંયરામાં અંધકાર છવાએલો હતો. ઝાંખો બળતો દીપક ઓલવાઇ જવાની તૈયારીમાં હતો.

વ્હેમસિંહ બેશુદ્ધાવસ્થામાં ઘણીવાર પડયો રહ્યો. પાછલી રાત થતાં તેનામાં શુદ્ધિ આવી. તેણે નેત્રો ઉઘાડયાં. આસપાસ નજર ફેરવી. પોતે જમીન પર સૂતેલો જણાયો. સ્થિતિનું ભાન થયું. કાળી આકૃત્તિયોનું સ્મરણ થયું. તત્કાળ ઉઠી બેઠો થયો. ભયથી ચારે તરફ જોવા લાગ્યો. દીવાપર નજર પડી. હમણાં દીપક ઓલવાઇ

જશે. લાવ દીવાની વાટ સંકેરૂં–કહી રાજા ઉભો થયો અને દીવાની નજીક ગયો. દીવાની વાટ સંકેરી. દીવો પ્રકાશમય થયો. રાજાના મનમાં આ વખતે અનેક સંકલ્પ–વિકલ્પ થવા લાગ્યા. કાળી વ્યક્તિઓનો ભય હજી દૂર કરી શકયો ન્હોતો. તેનું હૃદય ધડક–ધડક થતું હતું. ભયભીત નજરે વારંવાર ચારેતરફ જોતો હતો. તે આકૃત્તિયો કોણ હશે? શું તે ભૂત પ્રેત હશે? અરે તે હજી આટલામાં છૂપાઇ રહી તો નહિ હોય? શું તે મને મારી નાંખશે? આમ મનમાં ગડભાંગ કરતો રાજા ઘણીવાર દીવા પાસે બેસી રહ્યો. ઘણીવાર થઇ. કોઇ આવ્યું નહિ. ત્યારેજ કંઇક ભય ઓછો થયો.

તેણે લમણે હાથ ટેકવી આત્મગત્ બોલવા માંડયું: "રાણી અહિં નથી. તેને પેલાં ભૂત ઉપાડી ગયાં હશે? ચાલો પીડા પતી. રાણીથી હું કંટાળ્યો હતો. તે મારાથી દૂર થાય એમ ઇચ્છતો હતો. ભૂતોએ મારીપર મહેરબાની કરી. પણ તે ભૂત કદાચ આટલામાં હશે તો? આમ બોલતા રાજાએ પુનઃ અંધકાર તરફ નજર ફેંકી પણ કંઇ જણાયું નહિ. આથી વળી પાછો વિચારવા લાગ્યો: "ભૂત નથી. એ તો રાણીને લઇ રસ્તે પડયાં. તેને ખાઇ જશે. ગમે એમ કરો. મારે શું? પુરૂષે શામાટે સ્ત્રીની દરકાર રાખવી? સ્ત્રી તો પુરૂષને માટે રમવા–આનંદ કરવાનું રકમડું છે. મરજીમાં આવે ત્યાં સુધી તેને પાસે રાખે. પુરૂષ સ્વતંત્ર છે. તે સ્ત્રીથી કંઇ બંધાએલો નથી. રાંડની રાણી કહેતી હતી કે પુરૂષ સ્ત્રીની સાથે બંધાએલો છે. સઘળું જુઠું. બસ હવે મને નિરાંત થઇ. પણ હવે મારે કરવું શું?

રાજા ઉંડા વિચારમાં પડયો. વિચારાવસ્થામાં ઘણીવાર બેસી રહી અંતે બોલ્યો; "ગમે તે ઉપાયે અહિંથી બહાર નીકળવું. જીવતો

નર ભદ્રા પામશે. આ કહેવત ખરી છે. જીવતા છીએ તો ધારેલું કોઇક દિવસ પણ પૂર્ણ કરી શકીશું. પ્રયત્ન કરતાં સઘળું મળી આવશે. દુનીયાં એમ ધારતી હશે કે વ્હેમસિંહ મરી ગયો હશે? પણ ના; હું દુનિયાંને દેખાડીશ કે વ્હેમસિંહ મરી ગયો નથી પણ જીવે છે. દુષ્મનો પણ જોશે કે વ્હેમસિંહ હવે શું કરે છે? જ્યાં સુધી વ્હેમસિંહ જીવે છે ત્યાં સુધી કોઇને શાન્તિ-આરામ મળનાર નથી. વિશ્વમોહિની પાસેના પ્હાડપર છે. વચમાં એક સીધો પ્હાડ છે. આ ભોંયરામાંથી મારે બ્હાર નીકળી પ્રથમ આ પ્હાડ તરફ જવું અને વિશ્વમોહિનીને મળવું. તેને મળી તેના વિચાર જાણવા. મને લાગે છે કે તે વિજયકુમારથી હવે તો કંટાળી હશે? એમજ. બિચારી ઘણી દુઃખી થઇ. વિજયકુમારે તેના માટે શું કર્યું? વિશ્વમોહિની ચતુર છે. હું તેને મળતાંજ કહીશ કે મેં તારે માટે કેટલું સહન કર્યું છે. મારા સંકટની વાત સાંભળી તે જરૂર મારી પત્ની બનશે. બસ પછી અમલગઢ જવું અને જીવન આનંદમાં ગાળવું. પણ વિશ્વમોહિનીના પ્હાડપર જવું શી રીતે?" રાજા વિચારમાં પડયો અને અંતે કંઇક નિશ્ચયપર આવી પુનઃ બોલ્યો; "એમજ. મારે પ્રથમ અમલગઢ જવું અને મારા વફાદાર રંગીલાને મળવું. પ્હાડપર જવાનો રસ્તો રંગ વિદ્યાના પ્રતાપે થશે. પણ અમલગઢ હજી મારૂં હશે? શું રાજ્ય દુષ્મનને તાબેતો નહિ હોય? મારા રંગીલા બહાદુર છે. તે જીવતા હોય ત્યાં સુધી તો દુષ્મનને ફાવવા દે નહિ. પછી તો શું ખબર? બસ ગમે એમ હોય; પણ મારે અંહિંથી નીકળી વેશ બદલી પ્રથમ અમલગઢ જવું અને રંગીલાને મળવું પણ અહિંથી જવું શી રીતે? ચાલ પ્રયત્ન કરૂં.

વ્હેમસિંહ હાથમાં દીવાનું કોડીયું પકડી ઉભો થયો અને ભોંય-

રાની એક દિવાલ આગળ ગયો. તેણે દીવાનું કોડીયું એક ગોખલામાં ગોઠવી દિવાલ તપાસવા માંડી; પણ તે દિવાલ તેને નક્કર પત્થરની જણાઇ. એક નાની તરડ પણ તે દિવાલમાં ન્હોતી. હેમસિંહ દીવો ઉપાડી બીજી દિવાલ તરફ ગયો. ત્યાં પણ એવુંજ જણાયું. ત્રીજી દિવાલે આવતાં તેને દિવાલમાં એક ફાટ જણાઇ. કદાચ અહિં રસ્તો હોય. રાજાને આશા બંધાઇ. તેણે દીવાને નીચે મૂકયો અને ઓરડા- માં જઇ એક લાંબી લોખંડની કોશ લઇ આવ્યો. તે કોશને દિવા- લની ફાટમાં ઘાલી રાજા જોર કરવા લાગ્યો. પણ દિવાલમાં આવેલો પત્થર લગીર પણ હાલ્યો નહિ. આથી રાજાએ કોશ ખેંચી લઇ પત્થરને તોડવાની શરૂઆત કરી. અવાજથી ભોંયરૂં ગાજી રહ્યું. રા- જાએ લગભગ સવાર સૂધી કામ ચાલુ રાખ્યું; પણ પત્થર કાઢી શ- કાયો નહિ. રાજાએ ખૂબ મહેનત કરી. શરીરે પસીનો વળ્યો. હાથ છો- લાયા; પણ સઘળું નિષ્ફળ.

રાત્રિની સમાપ્તિ થઇ ચૂકી હતી. બહાર પ્રાતઃકાળનો સમય હતો. પણ આ ભોંયરામાં તો હજી રાત્રિનો અંધકાર હતો. દીવો સળગતો હતો. હેમસિંહ હવે શું કરવું તેના વિચાર કરતો લમણે કર ટેકવીને બેઠો હતો. થોડીવાર પછી વળી પાછો તે ઉભો થયો અને હાથમાં દીવો લઇ ભોંયરાના તમામ ખૂણે ફરી વળ્યો. ચારે તરફ એક સરખી દિવાલો આવેલી હતી. રાજાને નિષ્ફળતા સિવાય કંઇ પણ મળ્યું નહિ. તે નિરાશ થયો અને ધીમા પગલે સૂવાના ઓરડામાં આવ્યો. દીવાને તેના સ્થાને ગોઠવી પથારીમાં પડયો. નિરાશાને લીધે તેને ચારે તરફ ઘોર અંધકાર જણાયો. આ સ્થળેજ જીવન પર્યંત પૂરાઇ રહેવું પડશે જાણી તેના મનમાં અપાર શોક થયો. રાણી જવાથી પોતે એકલો પડયો એ પણ તેને સ્મરણ થઇ આવ્યું.

છૂટવાની આશા સર્વથા નષ્ટ થઇ. તે ઘણી વાર સુધી આંખ્યો બંધ કરી પથારીમાં પડયો રહ્યો.

આ અરસામાં એક અજબ કૌતક થયું. ભોંયરાના એક ભાગ તરફ કંઇક અવાજ થયો. અવાજ સાંભળતાંજ રાજાએ આંખ્યો ઉઘાડી અને એ તરફ જોયું. આ સાથે રાજાના મનમાં ભૂતનો ભાસ પણ તત્કાળ ઉત્પન્ન થયો. ભયભીત નજરે રાજા એ તરફ જોઇ રહ્યો. ધીમે ધીમે એ તરફ કંઇક પ્રકાશ જેવું જણાયું. પ્રકાશ જોતાં જ રાજાનાં ગાત્ર ગળવા માંડયાં. થોડીવારમાંજ એક કાળી વ્યક્તિ હાથમાં ફાનસ પકડી ધીમે કદમે રાજાની તરફ ચાલી આવતી જણાઇ.

રાજા સર્વાંગે ધ્રુજવા લાગ્યો. ભૂતની ખાત્રી થઇ. અવાચક-જડ જેવો બની એ તરફ જોઇ રહ્યો. તે વ્યક્તિ જેમજેમ તેની તરફ આવતી ગઇ; તેમ રાજાના ભયમાં વૃદ્ધિ થતી રહી. તેની આંખે લાલ પીળાં જણાવા લાગ્યાં.

કાળી આકૃત્તિ નજીક આવી. રાજાના મુખમાંથી ભયની કારમી ચીસ નીકળી ગઇ અને એ સાથેજ વળી પાછો તે બેશુદ્ધ બન્યો.

આવનાર વ્યક્તિ તરતજ ફાનસ નીચે મુકી રાજાની નજીક દોડી આવી અને તેણે રાજાના કપાળે હાથ મુકયો.

કપાળપર પસીનો વળ્યો હતો. રાજા ભયથી બેશુદ્ધ બન્યો છે જાણી તે કાળી આકૃત્તિ રાજાને રૂમાલથી પવન નાખવા લાગી. ઘણીવાર પવન નાંખતાં રાજાને શુદ્ધિ આવી. આંખ્યો ઉઘાડી પવન નાખનાર તરફ રાજાએ જોયું. ભય-ગભરાટનો પાર રહ્યો નહિ. રાજા ફાટી આંખે જોઇ રહ્યો.

આવનાર વ્યક્તિએ રાજાના માથાપર હાથ ફેરવતાં કહ્યું. “ મહારાજ. ”

મહારાજ શબ્દ સાંભળતાં રાજા ચમક્યો અને વિશેષ ભય પામ્યો. તેના મનમાં ઠશી ગયું કે નક્કી આ પિશાચજ છે અને તે મને ખાઇ જવા આવ્યું છે.

એટલામાં વળી પાછી તે વ્યક્તિ બોલી; " રાજન."

બીજી વારના શબ્દથી રાજાને કંઇક હિંમત આવી. મરવાનું હશે તો મરીશું. જીવવામાં હવે કાંઇ સાર નથી. આમ નક્કી કરી રાજા બેઠો થયો અને તે વ્યક્તિના મુખ સામે દ્રષ્ટિ કરી રહ્યો.

તે વ્યક્તિને રાજાની દયા આવી. તેણે નિઃશ્વાસ નાખ્યો અને પછી કહ્યું; " તમે મારાથી ભય પામશો નહિ. "

હજી પણ રાજાને ખાત્રી થઇ નહિ. તેણે જીવનથી કંટાળી કહ્યું; " તમે જે કામે આવ્યા હો તે કામ પૂરૂં કરો. હું જીવવાથી કંટાળી ગયો છું."

આવનાર રાજાના બોલવાથી આશ્ચર્ય પામ્યો. તેણે કહ્યું; "તમે શા માટે જીવનથી કંટાળી ગયા છો ? "

" જીવવામાં કંઇ સાર નથી. "

" પણ શાથી ? "

" આ એકાન્ત ભોંયરામાં પૂરાવાથી. "

" હવે તમારે વધુ વખત આ સ્થળે રહેવાનું નથી."

" એ તો હું પણ સમજી શકયો છું કે મારી હયાતી આ સ્થળે નથી."

" તમે આમ કેમ બોલો છો ? "

" હું ખરૂં કહું છું. તમે તમારૂં કામ પૂરૂં કરો."

" હું શું કામે આવ્યો છું તે તમે જાણો છો ? "

" હા."

" શું ? "

" મને ખાઇ જવા. મારી રાણીને ઉઠાવી ગયા, હવે મને પણ પૂરો કરો."

આવનાર વ્યકિતના આશ્ચર્યમાં વૃદ્ધિ થઇ. તે મનમાં વિચારવા લાગી; " અહા ! રાજાની કેવી દીન દશા થઇ રહી છે ? એક વખતનો સુખ વૈભવશાળી રાજા આજે કેદખાનામાં પૂરાઇ દિવાના જેવો બન્યો છે. તેને પોતે શું બોલે છે એ પણ ભાન નથી. મને ઓળખી શકવાની સ્મૃતિ પણ નાશ પામી છે. મારો પરિચિત અવાજ પણ તેને અજાણ્યો લાગે છે. મારા સમજવા પ્રમાણે તે મને પિશાચ માનતો હોવો જોઇએ.

અફસોસ ! રાજાની દશા જોતાં કંપું છું. રાજાને હવે મારી સત્ય ઓળખાણ આપવી જોઇએ. આમ વિચારતી તે વ્યકિત રાજાને કંઇ કહે એ પહેલાંજ રાજાએ પૂછયું; " કેમ શું વિચાર કરો છો ? "

" તમારો ભ્રમ ટાળવાનો."

" મારો ભ્રમ ટળી ચુકયો છે; પિશાચરાજ ! તમે એકદમ મને ખાઇ જાવ. હું જીવવા ઇચ્છતો નથી."

" રાજન ! શાન્ત થાવ."

"મારી શાન્તિ સદાને માટે મરી ગઇ છે. "

"મહારાજ ! આમ નિરાશ શા માટે થાવ છો ?"

" ત્યારે શું કરૂં ? "

" હિંમત રાખો."

" હિંમત ક્યાં છે ? "

"આમ શા માટે બોલો છો! શું તમને મારાથી ભય ઉત્પન્ન થાય છે?"

"ના, હવે હું તમારાથી ભય પામતો નથી."

"શું તમે મને ઓળખ્યો?"

"હા."

"કહો ત્યારે હું કોણ છું?"

"પિશાચરાજ."

વ્યક્તિના દુઃખનો પાર રહ્યો નહિ. પુનઃ તેણે એક દીર્ઘ નિઃશ્વાસ નાખી કહ્યું; "મહારાજ! હું ભુત નથી."

"તમે જુઠું બોલો છો!"

"હું તમારા સોગન ખાઇને કહુંછું કે હું ભૂત નથી."

"ત્યારે?"

"જુઓ, મને ઓળખી લ્યો."

આટલું કહીને વ્યક્તિએ મુખપર ઢાંકેલું કપડું અલગ કર્યું.

રાજાએ દીવો મોટો કરી તેના સામે ધ્યાનપૂર્વક જોયું. થોડીકવાર જોઇ રહેતાં રાજાએ તેને ઓળખ્યો. રાજાના મુખપર શોકને બદલે હર્ષ છવાયો. રાજાએ આનંદના આવેશથી કહ્યું; "કોણ મોતીલાલ!"

"હા મહારાજ."

રાજા અને બંકા ભેટયા. બન્નેની આંખ્યોમાં અશ્રુ ઉભરાયાં. ઘણીવાર બન્ને એકબીજાને આલીંગી ઉભા રહ્યા. પછી નીચે બેસતાં રાજાએ કહ્યું;" બંકા! મારી દશા થઇ એ જોઇને?"

"હા, મને ઘણોજ ક્રોધ ચઢે છે."

"ક્રોધનો બદલો બહાર નીકળી બરાબર લઇશું."

" એમજ થશે; પણ રાણી ક્યાં ? "

" રાણીને ભુત ઉપાડી ગયાં ? "

" ક્યારે ? "

" આજ રાત્રે. "

" શું ખરૂં કહો છો ? "

" હા, હું બેશુદ્ધ બન્યો અને પછી જાગીને જોતાં રાણી જણાઇ નહિ. "

" ભૂતને તમે બરાબર જોયાં હતાં ? "

" હા. "

" ત્યારે રાણી સાહેબ સદાને માટે ગયાં એમજને ? "

" હા, ચાલો એક જાતની નિરાંત થઇ. "

" એમ કેમ ? " મોતીલાલે પૂછ્યું.

" રાણી મને ઘણું સતાવતી હતી. "

મોતીલાલ કંઇપણ નહિ બોલતાં મૌન રહ્યો.

રાજાએ પૂછ્યું; "તને શી ખબર કે હું અહિં પૂરાયો છું ?"

"આખું ખંડેર તપાસતાં તમારો પત્તો મળ્યો નહિ; આથી તમે આ સ્થળે હશો એમ જાણી હું અહિં આવ્યો. "

" ત્યારે તો આ સ્થળની માહિતી તમને હશે ? "

" હા, આ સ્થળ ફક્ત બે જણાંની સ્મૃત્તિમાં છે. "

" તે બે કોણ ? "

" એક હું અને બીજું........" મોતીલાલે ઘણા ધીમા અવાજે કહ્યું.

રાજા આશ્ચર્ય પામ્યો અને પછી પાછો પૂછવા લાગ્યો; " મને આ સ્થળે પૂરનાર પણ તેજ હશે નહિ વારૂં ? "

" હા. "

" ખરેખર ! તેણે ભારે કામ કર્યું છે. વારૂ હવે જણાવો કે આપણા રંગીઓ કુશળ તો છેને ? "

" સઘળા મરીને નર્કમાં ગયા. "

" એટલે ? શું ખરેખર મરી ગયા ? " રાજાએ વિસ્મય થઇ પુછ્યું.

" હા, મરણથી પણ કંઇક આગળ ગયા. "

" ચોકખું જણાવોને ? "

" મારા સિવાય તમામ દુષ્મનને મળી ગયા. "

" ઓહ ! હું આ શું સાંભળુંછું ? " રાજાને અપાર શોક ઉત્પન્ન થયો.

મોતીલાલે શાન્તિનું સૂચન કરતાં કહ્યું; " શામાટે શોક કરો છો ? તેઓ ભલે નીમકહરામ થયા. તેમના કર્મનો બદલો સમય આવે તેમને મળી રહેશે. "

" બીજા કંઇ સમાચાર ? " રાજાએ પુછ્યું:

" રાજ્ય શત્રુને તાબે થયું. "

" રાજ્યગાદી પર કોણ બેઠું ? "

" કોઇ નહિ. વિશ્વમોહિનીને પરણ્યા પછીજ ગાદીએ બેસવાની કુમારે પ્રતિજ્ઞા કરી છે. "

" મુર્ખો. " રાજાએ ઉદ્દગાર કાઢયો અને પછી પુછ્યું; " આપણી પ્રજાતો સામે થઇ હશે ? "

" ના, પ્રજાએ તો દુષ્મનનો સારો સત્કાર કર્યો. "

" એમ ? " રાજાએ દાંત કચકચાવ્યા.

" હા. "

" દુર્જન ક્યાં ગયો ? "

" મરી ગયો. "

" એ ઠીક થયું. અને પેલા અહમદ–મહમદ ? "

" તે પણ મરી ગયા. બીચારા આપણાજ માણસોના હાથે મુઆ ! "

" કોના હાથે ? "

" આપણા રંગીના હાથે. "

" ધિક્કાર છે કે તેમણે આપણા જ માણસોના જીવ લીધા. એવકૂફો ! આખરે નિમકહરામ થયા. "

" થવાનું થયું; નિરાશ થવાની જરૂર નથી. "

" બંકા ! આપણું હવે કોણ ? "

" એમ શા માટે બોલો છો ? આપણે બન્ને હયાત છીએ તો ધારીશું તે કરીશું. "

" પણ સાધન ? "

"સર્વ આવી મળશે. જીવતો નર ભદ્રા પામશે. "

" બંકા આપણે શું કરીશું ? "

" રાજ્ય પાછું લઈશું ? "

" શી રીતે ? "

" ગભરાવ છો શાને ? મેં બહાદુરોને એકઠા કર્યા છે. "

" શું કહે છે ? " રાજાએ ખુશી થતાં પૂછયું.

" હું સત્ય વદું છું. "

" કેટલા સૈનિકો છે ? "

" પાંચસો. "

" ફિકર નહિ. પાંચસોથી પચાસ હજારને પૂરા પડશું. પણ આપણી પાસે દ્રવ્ય કયાં છે ? "

"તેની પણ ગોઠવણ થઇ ચૂકી છે."

"શું ?" રાજાએ આનંદી વદને પૂછયું.

"દુષ્મનના નગર પ્રવેશ અગાઉજ મેં ઝવેરાત અને ત્રીજોરી નગર બહાર મોકલાવી દીધી છે."

"શાબાશ બંકા તારો ઉપકાર મારાથી વિસરી શકાય એમ નથી. મારી અસ્હાય અવસ્થામાં ફક્ત તુંજ એકલોજ મારો સ્હાયક રહ્યો છે."

"મહારાજ! મેં આમાં કંઇ વિશેષ કર્યું નથી. મારી ફરજ હતી તે મેં બજાવી છે."

"રાજ્ય મળ્યા પછી તને બરાબર બદલો આપીશ."

"હું બદલાની ઇચ્છા રાખતો નથી; પણ ફક્ત એકજ ઇચ્છા છે ?"

"જણાવ; દોસ્ત! તારી દરેક ઇચ્છા પૂર્ણ કરવા હું તૈયાર છું."

"કહું ?"

"હા."

"તમે ગુસ્સે થશો તો ?"

"શું હું તારી પર ગુસ્સો કરૂં ?"

"કદાચ એમ કરો ?"

"ના, મોતીલાલ મારો ભાઇ છે. હું તેના સુખે સુખી અને દુઃખે દુઃખી છું."

"ત્યારે કહી દઉં ?"

"હા."

"મણીકાન્તાને પરણવાની ઇચ્છા પ્રબળતા ધરાવી રહી છે."

"બસ એજ કે કાંઇ બીજું ?" રાજાએ હસીને પૂછયું.

"બસ એજ."

"તારી ઇચ્છા મારી ઇચ્છાની સાથે જરૂર પૂર્ણ થશે."

"તમારી ઇચ્છા?"

"હા."

"શું?"

"વિશ્વમોહિની."

"ચાલો; આપણે બન્ને સમાન ઇચ્છાવાળા."

"હા, પણ તેઓ જે પ્હાડ પર છે; ત્યાં શી રીતે જવાશે?"

"તે રસ્તો હું બતાવીશ."

"ત્યારે તો આનંદની સીમાજ નથી. હું તેજ બાબતથી નીરાશ થતો હતો. મોતીલાલ! વ્હાલા દોસ્ત! આજે તેં મને મળી મોટો ઉપકાર કર્યો છે. નિરાશાના સાગરમાંથી બહાર ખેંચી કાઢ્યો છે. હું મારી ચારે તરફ અંધકાર જોઇ રહ્યો હતો. તેમાં આશાનું એક પણ કિરણ જણાતું નહોતું. હું જીવતો છતાં મુએલા સમાન હતો. તેમાં તેં અહિં આવી મને સજીવન કર્યો છે. ભાઇ! બંધુ! આ ઉપકારનો બદલો કેવી રીતે વાળી શકીશ."

"મણીકાન્તા આપીને." મોતીલાલે હશીને કહ્યું.

"એતો જરૂર તને મળશે; પણ ત્યાં જવાને માટે?"

"શા માટે ફીકર કરો છો? રસાયણીક પ્રયોગથી હું જોત જોતામાં રસ્તો કરીશ અને પછી આપણે ત્યાં જઇશું. સુંદરિઓને મળીશું. માનશે તો મનાવીશું અને નહિ માને તો કેદ કરીશું."

"કયાં કેદ કરશો?"

"એક એવું અજબ સ્થાન છે કે કોઇને ખબરજ પડે નહિ."

"બરાબર છે. ચાલો ત્યારે આપણે અહિંથી નીકળી જઇએ."

મોતીલાલ ઉભો થયો અને રાજાને લઇ ભોંયરાના એક ભાગ તરફ ગયો. ત્યાં દિવાલમાં આવેલા એક પત્થરને અલગ કરી રસ્તો કર્યો. સાંકડી નેળ જણાઇ. બન્ને તેમાં પ્રવેશ્યા. એક સીડી પરથી બીજી સીડી કે જે પત્થરની હતી ત્યાં આવ્યા અને તેની ઉપર થઇ ઉપરનો પત્થર ખસેડી બન્ને બહાર નીકળ્યા. દિવસ ચઢ્યો હતો. ઘણા દિવસ ભોંયરામાં પૂરાઇ રહેલા રાજાને દિવસનાં દર્શન થતાં આનંદ થયો. આ પછી બન્ને ત્યાંથી ઝપાટા બંધ વિદાય થઇ ગયા.

## પ્રકરણ ૫ મું.

### વનદેવીના નિવાસસ્થાનમાં રાણી.

વનદેવી રાણી સત્યમતીને પોતાના ગુપ્ત નિવાસસ્થાનમાં લઇ આવી. રાણી હજી સાવધ થઇ ન્હોતી. મોટા પરોઢીયે વનદેવી તેના નિવાસસ્થાનમાં આવી. રાણીને ખુલ્લા ચોગાનમાં સૂવારી. ત્યાંનાં નિવાસીજનો રાણીની સારવાર કરવા લાગ્યાં. પ્રાતઃકાળના પવનથી રાણીમાં શુદ્ધિ આવી. તેણે આંખ્યો ઉઘાડી. પોતાની આસપાસ સ્ત્રીવૃંદ બેઠેલું જણાયું. પુરૂષ વર્ગ થોડેક દૂર બેઠેલો હતો. રાણી આશ્ચર્ય પામી. તે સંભ્રમમાં પડી આત્મગત્ વિચારવા લાગી, "અરે આશું ? હું સ્વપ્નમાં તો નથીને ? હું તો રાજાની પાસે હતી; રાજા મારૂં ખૂન કરવા તૈયાર થયા હતા. શું તેમણે મારૂં ખૂન કર્યું હશે અને હું સ્વર્ગમાં આવી હોઇશ ?" આમ

વિચારતી રાણી એકદમ બેઠી થઇ અને ત્યાં એકત્ર થએલી રમણીઓના સામે જોઇ રહી.

તેના મનની સ્થિતિ કલ્પી વનદેવીએ મીઠા અવાજે કહ્યું, “રાણી! ગભરાશો નહિ.”

“તમે કોણ છો?”

“અમે આ વનનાં નિવાસી છીએ.”

“તમારૂં નામ?” રાણીએ પૂછ્યું.

“વનદેવી.”

“શું આ નંદનવન છે?”

“હા, સંસારનું નંદનવન આજ છે. અહિં દુઃખ નથી–શોક નથી; પણ સર્વદા શાન્તિ છે.”

“મને આ સ્થળે કોણ લઇ આવ્યું?”

“હું અને મારાં માણસો.”

“મને શા માટે અહિં લઇ આવ્યાં!”

“તમે ખૂનીના હાથે મરવા તૈયાર થયાં તેથી.”

“મને મરવા દેવી હતી?”

“શા માટે?”

“પતિના હાથે મરીને સ્વર્ગમાં જાત.”

“દેવી! તમારી કંઇક ભૂલ થાય છે. આપના પતિએ જો તમારૂં ખૂન કર્યું હોત, તો તમે સ્વર્ગમાં જાત એ તમારી માન્યતા કદાચ સત્ય હશે; પણ તેથી તમારા સ્વામી સ્ત્રીહત્યાના પાપથી નર્કમાં જાત કે નહિ તેનો તમે વિચાર કરો. આ કારણથી તમને બચાવી અહિં લઇ આવવાની અમને જરૂર પડી.”

"બ્હેન! તમારો મોટો ઉપકાર થયો; પણ મારા પતિની શી દશા ?"

"તમે જીવતાં છો; તો તેમનું પણ કંઇક કલ્યાણ કરી શકશો. રાણી! તમે ભય પામશો નહિ. આ સ્થળ પરાયું સમજશો નહિ. તમે આ સ્થળે નિર્ભયતાથી રહો. આપણે બન્ને મળી રાજાને ખરા રસ્તે લાવીશું. તમારે કેટલોક સમય છૂપું રહેવું પડશે. આજથી તમે તમારો નવો અવતાર સમજજો. અમે તમને અમારાં માતા સમાન સમજીશું."

રાણી ઉપકારના ભારથી દબાઇ નીચું જોઇ રહી અને પછી બોલી; "બ્હેન! આ ઉપકારનો બદલો મારાથી ક્યારે વાળી શકાશે? તમારૂં કલ્યાણ થાવ." આમ બોલતી રાણીએ પુરૂષ વર્ગ તરફ નજર ફેરવી. એકાએક તેની નજર રામપાળ પર પડી. રાણી ચમકી અને તેને ઓળખી વનદેવી તરફ જોઇ બોલી; "બ્હેન! પેલા ભાઇને અહિં બોલાવો?"

"શું કામ છે?" વનદેવીએ પૂછ્યું.

"એને હું ઓળખું છું."

"આપે તેને ક્યાં જોયા છે?"

"તે મારા સૈન્યનો ઉપ સેનાપતિ હતો."

"એમ?"

"હા."

વનદેવીએ રામપાળને પાસે બોલાવ્યો. રામપાળે રાણીને નમન કરી કહ્યું; "કેમ માતાજી?"

"તમે રામપાળ?" રાણીએ પૂછ્યું.

"હા."

"તમે કેટલા વખતથી અહિં છો ?"

"ઘણા વખતથી."

"મહારાજાની નોકરી કેમ છોડી ?"

"સત્ય સમજવાથી."

"એટલે ?"

"ન્યાય નીતિનું ખૂન કરનાર અને પ્રજાને પીડનાર રાજાની સેવામાં રહેનાર રાજાના પાપનો ભાગીદાર થાય છે એ સૂત્ર સમજવાથી મેં મહારાજાની નોકરી છોડી જનસેવા સ્વીકારી છે."

"ધન્ય છે તને, વારૂ માહેશ્વરી ક્યાં છે ?"

"આ રહી માતાજી." માહેશ્વરીએ નજીક આવી નમન કર્યું.

રાણી તેના સામે ઉમળકાથી જોઈ રહી. રાણીની આંખોમાં અશ્રુ ઉભરાયાં. તે બોલી, "ખરેખર ! જ્યાં સુધી મનુષ્ય સારો રહે છે ત્યાં સુધી તેની પાસે સારાં મનુષ્યો રહે છે. પણ જ્યારે મનુષ્યની બુદ્ધિ ભ્રષ્ટ થાય છે ત્યારે સારાં મનુષ્યો દૂર થાય છે. રામપાળ જેવા સદ્‌ગુણી માણુસ જ્યાં સુધી રાજા પાસે હતા; ત્યાં સુધી અમલગઢમાં કેવી શાન્તિ હતી ? પણ રાજાની બુદ્ધિ બગડવાથી રામમાળ ગયો અને સાથે અમલગઢનો સુખી સૂર્ય પણ અસ્ત થયો. હરી હરી આ શો ફેરફાર ?"

"મહારાણી ! થનાર વસ્તુ હમ્મેશાં થયા કરે છે. ભાવી મિથ્યા થતું નથી. આપ અત્રે પધાર્યાં છો જાણી હું આનંદ પામું છું, આપના પ્રયાસથી કોક દિવસ મહારાજા ખરો રસ્તો સમજશે અને એજ સુખી સૂર્યનો પુનઃ ઉદય થશે."

"ભાઇ ! તેને માટે આપણે બધાંએ પ્રયત્ન કરવા પડશે."

"જરૂર હું તો એમજ ઈચ્છું છું કે મારા હાથે મહારાજાનું શુભ ક્યારે થાય."

" તારા જેવા સુજ્ઞ જન એમજ ઇચ્છે. રામમાળ! કહે કે તેં માહેશ્વરી સાથે લગ્ન કર્યાં કે નહિ ? "

રામમાળ શરમાઇને બોલ્યો; " મને પૂછવા કરતાં એનેજ પૂછો ? "

રાણીએ માહેશ્વરીને પૂછ્યું; " કાં બેટા ! આ શું કહે છે ? "

" મેં તો પરણવાની પ્રતિજ્ઞા કરી છે. "

"કેમ વારૂ ? "

" જ્યાં સુધી અમલગઢમાં પુનઃ શાન્તિ સ્થપાય નહિ; અમારાં આ વનદેવી બ્હેનની ઇચ્છા પૂર્ણ થાય નહિ અને કુમાર વિજયસિંહ વિશ્વમોહિનીને પરણે નહિ ત્યાં સુધી મારે પણ પરણવું નથી એવી મેં પ્રાતજ્ઞા લીધી છે. "

રાણી આશ્ચર્યના સાગરમાં ડૂબી. તેણે માહેશ્વરી અને રામપાળને મનથી ધન્યવાદ દીધો.

રામપાળ વ્હેમસિંહનો ઉપ સેનાનાયક હતો. તે નીતિ અને સત્યને ચાહનાર હતો. નવલસિંહ સાધુના વેશથી જે વખતે વ્હેમસિંહની છાવણીમાં ગયો હતો; તે વખતે રામપાળ તેને મળ્યો હતો. નવલસિંહે આ ન્યાયી સરદારને અન્યાયી રાજાની નોકરી છોડી દેવા સમજાવ્યો. ન્યાય નિતીને ચાહનાર રામપાળે તરત રાજા પાસે જઇ રજા માગી. રાજા ગુસ્સે થયો અને તેને રજા નહિ આપતાં ઉલટો કેદ કર્યો. રામપાળ કેદ પુરાયો. આ વાતની નગરમાં ખબર પડી. રાણીને પણ ઘણું લાગી આવ્યું. માહેશ્વરી રામપાળની પ્રેમ પ્રતીમા હતી. તે રાણીના ભાઇની પુત્રી થતી હતી. નાનપણમાં માતા પીતા મરી જવાથી તે રાણીની પાસે રહીને મોટી થઇ હતી. રાણીએ તેને સારૂં શીક્ષણ આપ્યું હતું. રાણીનો વિચાર માહેશ્વરીને રામપાળ સાથે પરણાવવાનો હતો અને તેથી માહેશ્વરી રામપાળના સહવાસમાં

વધુ વખત રહેતી. સમય જતાં બન્નેનો પ્રેમ દ્રઢ થયો. એ અરસામાં રામપાળ કેદ થયાનો બનાવ બન્યો. માહેશ્વરી આ સમાચાર જાણી ઘણી દુઃખી થઈ. પણ ગભરાઇ નહિ. તે હિંમતવાન બાળા હતી. તેણે રાણીની રજા માગી. રાણીએ ના પાડી. રાત્રિ પડી, મધ્યરાત્રિ થઇ, જળજંપ્યું. માહેશ્વરી તૈયાર થઇ રાજમહેલની બહાર નીકળી. તેનામાં હિંમત અને સાહસ આવી વશ્યું. તે નિર્ભયતાથી કેદખાનામાં આવી. સિપાહી ઉંઘતો હતો. બાળાએ બહાદુરીથી તેની પર હુમલો કરી તેને બેશુદ્ધ બનાવ્યો અને પછી કુંચી મેળવી તાળું ઉઘાડી રામપાળને મૂક્ત કર્યો. બન્ને પ્રેમીયો નાશી છૂટયાં. રામપાળના જવા-પછી રામપાળના હાથ નીચેની ટુકડીએ પણ નોકરીઓ છોડી દીધી; અને સઘળા રામપાળના ઝુંડા નીચે એકઠા થયા. જે વખતે વિજય-કુમાર શત્રુ તરફથી સપડાયો હતો; તે વખતે એક યુવાન ઘોડેસ્વારે તેના સૈન્ય સાથે અચિંતા આવી કુમારને મદદ કરી હતી અને પછી કુમારને વિજય મળતાં નામ–ઠામ જણાવ્યા વિના જતો રહેનાર આ રામપાળ હતો. કુમાર વિજયસિંહ પણ તે પ્રસંગને યાદ કરી તે અજાણ્યા જુવાનને યાદ કરતો હતો.

આ રામપાળ અને માહેશ્વરી વનદેવીની સાથે રહેતાં હતાં. રાણી બન્નેને પોતાની પાસે જોઇ આનંદ પામી અને પછી રામપાળ તરફ જોઇ બોલી, " રામપાળ ! હવે શું કરવાનો ઇરાદો છે ? "

" તે કામ વનદેવીનું છે. હું તેની આજ્ઞાને આધિન છું. "

" વનદેવી કોણછે ? "

" તે હું કહી શકીશ નહિ. "

" કારણ ? "

" તેમની આજ્ઞા. "

રાણીએ વનદેવી તરફ જોઇ પૂછ્યું; " બ્હેન ! તમે કોણછો ?"

" વનદેવી. "

" મને કંઇક ભેદ લાગે છે ? "

" શા માટે ભેદ સમજો છો ? "

" બ્હેન ! મને સત્ય નહિ જણાવો ? "

" હાલમાં નહિ; સમય આવે આપને સત્ય સમજાશે. "

" તમારી ઇચ્છા. "

આ અરસ્સામાં ત્યાં બેઠેલી રમણીયોમાંથી એકે કહ્યું; " બ્હેન ! આજે પેલું ભજન સાંભળવાની ઇચ્છા ઉત્પન્ન થઇ છે."

" કયું ભજન ? " વનદેવીએ પૂછયું.

" સનાતન ધર્મના રહસ્યનું. "

" તમારી મરજી હોયતો હું સંભળાવા તૈયાર છું. કાં માતાજી ! આપ સાંભળશોને ? "

" ઘણી ખુશીથી બ્હેન ! "

વનદેવીએ તેના કોકિલ કંઠથી ભજન આરંભ્યું. સ્ત્રી વૃંદ આનંદથી સાંભળી રહ્યું.

( ઓ વાંસલડી વેરણ થઇ લાગીરે બ્રીજની નારને ) એ રાહ.

ઓ નર નારી ધર્મ સનાતન શુણજો પ્રેમે ગાઉં,
શુભ ગુણ એમાં જેહ રહ્યા તે આજે હું દરશાઉં. ટેક
છે ધર્મ સનાતન શુભ મોટો નહિ જડે બીજો એનો જોટો,
એતો ગુલાબ પુષ્પ તણો ગોટો,...ઓ નરનારી......
પ્રથમ ધિરજ ધર્મ અહિંઆં લઇએ,
દુઃખ અનેક પડે એતો સહિએ,
કહો શાન્તિ વિના કેમ પછી રહીએ......ઓ નરનારી......

બીજો ધર્મ ક્ષમા સુણો કહું બાઇ,
તમો ગુણ તમો રાખો નાહિ,
પછી શત્રુ કેમ દમે આંહિ......ઓ નરનારી......
ત્રીજો ધર્મ દમ ટુંકામાં કહું,
શિત ઉષ્ણુ ધીરજ રાખી રહેવું,
તેમજ પરજન્યથી નહિ ડરવું......ઓ નરનારી......
ચોથો અસ્તેય ધર્મ ગણો,
ચોરી કરવી નહિ એ અર્થ જાણો,
વડો દોષ તો વિશ્વાસઘાત તણો......ઓ નરનારી......
કહું ધર્મ પાંચમો જે છે તે,
સૌ નરનારી સુણજો હેતે;
મહા શૌચ જનોને સુખ દેતે......ઓ નરનારી......
એ શૌચ તણા બે પ્રકાર જનો,
અંતર અને બાહ્ય કહ્યા તેને,
આગ્રહથી રાખો સૌ એને......ઓ નરનારી......
દંતધાવન સ્નાન ઇત્યાદિકજે,
તેને બ્રાહ્ય શૌચ ગણો પોતે;
પછી દેહે દુઃખ કેમ થાય કહો તેને......ઓ નરનારી......
સંધ્યા આદિક ષડકર્મ કરો,
નિર્મળ કરી મન હરી હૃદયે ધરો;
એવો તે અંતર શૌચ ખરો......ઓ નરનારી......
ઇંદ્રનિગ્રહ છઠો ધર્મ,
સુણો એમાં જેહ રહ્યો મર્મ,
થાઓ જીતેંન્દ્રિય થઇને પછી પર્મ......ઓ નરનારી......

હવે ધર્મ સાતમો કહું આંહિ,
બુદ્ધિને ધરજો દિલમાંહિ;
એનાથી સૌ રહે સુખદાઇ......ઓ નરનારી......
હવે ધર્મ આઠમો વિદ્યા,
કહિયે છુપું ધન સંસારમહિં,
બ્રહ્મ વિદ્યા લઇ જાય બ્રહ્મ જહિં....ઓ નરનારી......
સત્યનો અર્થ સાચું લહી,
સત્યમેવ જયતિ સત્ય બ્રહ્મ ચહો;
અસત્ય તણું તો નામ દહો......ઓ નરનારી......
દસમો ધર્મ તો ક્રોધ કરવો નહિ,
એથી અરી દલ સૃષ્ટિમાં દેખો નહિ,
મિત્રો થશે સર્વ લોક સહિ.......ઓ નરનારી......
એ શિવાય પણ વળી એક હજું,
ધર્મ અહિંસાને એક ચિત્ત ભજું;
જેથી રાક્ષસી ઇર્ષાનેજ તજું.......ઓ નરનારી.......
એ રીતે ટુંકામાં કહ્યો છે અમે,
સાર ધર્મ સનાતન સુણયો તમે;
સજ્જનને તો એ બહુજ ગમે.......ઓ નરનારી......
એને કલ્પ વૃક્ષ જાણો ભાઇ,
એથી અષ્ટ સિદ્ધિ મળશે અહિં.
ઉંચે ચઢો પગથીઉં એ સાહિ,......ઓ નરનારી......
ચળે પૃથ્વિ પાણી મેરૂ આદી,
ચળે ગ્રહ તારા નક્ષત્રાદિ,
પણ ચળે તે ધર્મ એ સત્યવાદિ....ઓ નરનારી......

માટે સૌ જન એને અચળગણી,
ચઢો ધર્મ સનાતન નિસરણી,
જેથી નિશ્ચય જશો બ્રહ્મ ધામ ભણી....એ નરનારી......

સ...ઉપદેશમાળા.

ગાન પૂર્ણ થયું. સાંભળનારાં પ્રસન્ન થયાં. રાણીએ ધન્યવાદના ઉદ્દગાર કાઢયા. આ પછી સઘળાં પ્રાતઃ કર્મમાં પ્રવર્ત થયાં. ભોજન વિધિ પણ આટોપાઇ. મધ્યાન્હ થતાં વળી પાછાં બધાં એકઠાં થયાં અને જ્ઞાનની ચર્ચા ચલાવવા લાગ્યાં. ચર્ચામાં સાંજ પડી. વનદેવી અને માહેશ્વરી માતાના મંદિર તરફ જવા નીકળ્યાં. રસ્તામાંજ એક બુકાની બાંધેલો માણસ સામો મળ્યો. વનદેવીએ તરતજ તેને ઓળખી પૂછ્યું; " ભાનુ! તું ક્યાંથી આવે છે?"

" ખડેર તરફથી. " ભાનુએ જવાબ આપ્યો.

" કંઇ નવા સમાચાર છે?" વનદેવીએ પૂછ્યું.

" હા. "

" શું? "

" રાજા છૂટો થયો છે. "

" હેં! શું આ ખરૂં છે? "

" હા, મેં રાજાને બહાર નીકળતાં મારી નજરે જોયા છે."

" ઓહ! આતો ગજબ થયો. તેમને છોડાવ્યા કોણે? "

" બંકાએ. "

" ખરેખર! મારૂં ધારવું સત્ય થયું. મને બંકાનીજ ભીતી હતી. અફસોસ! કામ હવે વિકટ થશે."

" બ્હેન! હવે શોક કરવો નિરર્થક છે. "

" હું શોક કરતી નથી; પણ શું કરવું તેના વિચાર કરૂં છું. ભાનુ! એ વખતે તું ક્યાં હતો? "

"હું ખંડેરની આગળજ જ ઉભો હતો. હું ભરવાડના વેશમાં હોવાથી તેમણે મને ઓળખ્યો નહિ. બન્ને મારી નજીક થઇને ચાલ્યા ગયા. હું પણ તેમની પાછળ પાછળ થોડેક દૂર ગયો."

"તેઓ કઇ તરફ ગયા?"

"અમલગઢ તરફ."

"ઠીક, તું હવે જા અને રામપાળને જણાવજે કે બ્હેન અને માહેશ્વરી અમલગઢ તરફ ગયાં છે; તે કાલે અગર પરમે પાછાં ફરશે."

"હું આપની સાથે આવું?"

"ના."

"કદાચ સપડાશો તો?"

"એ ભય નકામો છે."

"આપની ઇચ્છા. હું જાઉં છું." ભાનુ ચાલતો થયો.

તેના ગયા પછી વનદેવીએ માહેશ્વરી પ્રત્યે કહ્યું; "બ્હેન! આપણું કાર્ય વિકટ થયું."

"પ્રભુ કૃપાએ સારૂં થશે. કહો હવે આપણે કયાં જવાનું છે?" માહેશ્વરીએ પૂછ્યું.

"આપણે પ્રથમ અમલગઢ જવું. મારા ધારવા મુજબ બન્ને દુષ્ટો અમલગઢ જશે અને કુમારને મારી નાખવાનું કાવત્રુ રચશે."

"શું તેઓ કુમારનું ખૂન કરશે?"

"હા."

"કારણ?"

"વ્હેમસિંહ વિશ્વમોહિનીને ચાહે છે. રાણીએ રાજાની તમામ વાત જણાવી છે. આથી આપણે પ્રથમ કુમારને મળી તેને સાવધ રહેવાની સૂચના કરવાની છે અને પછી છૂટેલા દુષ્ટોની ખબર લેવાની છે."

" વિશ્વમોહિની હાલ ક્યાં છે ? "

" ખંડેરની બાજુના પહાડ પર. "

" ત્યાં જવાના રસ્તાની માહિતી છે ? "

" ના; પણ ત્યાં જવાનો રસ્તો પેલા અદ્દભુત ગ્રંથમાં છે. આપણે કુમારને મલી તે રસ્તો ખોળી કાઢવાનું સૂચવશું. વિશ્વમોહિની અને કુમાર જલ્દી મળે એમ કરવાની ઘણી અગત્ય છે. "

" મણીકાન્તા ક્યાં છે. "

" તે પણ રાજકન્યાની સાથે છે. "

" ચાલો ત્યારે આપણે જઇએ. "

બન્ને રમણીઓ માતાના સ્થાનકે આવી. બન્નેએ માતાજીને પ્રણામ કરી દેવીનું ધ્યાન ધર્યું. એ પછી તેમણે ત્યાંથી ચાલવા માંડયું.

વાચકો ! વનદેવી અને માહેશ્વરી કુમારની પાસે આવે તે પહેલાં ચાલો આપણે કુમારની પાસે પહોંચ જઇએ અને કુમારની દશા અવલોકીએ.

---

## પ્રકરણ ૬ ઠું.

---

### યોગિનીયોનું આગમન.

અમલગઢના રાજ્ય મહાલયની પાછળ એક બગીચો આવેલો હતો. બગીચો નાનો હતો, પણ રમણીય હતો, રાજવંશીઓને ફરવા-હરવાને માટે આ બગીચો હોવાથી તેથી શોભા અવર્ણીય હતી.

આજે સાંજના ખુશનુમા સમયે રાજકુમાર આ બગીચામાં ફરતો હતો. અમલગઢની પ્રજાની ઇચ્છાથી રાજકુમાર તેના મિત્રો

સાથે અમલગઢમાંજ રહ્યો હતો. તે જોકે રાજ્યાસને બેઠો ન્હોતો, તદપિ પ્રજાની દાદ ફરીયાદ પ્રત્યે પૂરતું ધ્યાન આપતો હતો. પ્રજાને શું અગવડો છે, પ્રજા શાથી સુખી થાય વગેરે પ્રજાહિતના વિચાર વિજયસિંહના હૃદયમાં હમેશથયા કરતા.

અમલગઢ તાબે થયું. દુષ્મનોનો નાશ થયો. પ્રજા અને સ્નેહિયો આનંદ પામ્યાં, પણ વિજયકુમારના હૃદયમાં આનંદ થયો નહિ. તેનું કારણ વાંચકોને વિદિતજ છે. વિશ્વમોહિની વિના તેને આનંદ નથી, સુખ નથી,સઘળા વૈભવ તેને નકામા લાગે છે. રાત્રિ દિવસ તેના હૃદયમાં વિશ્વમોહિનીનાજ વિચારો થયા કરે છે. મુખથી વિશ્વમોહિનીના નામોચ્ચાર સાથે વારંવાર નિઃશ્વાસ નાખ્યા કરે છે. દિવસનો ઘણો વખત ખંડેરમાં જાય છે; અને જે પ્હાડ પર વિશ્વમોહિની દેખાય છે તે પ્હાડ તરફ દીનવદને દ્રષ્ટિ કરી બેસી રહે છે. વિશ્વમોહિનીની પણ એજ દશા છે. તે પણ પ્હાડપર આવી કુમારનાં દર્શન કરે છે અને એકબીજાને નહિ મળાયાના કારણે નિ-શ્વાસ નાખી અશ્રુ વહાવે છે મણીકાન્તા તેને અને પ્રતાપ રાજકુ-મારને આશ્વાસન આપે છે, પણ તેથી કંઇ અસર થતી નથી.

વિજયકુમારે બગીચામાં ઘણીવાર ફર્યા કર્યું. એ એકલો હતો. ફરીને થાકતાં ત્યાં આવેલી પત્થરની એક બેડક પર બેસીને મન સાથે બોલવા લાગ્યો; " પ્રભુ ! શું થશે તેની કંઇ સમજ પડતી નથી. આ ટુંક સમયમાં કેવી અદ્દભુત ઘટનાઓ બની ગઇ. અમલગઢ સર થયું. દુષ્મનો રોળાયા અને કેટલાક તાબે થયા.

વ્હેમસિંહ ખંડેરમાં જણાયો અને વળી પાછો અદ્રસ્ય થયો. આ બધી કેવી ભેદમય ઘટના ? વ્હેમસિંહ અને રાણી ક્યાં ગૂમ થયાં હશે ? શું તેઓ ખંડેરમાંથી નીકળી ગયાં હશે ? કદાચ એમ

પણ બને. મોતીલાલ બંકા જીવતો છે. તે ઘણો ભયંકર રંગી છે. વળી રંગ વિદ્યામાં સઘળા રંગીયો કરતાં ચઢે તેમ છે. તે તેના રાજા-રાણીને છોડાવી લઇ ગયો હોયતો નવાઇ નહિ. હશે; તેનું ગમે એમ થાવ. પણ બનેલી વિચિત્ર ઘટનાઓ અજબ છે. હું સ્ત્રી મંડળમાં ફસાયો. તે શું ? મારા મિત્રો મારી વાતને ભ્રમ અને સ્વપ્ન માને છે, પણ મેં જોયેલું સત્ય છે. વળી પેલો અજાણ્યો લઢવૈયો યુવાન કે જે ખરા સમયે મદદગાર થયો હતો અને મને જીત મળતાં એક-દમ અદ્રશ્ય થઇ ગયો; તે વીરયોદ્ધાનાં પણ ફરીથી દર્શન થયાં નહિ. આ બધું કોણ જણાવે ? કોણ ખુલાસો કરે ? " આમ મનમાં બો-લતો કુમાર શાન્ત રહી વળી પાછો બોલવા લાગ્યો; "સઘળું બન્યું; પણ વિશ્વમોહિનીને ન મળાયું ; રથી જોઉં છું. તે પણ મને દૂ-રથી જુએ છે. અમારાં હૃદય એક બીજાને જોઇ બળી જાય છે. હા ! વિશ્વમોહિની ! ખડગસિંહ મહારાજની લાડકી કન્યા ! તારા કેવા હાલ થયા દેખું છું ? અરેરે ! તારૂં કરમાએલું વદન; પરાધીન દશા અને મેલાં ફાટેલાં વસ્ત્ર જોઇ મારૂં હૃદય સળગી જાય છે. મારી મનોરમા ! હું તને ત્યાં શી રીતે આવીને મળું ? આપણા દુઃખનો નાશ કોણ કરે ? દુષ્મન પ્હાડ વચમાં બળ્યો છે. રસ્તો કોણ બતાવે ? અદ્ભુત ગ્રંથ ફેંદી વળ્યો; પણ તેમાંએ કંઈ જણાતું નથી. ત્યારે શું આપણે આવી અવસ્થામાંજ જીવન ગુજારશું ? હાય આતો ઘણું ભયંકર. અરે મને કોઇ મદદ કરો; મને મારી દિલારામ સાથે મેળવો. મારાથી આ કષ્ટ સહન થતું નથી. અફસોસ; હું કયાં જાઉં ? ક્યાં રહું અને શું કરૂં ? મને કંઇ પણ ચેન પડતું નથી. ઓ પ્રભુ ! તમે દયાળુ કહેવાઓ છો ? મનુષ્યોનાં દુઃખ દૂર કરો છો. દુષ્ટોનો નાશ કરો છો. શું આપને મારી અને વિશ્વમોહિનીની દયા નથી આવતી ? અરેરે ! દુખીયાંને સઘળાં હસે છે. એતો પડી હોય એ જાણે. હા ! અમારી આ કેવી અવદશા ?

પ્રભુ વિકટ કષ્ટ શું આવ્યું અરે,
અમ નિરપરાધી રંક પરે;
અમ નિરપરાધી રંક પરે,
શું આ દુઃખનું વાદળ ફાટયું ખરે.
\+ \+ \+ \+ \+ \+
ક્રૂર કુકર્મીઓને સાહ્ય કરો,
પુણ્યવાન ઘણાતો પીડાય અરે,
તવ નામ તમારામાં ફેર પડે,
દીન દયાળ એવું તો ખોટું કરે.
જ્યારે જ્યારે ધરાપર ભાર વધે,
ત્યારે ત્યારે ધરો અવતાર તમે
એવું વાંચેલું અને સાંભળેલું--
એતો ગીતાનું સ્તોત્રજ ખોટું કરે.
કદી ધર્મનીતિમાં હું ભૂલ્યો નથી,
વળી ન્યાયનો પંથજ ચુક્યો નથી;
છતાં શાને કહો આ ઉપાધી નડી,
પ્રભુ સ્હાય કરો ઉર કરૂણાકરી.
વેદશાસ્ત્ર સંહિતા અને ભક્તદ્વારા,
મેંતો સાંભળ્યા ગુણ તમારા ઘણા;
તેમાંનો ન એકે મને લાગુ પડયો,
એવો શો અપરાધ પ્રભુ મેં કર્યો.
માટે કોઇ પ્રકારે કરો શાન્તિ અરે
હુંતો વારે વારે પ્રભુ વંદુ તને;
દીનદાસની દાદ આ દિલે ધરી;
અમ કષ્ટ સમૂળાં હરી લ્યો હરી.

આમ શોક કરતો વિજયસિંહ આકાશપ્રતિ દ્રષ્ટિ કરી રહ્યો અને જવાબ સાંભળવા આતુર બન્યો હોય એમ દેખાવ કરી રહ્યો. પણ તેને શાન્તિમય જવાબ કોણ આપે ? કુમાર અકળાયો અને છેવટે બોલી ઉઠયો; " બસ હવે સમજાઇ ચૂક્યું. ધર્મ--નીતિનું રહસ્ય બરાબર જણાઇ ગયું. આ જમાનામાં ધર્મને ધારણ કરનાર અને અન્યાયથી ડરીને ચાલનાર ઘણા દુઃખી થાયછે. આ મેં મારા અનુભવથી જાણ્યું. બસ હવે મને ધર્મનીતિની ઝાઝી પરવાહ નથી. હું......"

કુમાર આગળ બોલતાં અટક્યો. તેને કોઇના ચાલી આવવાનાં પગલાં સંભળાયાં. વિજયકુમારે એ તરફ જોયું. પ્રતાપને ચાલ્યો આવતો જોયો. કુમાર સ્વસ્થ થયો. પ્રતાપ નજીક આવી બોલ્યો; " તમે ક્યારના અહિં આવ્યા છો ? "

" મને આવે ઘણી વાર થઇ. "

" હુંતો તમને સઘળે ખોળી થાક્યો અને છેવટે અહિં આવ્યો. કુમાર ! આ એકાન્તમાં શાના વિચાર કરો છો ? "

" દુઃખના. "

" દુઃખના વિચાર કરવા નકામા છે. ખરૂં જોતાં અને વિચારતાં સુખ-દુઃખ ખરૂં કાંઇજ નથી."

" કેમ સુખ-દુઃખ નથી ? અરે! તું આશું બોલેછે ? "

" હું સત્યજ કહુંછું. કુમાર! કહો ત્યારે સુખ એટલે શું ? "

" મનને આનંદ થાય એ સુખ. "

" સુખ કોને થાય ? "

" મનને. "

" મન ક્યાં છે ? "

" આ દેહમાં. "

" પણ કઇ જગાએ ? "

" સમસ્ત શરીરમાં."

" તેને સુખ શી રીતે સમજાય ? "

" લાગણીથી. "

" તેની ઇચ્છા અનુકુળ કેમ થાય ? "

" ઇચ્છિત વસ્તુની પ્રાપ્તિથી. "

" કઇ વસ્તુ મનને પ્રિય લાગે ? "

" જે વસ્તુ તેને પ્રિય હોય તે. "

" તે વસ્તુ મળવાથી મનને આનંદ થાય નહિ વારૂ ? "

" હા, પછી મન તરતજ શાન્ત થઇ જાય છે. "

" ત્યારે મનની શાન્તિ એજ સુખને ? "

" હા. "

" પણ ધારોકે મનની ઇચ્છેલી વસ્તુ ના મળે, તો મનને શીરીતે શાન્તિ થાય ? "

" નજ થાય—મન નિરંતર બળ્યાજ કરે. "

" હું કહું છું કે મન શાન્ત થાય. "

" શાથી ? " કુમારે પૂછ્યું.

" સત્ય જ્ઞાનથી. "

" પણ જ્ઞાન થયું ન હોય તો ? "

" સંતોષથી. "

" સંતોષ કેમ થાય ? "

" ઇચ્છાને સ્વાધિન રાખવાથી. "

" પ્રતાપ ! મને કંઇ સમજ પડતી નથી, કહે જોઇએ કે સુખના કેટલા ભાગ પાડી શકાય ? "

"બે."

"તે બે ભાગ કયા ?"

"એક વિષયસુખ અને બીજું આત્મસુખ."

"આ વળી નવું. આ સુખમાં ફેર શું ?"

"વિષય સુખ અનિત્ય છે અને આત્મસુખ નિત્ય છે."

"નિત્ય એટલે ?"

"અચળ."

"અચળ શબ્દનો સ્પષ્ટ અર્થ સમજાવ."

"અચળ એટલે કાયમ."

"અને અનિત્ય એટલે ?"

"નાશવાન."

"વિષય સુખ કેવું ?"

"વિષય સુખના પણ બે ભાગ પાડી શકાય. એક શારીરીક અને બીજું માનસીક."

"શારીરીક સુખ ક્યાં છે ?"

"શરીરની આરોગ્યતા, પોષણ-રક્ષણ અને જ્ઞાનેદ્રિયના ભોગ."

"માનસીક સુખ તે શું ?"

"સ્ત્રી-પુત્ર-ધન-માન-વૈભવ-યશ-વગેરે."

"ત્યારે દુઃખ તે શું ?"

"સુખથી ઉલટું તે દુઃખ."

"દુઃખની ઉત્પત્તિ શાથી થાય છે ?"

"વિષય સુખની તૃષ્ણાથી."

"શી રીતે ?"

"જીવન માટે રક્ષણ-પોશણના પદાર્થો મેળવવાની ઇચ્છા થાય

છે; તે ઇચ્છા પૂર્ણ થવાથી મનને સુખ થાય છે, પણ તે સુખ ક્ષણીક હોય છે. કારણકે ઇચ્છેલી વસ્તુ પ્રાપ્ત થવાથી મન શાંત થાય છે અને તેમાં આત્માનું પ્રતિબીંબ થવાથી સુખ થાય છે. પણ ઇચ્છાની વૃત્તિ અતિક્રમણ કરે છે. તેથી મનની શાન્તિ ટૂટે છે. અને વિશેષ સુખ મેળવવા માટે મનની વૃત્તિઓનાં મોજાં ઉઠે છે અને તેમ થવાથી સુખનું કારણ જે મનની શાન્તિ તેનો લોપ થવાથી દુઃખની ઉત્પત્તિ થાય છે."

"ત્યારે એમ કહોને કે દુઃખની નિવૃત્તિ તે સુખ?" કુમારે પૂછ્યું.

"હા."

"ત્યારે મારૂં દુઃખ દૂર કરને?"

"સમજો કે તમે દુઃખીજ નથી."

"પણ એવું સમજું શી રીતે?"

"આત્માને ઓળખીને, જ્ઞાનથી વિચારીને."

"મને એવું જ્ઞાન હમણાં થશે નાહ. પ્રતાપ! જ્યારે વિશ્વમોહિની મને મળશે ત્યારેજ સવ. જ્ઞાન-સંતોષ અને સુખ થશે. ત્યાં સૂધી સઘળું નિરર્થક છે."

"આપણે ઉપાય કરીએ છીએ. નાહક શા માટે મનમાં દુઃખી થાવ છો?"

"આ મનજ એવું છે."

"હિંમતવાન થાઓ."

"પ્રભુ કરે તે ખરૂં. આજે નવલ કેમ જણા [illegible]?"

"તે આજે સવારનો વ્હેમસિંહની તપાસમાં ગ[illegible] છે. લોકવાયકા છે કે વ્હેમસિંહ છૂટો થઇ અમલગઢમાં આવ્યો છે."

"શું તે ખરી વાત છે."

"શું ખબર પડે? નવલ ખરી વાત લાવશે. ચાલો હવે રાત્રિ પડી ચૂકી છે આપણે મહેલમાં જઇએ."

કુમાર અને પ્રતાપ મહેલમાં આવ્યા. રંગબેરંગી દીપકોથી દિવાનખાનું ઝળહળી રહ્યું હતું. પ્રતાપ અને કુમારે દિવાનખાનામાં પ્રવેશ કર્યો. દિવાનખાનામાં નવલ અને બે યોગિનીઓ આ વખતે બેઠેલાં હતાં. પ્રતાપ અને કુમારની નજર પડતાં બન્ને આશ્ચર્ય પામ્યા અને એ નવીન યોગિનીયોને નિહાળી રહ્યા.

પ્રતાપે નવલને પૂછ્યું; "નવલ! તું તો પેલી તપાસમાં ગયો હતોને?"

"હા, પણ પત્તો મળી ગયો."

"શું?"

"હેમસિંહ છૂટો છે અને છૂપાવેશથી અમલગઢમાં આવ્યો છે."

"તે એકલો છે?"

"ના. તેની સાથે બંકા છે."

"આ પત્તો તેં કેવી રીતે મેળવ્યો?"

"આ દેવીઓ દ્વારા."

"આ કોણ છે?"

"યોગિનીયો."

"તને મેળાપ ક્યાંથી થયો?"

"માર્ગમાંજ. તેમની ઇચ્છા કુમારને મળવાની હોવાથી હું તેમને અહિં લઇ આવ્યો."

"પવિત્ર યોગિનીઓનાં દર્શનથી હું પોતાને કૃતાર્થ થએલો સમજું છું. આ મહેલમાં આપનાં પવિત્ર પગલાં થવાથી આનંદ પામું છું."

"કુમાર! તમારૂં કલ્યાણ થાવ."

પ્રતાપ એકજ નજરે યોગિનીઓનાં વદન નિહાળી રહ્યો હતો. તેણે પૂછ્યું; "આપનું આગમન કંઇક આશ્ચય ઉપજાવે છે?"

"તમારૂં માનવું સત્ય છે. અમે કુમારને કંઇક કહેવાને આવ્યાં છીએ."

"શું?"

"વ્હેમસિંહથી સાવધ રહેવાની જરૂર છે."

"આપને આ બાબત સાથે શું સંબંધ છે?"

"ધારૂં તો ઘણો છે અને નથી તો કંઇ નથી." વન-દેવીએ કહ્યું.

"આપ કોણ છો?"

"વનવાસી."

"નિવાસસ્થાન?"

"નિર્જનસ્થાન."

પ્રતાપને આવા જવાબથી આશ્ચર્ય ઉદ્દભવ્યું. તે થોડીકવાર વિચાર કરી બોલ્યો; "આપને બનેલા સઘળા બનાવની ખબર હશે? દેવી! જો આપ આ પ્રસંગમાં કંઇ જાણતાં હો તો કૃપા કરી જણાવો. અમે ઘણી મુંઝવણમાં આવી પડયા છીએ."

"પ્રભુ કૃપાએ મને કંઇક જ્ઞાન છે અને બનેલા બનાવ પણ મારી ધ્યાન બહાર નથી. તમારે તે જાણવાની ઇચ્છા હોય તો મને પૂછો."

"પ્રથમ તો હું એ જાણવા માંગું છું કે વ્હેમસિંહ ખંડેરમાં કેદ હતો. પછી તે એકાએક ગૂમ થયો તે બાબતમાં સત્ય શું છે?"

"લડાઇની ગંભીરતા વધવા સાથેજ તમારા એક શુભેચ્છકે વ્હેમસિંહને અને તેની રાણીને બેશુદ્ધ બનાવી ખડેરમાં રાખ્યાં. તમે તેમને જોયાં. પછી તેજ રાત્રે તમારા એ શુભચ્છકે તેમને ખડેરમાં આવેલા એક ગુપ્ત ભોંયરામાં પૂર્યાં. પણ હાલમાં તે ત્યાંથી મૂક્ત થયાં છે."

"તેમને મૂક્ત કરાવનાર કોણ?"

"રાજાને મુક્ત કરનાર મોતીલાલ."

"રાણી પણ રાજાની સાથેજ હશે?"

"ના, રાજા રાણીનું ખૂન કરવા તૈયાર થયો એવામાંજ તમારા તે શુભેચ્છકે ત્યાં હાજર થઇ રાજાને બેશુદ્ધ કર્યો અને રાણીને ત્યાંથી લઇ પ્રયાણ કર્યું."

"અમારો તે શુભેચ્છક કોણ છે?"

"તેની મને અત્યારે બરાબર ખબર નથી. સમય આવતાં તમને ખબર પડશે."

"એક લડાઇની વખતે એક અજાણ્યા યોદ્ધાએ અમને મદદ કરી હતી, તે કોણ તે આપ કહી શકશો?"

"હા, તે યોદ્ધો અન્ય કોઇ નહિ; પણ વ્હેમસિંહનો પ્રખ્યાત યોદ્ધો રામપાળ હતો. તે રામપાળ આપના આ નવલરાજની પ્રપંચજાળમાં ફસાયા અને નોકરી છોડી ન્યાયના રસ્તે ચઢયા."

"મેં શું પ્રપંચજાળ પાથરી?" નવલે પૂછયું.

"સાધુના વેશથી વ્હેમસિંહની છાવણીમાં જઇ સૈનિકો અને સરદારોને બોધ આપી રાજા પ્રત્યે બેવફા બનાવ્યા અને પરીણામે રામપાળ અને ઘણા સૈનિકો નોકરીમાંથી છૂટા થયા; તે સઘળુ ફળ આપની પ્રપંચ જાળનુંજ."

નવલ મૌન રહ્યો, અને યોગિનીયો તરફ તિક્ષ્ણ નજરે જોઇ રહ્યો અને આ કોણ હશે એમ મનમાં તર્ક-વિતર્ક કરવા લાગ્યો.

પ્રતાપ અને કુમાર પણ આશ્ચર્ય પામ્યા. તેમણે રામપાળને મનથી ધન્યવાદ આપ્યો. આ પછી કુમારને કંઇક યાદ આવતાં પુછ્યું; " એક બુઢ્ઢી મને પરણવા તત્પર થઇ, હું ઓયારાજમાં ગયો; એ સઘળું સત્ય કે અસત્ય ?"

" અસત્યે નહિ અને સત્ય પણ નહિ. સઘળી પ્રપંચજાળ રંગીઓની હતી. તેમાં મુખ્ય ભાગ ભજવનાર બંકા હતો. તેનો ઇરાદો તમારૂં ખૂન કરવાનો હતો; પણ બીજા રંગીઓ તેના મતને મળતા નહિ થવાથી તે તેના કામમાં નિષ્ફળ થયો. બુઢ્ઢીના વેશમાં આવનાર તે દુષ્ટ બંકાજ હતો."

કુમારના આશ્ચર્યનો પાર રહ્યો નહિ. તેણે કહ્યું; " મહાદેવી ! આપે ખુલાસો કરી મારી પર મોટો ઉપકાર કર્યો છે. હવે કૃપા કરી જણાવો કે મને વિશ્વમોહિની મળશે કે નહિ ?"

" શામાટે નહિ ? પ્રયત્ન કરો. "

" પ્રયત્નમાં ખામી રહી નથી. અમને રસ્તો જડતો નથી. "

" કેમ ન જડે ? પેલા અજાયબ ગ્રંથમાં જુઓ."

" તેમાં નથી."

" ના કેમ હોય ? લાવો તે ગ્રંથ. "

નવલ તરતજ અજાયબ ગ્રંથ લઇ આવ્યો; વનદેવીએ ધૂપ મંગાવી ધૂમાડો કર્યો અને અજાયબ ગ્રંથમાંનું એક પાનું ધૂમાડા પર ધર્યું. સઘળાની અજબ અજાયબીની અંદર તે એક પાનામાંથી બીજું પાનું છુટું પડતું જણાયું. સઘળાના મુખમાંથી આશ્ચર્યના ઉદ્દગાર નીકળ્યા. યોગિનીને દેવીસમાન માનવા લાગ્યા. વનદેવીએ

તે પાનામાં એક સ્થળે આંગળી મૂકી કહ્યું; "જુઓ; તે પ્હાડ પર જવાનો રસ્તો આ રહ્યો. આપણે કાલ રાતનાં ત્યાં જઇશું."

કુમાર અને પ્રતાપના આનંદનો પાર રહ્યો નહિ. તે રાત્રિ આનંદમાં પસાર થઇ.

## પ્રકરણ ૭ મું.

### બંકા અને ડંકાની મુલાકાત.

અમલગઢના વસ્તીવાળા ભાગમાં એક એકાન્ત જગાએ સુંદર બગીચો આવેલો હતો. આ બગીચો પ્રજાના પૈસાથી બનેલો હતો; અને પ્રજાને ફરવા હરવા માટે હતો. અમલગઢનાં પ્રજા જનો આ બગીચાનો છૂટથી લાભ લેતાં. સાંજ સવાર અનેક નર નારીયો આ બગીચામાં ફરવાને આવતાં. આજે બપોરનો સમય હતો. બગીચામાં થોડાંક માણસો આમતેમ ફરતાં હતાં. આ વખતે એક તરૂણ બગીચાના એક ખૂણામાં પડેલી પાટલી પર બેઠો-બેઠો કંઇક વિચાર કરતો હતો અને વચ્ચે વચ્ચે માર્ગ તરફ નજર કરી કોઇના આગમનની રાહ જોઇ રહ્યો હતો.

આ તરૂણ દેખાવમાં સુંદર હતો. વસ્ત્ર પણ ભભકાબંધ પહેરેલાં હતાં. મુખ ગૌર હતું. મુછોના ખૂણા વાળેલા હતા. આંખ્યો ચપળ અને કંઇક લુચ્ચાઈ ભરેલી માલમ પડતી. માથાપર રેશમી સાફો બાંધેલો હતો. હાથમાં રેશમી રૂમાલ પકડેલો હતો. નજીકમાં એક સુંદર લાકડી પણ પડેલી હતી. સુંદર કપડાંથી આ તરૂણ

કોઇ ખાનદાન હોય એમ અનુમાન થતું હતું. ત્યારે શું આ કોઈ અમલગઢનો શ્રીમાન હશે?

ના, આ તરૂણ ખરેખરો શ્રીમાન નહિ; પણ શ્રીમાનના વેશમાં શયતાન હતો. મૂળ પૈસાદારનો પુત્ર હતો; પણ દુરાચરણે ચઢવાથી તેનાં માબાપ મુઆ પછી બાપે પેદા કરેલા પૈસાની પાયમાલી કરી સાફ કડક બની ગયો હતો. આથી આ નામનો શ્રીમાન તેનું વતન ત્યાગી કેટલાક સમયથી અમલગઢમાં આવીને વસ્યો હતો. ફક્કડ એકલા હોવાથી મઝામાં રહેતા. ચોરી-જુગાર-ધાપ વગેરેના ધંધાથી ગુજરાન ચલાવતા અને સુંદર વસ્ત્રો પરીધાન કરી અમલગઢમાં ફરતા. આવા ધાપમારૂ ગ્રહસ્થ અમલગઢમાં તેમના જેવા માણસોમાં ખાસ પ્રીતિ પાત્ર થઇ પડયા હતા. આ ધાપમારૂએ એક ગણીકાને પણ પોતાની સાગ્રીત બનાવી હતી. શ્રીયુતનું નામ કેશવલાલ ડંકા હતું. ગુણીકાનું નામ લાલન હતું. આ ઉપરાંત કેશવલાલે પોતાના જેવુંજ એક મિત્ર રત્ન પણ પ્રાપ્ત કર્યું હતું. તેમના એ મિત્રવર્યનું નામ મોહનલાલ વંકા હતું. આ બન્ને ધાપમારૂઓ-ઉજળા શાહુકારો અમલગઢમાં અનેકને ધાપ મારી રડાવતા અને જુદા જુદા વેશ અને નામ બલદી મોટા ઠાઠથી રહેતા. સિપાહી અમલદારોને પણ ધાપમાંથી પૈસા મળતા હોવાથી એ બન્નેને મદદ રૂપ થતા. બન્ને જણા જુદા જુદા ગામ અને નગરોમાં ફરતા અને અનેક ભોળાં મનુષ્યોને તેમની પ્રપંચ જાળમાં ફસાવી પૈસા પડાવતા. તેઓ આવી રીતે ઘણું દ્રવ્ય પેદા કરતા; પણ તેમની પાસે ફુટી બદામ પણ રહેતી નહિ. હરામનું ધન હરામ માર્ગેજ વપરાતું. જુગાર-દારૂ વગેરેમાં દ્રવ્ય પૂરૂ થતું.

રાજા બ્હેમસિંહ હાર્યો. અમલગઢમાં રાજ્યસત્તા બદલાઇ.

દુષ્ટજનો ભયભીત બન્યા. ડંકા-વંકા પણ ગભરાયા. તેઓ અમલગઢ છોડીને જવાના વિચારમાં હતા. પણ કોઇને સજ્જડ ધાપ મારીને પસાર થવું કે જેથી ભવિષ્યમાં નાણાંની ખોટ પડે નહિ. આ વિચારથી તેઓ અમલગઢમાં રોકાયા હતા. વંકા તેવા માલદાર શીકારની શોધમાં હતો. બન્ને ભેગા રહેતા હતા. ગુણીકા લાલન પણ તેમના ભેગી હતી. મકાનનો ઠાઠ સુંદર હતો. તેઓ જે સ્થળે રહેતા એ સ્થળના લોકો વંકા-ડંકાને શેઠ અને લાલનને શેઠાણી તરીકે ઓળખતાં. આ હરામખોરો ઉપરથી ઠાઠ પણ એવો રાખતાં કે તેમની વાત કોઇ જાણી શકે નહિ. હાલમાં કેટલાક સમયથી તેઓની પાસે પૈસા નથી. ખર્ચ પણ નભાવવું મુશ્કેલ થઇ પડયું છે. પૈસાની ભૂખી લાલન પણ વારંવાર પૈસાની માગણી કરી રહી છે. બન્ને ખુબ અકળાય છે. આથી મોહનલાલ વંકા નગરમાં ગયો છે; અને કેશવલાલ ડંકા વિચાર કરતો બગીચામાં બેઠો છે. મોહને બગીચામાં મળવાનો વાયદો કરેલો હોવાથી કેશવલાલ મોહનની રાહ જોઇ રહ્યો છે. ઘણો વખત વિત્યો. મોહન આવ્યો નહિ. કેશવલાલને કંઇક ચિંતા થવા લાગી. તે મનમાં વિચાર કરવા લાગ્યો. "મોહન હજી કેમ આવ્યો નહિ હોય? વખત ઘણો થયો. મારે અહિં ક્યાં સુધી બેસી રહેવું? સાલ્લો વખત પણ બુરો આવ્યો છે. આ રાજ્યની ઉથલપાથલની મોંકાણે ખીસ્સાં ખાલી થઇ ગયાં. દેવાં વધ્યાં. ઉઘરાણીયો થવા લાગી. પૈસા વિના લાલન પણ ભૂખી વાઘણ જેવી બની. હવે કરવું શું? આ લાલઇ કેવી રીતે સંભાળવી. શું આટલા દિવસની લાલઇ પર પાણી ફરશે? શું આ ડંકાને મૂછોના આંકડા નીચા નમાવવા પડશે? ઓહ? જો એમ બને તો ઘણી ભયંકર વાત થઇ પડે. ભૂખે પ્રાણ જાય; લેણાવાળા જહન્નમની ખાડીમાં

ગોથાં ખાય; પણ આપણે તો આપણી લાલાઈ સદાય સંભાળવી. મોહન કોઇ માલદાર શીકારની શોધમાં તો ગયો છે. પ્રભુ કરે ને તેવા કોઈનો પત્તો લાગી જાય. બીચારા વ્હેમસિંહનું રાજ્ય ગયું. તે દુલારાજાનો રાજ્ય અમલ હતો; ત્યારે તો કંઇને કંઇ લાભ મળતો; પણ આ નવા રાજ્યમાંતો તલ્વારની ધારપર ચાલવું પડે એમ છે. મારા જેવા લાલાથી તો અહિં હવે વધારે વાર રહેવાશે નહિ. મારા વિચારને મળતા કેટલાએ ગાંસડા પોટલા બાંધી રવાના થઈ ગયા. હવે બાકી રહ્યા અમે. અમે પણ કોઇ સારો શીકાર મળતાં માલ મેળવી પોબારા ગણી જઇશું અને કોઇ સારા શહેર અગર નગરમાં જઇ એશ આરામ ઉડાવીશું. અમે......" કેશવલાલ આગળ વિચાર કરતો અટકયો. એક માણસ તેની તરફ ચાલી આવતો જણાયો. એ આવનાર માણસનો ચ્હેરો અને પહેરવેશ વિચિત્ર હતો. કેશવલાલ ભયગ્રસ્ત હૃદયે તેને આવતો અવલોકી રહ્યો. જે દુષ્ટ માણસ છે; જે હમેશાં નીચ ધંધા કરનાર છે તેના મનમાં નિરંતર ભય રહ્યા જ કરે. આવનારને કોઇ અમલદાર સમજી કેશવલાલના મનમાં ભય ઉત્પન્ન થયો. આંખ્યોનો પલકારો માર્યા વિના કેશવ-લાલ આગંતુકની તરફ જોઇ રહ્યો.

આવનાર વિચિત્ર વેશધારી કેશવલાલની તરફ નિર્ભયતાથી ચાલ્યો આવતો હતો. તે જેમ નજીક આવતો ગયો તેમ ડંકાનો આંતરીક ભય વધતો ગયો. વળી તે આવનાર કેશવલાલની તરફજ જોઇને ચાલ્યો આવતો હતો. કેશવલાલે આથી ચાલ્યા જવાનું ઉચિત માન્યું. તે ઉભો થયો અને નજીકમાં પડેલી લાકડી ઉપાડી તેણે ત્યાંથી ચાલવા માંડયું.

પેલો આવનાર તેને જતો જોઇ ઝડપથી ચાલવા મંડયો. કેશ-

વલાલ પણ ઉતાવળથી ચાલ્યો. પેલા આગતુંકે મોટી ફાળો ભરી કેશવલાલને પકડી પાડયો અને પાછળથી તેના ખભા પર હાથ મૂકી કહ્યું; "કાં દોસ્ત! એકાએક કેમ ચાલવા માંડયું ?"

કેશવલાલ શું જવાબ આપે? તે ધડકતા હૃદયે અને ભયભીત ચ્હેરે આવનારના મુખ સામે જોઇ રહ્યો. આગંતુકે તેનો હાથ પકડી પૂછયું; "કહો મહેરબાન મઝામાંતો છોને ?"

હવે કેશવલાલને જવાબ આપ્યા વિના છૂટકો ન્હોતો.

તેણે કહ્યું; "હા, તમે કોણ છો ?"

"તે હું તમને કહીશ."

"ક્યારે ?"

"થોડીવારમાં."

"અત્યારે કહોને ?"

"ના, હમણાંજ કહીશ; તમે મારી સાથે ચાલો."

સાથે ચાલો શબ્દ સાંભળતાંજ ડંકાનાં હાંજાં ગગડી ગયાં, પણ હિંમત રાખી તેણે પુછયું; "મને ક્યાં લઇ જનો છો."

"મારી સાથે."

"પણ ક્યાં ?"

આ બગીચામાં; પેલી પાટલી તરફ. ચાલો આપણે ત્યાં બેસી વાતો કરીએ." આગંતુકે કેશવલાલનો હાથ પકડી એ તરફ ચાલવા માંડયું. કેશવલાલ પુતળાની માફક તેની સાથે ખેંચાતો ગયો. બન્ને એક પાટલી નજીક આવી તેની પર બેઠા. તરત આવનારે પુછયું, "કહો દોસ્ત હાલમાં કેમ ચાલે છે ?"

"શાનું કેમ ચાલે છે ?" ડંકાએ પૂછયું.

"તમારા ધંધાનું ?"

" કેશવલાલ ચમકયો અને બોલ્યો; " તમે શું પૂછવા માગોછો તેની મને બીલ્કુલ સમજ પડતી નથી. "

પૂછનાર માણસ મોટેથી હશી પડી કહેવા લાગ્યો; " અરે જાવરે મહેરબાન ! તમને તે ના સમજ પડેકે ? તમારા જેવો બાહોશ–ચાલાક–અક્કલવાન આ અવનીમાં મારી ધ્યાનમાંતો કોઇ નથી. તમે એમ સમજતા હશો કે હું તમને ઓળખતો નથી; પણ એ ખ્યાલ તમારા મગજમાંથી કાયમને માટે કાઢી નાખજો. હું તમારી રગેરગનો ભોમીયો છું અને તેથીજ પૂછુંછું કે હાલમાં કેમ ચાલે છે?"

" તમને ઓળખ્યા વિના હું તમારા એક પણ સવાલનો જવાબ આપનાર નથી. સમજ્યા ? " કેશવલાલે ગુસ્સાથી કહ્યું.

" મને ઓળખી તમારે શું કામ છે ? તમે સમજી લ્યો કે હું તમારો દોસ્ત છું. "

" આ કેશવલાલ ડંકા એવો કાચો નથી કે તમને ઓળખ્યા• વિના મિત્ર માને અને કંઇપણ કેહે. "

" એનીતો મને પૂરેપૂરી ખાત્રીજ છે. "

" ત્યારે નકામી માથા ફોડ શા માટે કરોછો ? "

" સ્હેજ, ગમ્મતની ખાતર. "

" એવી ગમ્મત જાય જહન્નમની ખાડીમાં. "

" એમાં ગુસ્સે શાના થઇ જાવછો ? "

" અરે ગુસ્સોતો એવો ચઢે છે કે તમને શુંનું શું કરી નાખું ? તમે સમજોછો કે અમને વખતની કિંમત કેટલી હોયછે ? "

" સમજું છું; પણ તમે જેટલો સમય વૃથા ગૂમાવો છો; તેટલા સમયની થોડીકવારમાં ઘણો લાભ મેળવી શકોછો. તમારા નશીબેજ તમને એવો ધીકતો ધંધો હાથ લાગી ગયોછે. "

" મારા ધંધાની જોડે તમારો શું સંબંધછે ? "

" હાલ ઘણો. "

" તમે કોઇ દિવાના છો ? "

" ના; દિવાનાજ દુનિયાંને દિવાની બનાવે છે; પણ હુંતો દિવાની દુનિયાંને ડાહી બનાવનાર છું."

"મહેરબાની કરી માથાકુટ મૂકો અને તમારી ઓળખાણ આપો."

" એમ ! શું મને ઓળખતાજ છે ? "

" હા, ભાઇ હા. "

" તમે કોઇ દીવસ મોતીલાલ બંકાનું નામ સાંભળ્યું છે ? "

" અરે હા, એતો અમારો દોસ્ત; અમારા દુઃખનો વિસામો. શું તે તમેજ છો ? "

" હા દોસ્ત. "

" બસ હવે નથી ઓળખવા. દુશ્મનોની બીકને લીધેજ તમે ચ્હેરો બદલ્યો છે એ હું સમજુ છું. કહો મહેરબાન આ સેવકને શું આજ્ઞા છે ? "

" એક અગત્યનું કામ પડયું છે. "

" ફરમાવો ? "

" રાજકુમાર વિજયસિંહ અને તેના મિત્રો પર દેખરેખ રાખવાની જરૂર છે. "

" તે કામ જરૂર આ સેવક બજાવશે. "

" પળેપળની ખબર અમને મળવી જોઇએ. "

" જરૂર. "

" ક્યાં ખબર લાવશો ? "

" આપ ફરમાવો ત્યાં. "

" ચમત્કારી ખંડેરની પાછળ ઝાડી આવેલી છે અને તે ઝાડીમાં એક પડી ભાગેલું ખંડેર છે. ત્યાં એક વાવ આવેલી છે. ત્યાં તમારે આવી આ છૂપો શબ્દ ઉચ્ચારવો; કે જેથી અમારા માણસની સાથે તમારી મુલાકાત થશે."

" બહુ સારૂં. આપ હવે શું નિશ્ચયપર આવ્યા છો ? "

" રાજ્ય પાછું મેળવવું. "

" જો એમ થાય તો ઘણું સારૂં; નહિતો અમારે અહિંથી ગાંસડાં-પોટલાં બાંધવાં પડશે. "

" ના, તમે હાલમાં અહિંજ રહો. થોડા દિવસમાંજ મહારાજાની આણ વર્તાશે. "

" ક્યા મહારાજાની ? "

" વ્હેમસિંહની. "

" શું મહારાજા જીવતા છે ? "

" ત્યારે શું મરી ગયા છે ? "

" અમે તો એમજ માનીએ છીએ."

" નહિ; મહારાજા જીવતા છે અને તે અમારી સાથેજ છે."

"બસ આનંદ થયો. ઢીલી પડેલી આ નસો હવે મજબુત થઇ."

" ઠીક; હું હવે જાઉં છું. બરાબર સંભાળ રાખજો."

" પધારો-પણ......" કેશવલાલ બોલતાં અટક્યો.

મોતીલાલે પૂછ્યું; " પણ કહીને કેમ રહી ગયા ? "

" કંઇ નહિ; સ્હેજ. "

" ના, ના; તમારા મનમાં હોય તે જણાવો ? "

" અમે કઠકા બની ગયા છીએ; ખીસ્સાં ખાલી તેથી પગ પણ ઢીલા. "

" બસ એજને ? રાજ્ય પાછું મળે ત્યાં સુધી ચલાવો; પછી તમારૂં દળદર સદાને માટે દૂર થશે. "

" આપનો ઉપકાર. પણ તે વખતે જો જો કદાચ અમને ભૂલી જતા ? "

" એમ બનેજ નહિ. લ્યો રામ–રામ. "

" હા, રામ—રામ. "

મોતીલાલ ઝડપથી ઉઠયો અને તત્કાળ ત્યાંથી ચાલ્યો ગયો. કેશવલાલ તેની પીઠ પાછળ જોઇ રહ્યો; અને બંકા અદૃશ્ય થતાંજ ડંકા ખડખડાટ હશી પડયો.

એટલામાં મોહનલાલ વંકા સામેથી ચાલી આવતા જણાયા. તેના પગ જોરમાં હતા. કેશવલાલ ચેતી ગયો કે વંકાના પગ જોરમાં છે એટલે કંઇક ફત્તેહ કરીનેજ આવ્યો હશે ?

મોહન પાસે આવતાંજ કેશવલાલે કહ્યું: " કાં ભાઇ ! શું સમાચાર છે ? "

" ફત્તેહના. મને જરાક થાક ખાવા દે. " મોહન કેશવની જોડે બેઠો અને ખીસ્સામાંથી રૂમાલ કાઢી મુખપરનો પસીનો લુછવા લાગ્યો.

પુનઃ કેશવલાલે પૂછયું; " આજે વાર ઘણી લાગી ? "

" હા, તું કયારનો આવ્યો છે ? "

" મને ઘણો વખત થયો. પણ અહિં બેસી રહેવામાં એક લાભ પણ થયો. "

" શું ? " મોહને આતુરતાથી પૂછ્યું.

" તું તારી વાત પ્રથમ કહે ! "

" ના, તું પ્રથમ કહે, કારણકે મારી વાત કંઇક વિચાર કરવા જેવી છે. "

" એટલે ? "

" પ્રપંચજાળ પાથરવાની; નાટક ભજવવાની ગોઠવણ કરવાની. "

" પણ કામ ફત્તેહ થશેને ? "

" હા. "

" લાભ થોડો છે કે ઘણો ? "

" બરાબર ખેલ ભજવાય તો પૈસાદાર બની જવાય. એ બધું પછી કહીશ; પણ તું કહેકે શું લાભ થયો ? "

" પેલા રંગીની મુલાકાત થઇ. "

" કયો રંગી ? "

" મોતીલાલ. "

" શું તે જીવતોછે ? ? "

" હા યાર, તે અને રાજા બેઉ જીવતા છે અને થોડા દિવસમાં રાજ્ય પાછું લેવાના છે. "

" એમ કે ? "

" હા. "

" તારી સાથે શું વાત થઇ ? "

કેશવલાલે મોતીલાલ સાથે થએલી વાત મોહનને કહી સંભળાવી. મોહન ખુશી થએલો જણાયો અને બોલ્યો; "દોસ્ત ! હું રાજકુમારની એક બાતમી લાવ્યો છું. "

" શી ? "

" રાજકુમાર પાસે બે સાધુડીઓ આવી છે. "

" તે કોણ છે ? "

" કોઇક ભેદ ભરેલી ભામિનીઓ છે; દેખાવમાં મોહક અને સુંદર છે. "

" શા માટે આવી છે એ કંઇ જણાયું ? "

" હા, કાલ રાત્રે તેઓ ખંડેરમાં જવાનાં છે અને સાધુડી એક છૂપો રસ્તો જાણે છે એ રસ્તે થઇને રાજકન્યાને મળનાર છે."

" આ સમાચાર અગત્યના છે અને તરત તેમને જણાવવા જેવા છે. "

" ચાલો ત્યારે આપણે અત્યારેજ એ તરફ જઇએ."

" તારી વાત તો કહે ? "

" રસ્તામાં ચાલતાં કહીશ. "

બન્ને ઉઠયા અને બગીચાની બહાર નીકળી ખંડેર તરફ જવા લાગ્યા.

## પ્રકરણ ૮ મું.

### ડંકા અને વંકા.

ચોર–લુચ્ચાઓના મિત્ર; જુગાર–મદિરાના પરમભક્ત અને ધાપ મારી–ચોરી કરી લાલાઇમાં ફરી જીવન આનંદમય માનનાર ધાપમારૂ કેશવલાલ ડંકા અને મોહનલાલ વંકા બગીચામાંથી નીકળી નગર બહાર નીકળ્યા અને જંગલના માર્ગે પ્રયાણ કરવા લાગ્યા.

નગર બહાર નિકળી ડંકાએ પૂછ્યું; " કહે દોસ્ત ! તું શું કરી આવ્યો ? "

" હું એક માલદાર શિકારની શોધ કરી આવ્યો છું ? " વંકાએ કહ્યું.

"તે માન્યવર કોણ છે?"

"પૈસાવાળો છે, પણ રાંડનો ઘણોજ કંજુસ છે-લોભીયો છે."

"ક્યાંનો છે?"

"આ નગરનો."

"શું ન્યાતનો છે?"

"બ્રાહ્મણ."

"તે ધંધો શું કરે છે?"

"ભીખ માગવાનો."

કેશવલાલ ખડખડાટ હશી પડી કહેવા લાગ્યો; "અલ્યા! કંઇ ભાંગ-ગાંજો અગર દારૂ પીને તો નથી આવ્યોને?"

"કેમ વારૂ?"

"બ્રાહ્મણ અને તે વળી ભીખ માગનાર; તેને તું માલદાર કહે છે? આથી મારે શું સમજવું?"

"અરે જાવરે મહેરબાન? તમારી પરિક્ષા થઇ ચૂકી. તમે રાંડીરાંડના જમાઇ થવાને તદ્દન નાલાયક છો. અક્કલમાં અને વિચારમાં મોભાગ્ર જેવા મહાભયંકર છો. દોસ્ત! તને ખબર છે? ભીખ માગનારા પાસે તો ધનના ઢગલા હોય છે. હું જે બ્રાહ્મણની શોધ લાવ્યો છું તે બ્રાહ્મણ મહારાજા વ્હેમસિંહનો રાજગોર છે. રાજાનું ગોરપદું કરી; લોકોને ખરૂં ખોટું સમજાવી અને ઉપરાંત ભીખ માગી તેણે આશરે દમનગદ રોકડા રૂપિયા પચાસ હજાર એકઠા કર્યા છે."

કેશવલાલ વિસ્મય થતાં બોલ્યો; "મારા બાપ! પચાસ હજાર રૂપીઆ? એક ભીખારી બામણ પાસે? ઓ ખુદા! તું શું જોઇ રહ્યો છે? એક ભીખારચટ્ટા પાસે રૂપિઆ પચાસ હજાર? બસ હવે તેનો ફેંસલો આવી જશે. દોસ્ત વંકા! હિંમતને આગળ કર; કમ્મર બાંધ

આપણે ગમે એ ઉપાયે તેને ચીરવો. કંજુસ-લોભીનો માલ આપણા જેવા લાલ નહિ ખાય તો કોણ ખાશે? બસ; પડાવો એનો માલ અને પછી નિરંતર બની રહીશું લાલ; બસ પોબાર."

વંકા બોલ્યો, "હવાઇ કિલ્લા બાંધવાની જરૂર નથી. પણ હું હિમ્મત પૂર્વક; છાતીપર હાથ મૂકીને કહું છું કે તે આપણા યજમાનને આપણે ચીરીશું અને હાલ જે ભીખ માગવાનો કૃત્રિમ ઢોંગ કરે છે તેને ધૂતી-ધનહીન બનાવી સાક્ષાત ભીખારી દાસ બનાવીશું. બસ એજ આપણી ધારણા છે."

"બસ એમજ. પચાસ હજાર સામટા થતાં ઓર રંગ જામશે. આ દુનિયાંમાંજ સ્વર્ગ દેખાશે."

"નિરંતર શરાબનાં જામ; દિલદાર લાલનનાં ગાન તાન-એશ આરામમાં આપણી જીંદગીની સફળતા થઇ ચૂકીજ સમજવી."

"પછી તો લાલનને હું પાસેથી લગીર પણ ખસવા દઉં નહિ." ડકાએ કહ્યું.

"અરે ખસવા દેવાની વાતજ કયાં છે? તેની સાથેને સાથેજ રહેવું. ખાવું-ફરવું અને ખુલ્લા છોગ ગાડીમાં તેને સાથે લઇ નીકળવું." વંકાએ પોતાનો વિચાર પ્રદર્શિત કર્યો.

"આ ઉપરાંત આપણે એક બીજું પણ કાર્ય કરવાનું છે."

"શું?"

"ભાંગ-ગાંજાની દુકાનો વધારે પ્રમાણમાં કાઢવી અને ભાંગ-ગાંજો-અફીણ સસ્તા ભાવે વેચવું કે જેથી બીચારાં ગરીબો પણ તેનો છૂટથી ઉપયોગ કરી શકે? બીચારા લાલા લોક કે જેઓ ભાંગ-ગાંજા આદિના ભડવીર ભકતો હોય છે; પણ પૈસાના અભાવે બરાબર ભક્તિ કરી શકતા નથી એવાને માટે ખાસ મફતજ આપવાની વ્યવસ્થા કરવી."

"બરાબર છે; અને દારૂ ?"

"તેની તો ઠેર ઠેર પરબો મંડાવી આપણા નામથી પરબો ચલાવવી કે જેથી આપણને લાભ થશે. એકતો આપણે દારૂડીયાઓ પર દયા કરીશું; પરોપકારનું પુણ્ય પ્રાપ્ત કરીશું અને જગતમાં અમ્મ-નામના કરીશું.

"બસ ત્યારેજ આપણી લાલ લોકોમાં બરાબર ગણના થશે."

"પણ આ બધું કરતાં હજી વાર લાગશે."

"અરે શાની વાર ? પૈસા હાથમાં આવ્યા કે તરતજ."

"બોલ ત્યારે તે ભીખારી દાસને ધુતવાને શું રંગ જમાવશું ?"

"તેની પણ ગોઠવણ મેં કરી રાખી છે. ઘણો વિચાર કરી હું એકજ નિશ્ચયપર આવ્યો છું અને તે એ કે તેને આપણા રૂવાબમાં અંજાવવો."

"એટલે ?"

"વિશ્વાસમાં લેવો."

"તે શી રીતે ?"

"મોટી મોટી વાતો કરવી અને તેને દાનમાં નાણાં આપવાં."

"નાણાં લાવવાં ક્યાંથી ?"

"બસ વાત તો ત્યાંજ અટકે છે ને ? દોસ્ત ! આપણે પ્રથમ થોડાં નાણાં બગાડવાં પડશે. પૈસો પૈસાને ખેંચી લાવે છે. આપણે તે બ્રાહ્મણને દાન-દક્ષિણા આપીને જ આપણા વિશ્વાસમાં લેવો અને પછી તેની ગરદન કાપવી. પણ પ્હેલાં નાણાં જરૂર જોઇએ. લાવવાં ક્યાંથી ?" મોહન નિરાશ થયો.

કેશવલાલ થોડીકવાર વિચાર કરી બોલ્યો; "દોસ્ત ! ગભરાય છે શાને ? બંકા સાહેબની પાસેથી થોડાંક નાણાં લઇશું અને બીજાં નાણાંને માટે લાલનના દાગીના વેચશું ?"

"લાલન દાગીના આપશે ?"

"બ્રાહ્મણની વાત કહીશું એટલે આપશે ? દોસ્ત ! નાણાંની લાલચજ એવી છે."

"લાલન પણ રોજ પૈસાની માગણી કર્યા કરે છે ?"

"તે હું ક્યાં નથી જાણતો ? કામ પૂરૂં થયા સુધી તેને પણ ઉડાવવી."

"ઠીક ત્યારે જો સાંભળ. મેં યુક્તિ એવી કરવા ધારી છે કે બ્રાહ્મણ દરરોજ સવારમાં ભીક્ષાર્થે નિકળે છે. તેનો રસ્તો આપણા મકાન આગળ થઇને છે. તે આવતો જણાય કે તરત આપણે શેઠ ગુમાસ્તા બની જવું. થોડાક ખોટા દાગીના પણ તે જુએ એમ પાસે રાખવા. તે આપણને જોઇ કંઇક યાચના કરશે. તે વખતે આપણે મોટા વેપારની વાતો તે સાંભળે એમ કરવી. આ પછી તેને કંઇક દક્ષણા આપવી; અને તેને કહેવું કે મહારાજ ! અઠવાડીએ આ મકાને આવી દાન લઇ જજો અમે દાન આપવાનો નિયમ કર્યો છે.'

"પછી ?"

"તે દાન લેવા આપણા ઘરે આવશે."

"તેથી શું ?"

"અરે તેથી તો બધું થશે. હું તું અને લાલન મળી તેનો ઘાટ ઘડી નાખશું ?"

"પણ શી રીતે ?"

"જો સાંભળ–ખાનગી વાત છે. હું તને કાનમાં કહું. કારણ કે વાત વાયરો પણ લઇ જાય." વંકાએ ડંકાના કાનમાં કંઇક ધીરેથી વાત કરી; કે જે સાંભળતાંજ ડંકાના મુખપર હાસ્યની છાયા છવાઇ રહી.

તે આનંદથી બોલી ઉઠ્યો; “ અરે રંગ છે મારા દોસ્ત ! તારી બુદ્ધિની તો બલીહારી છે.”

“ બુદ્ધિની બલીહારી ન હોય તો કંઇ કામ થાય જ નહિ. અક્કલનો ખજાનો ખુલ્લો મુકવાથી જ આપણે ફાંકડા થઇને ફરીએ છીએ. વગર મહેનતે નાણાં પયદા કરી ફાંકડા થઈ ફરવાનું. છે બીજા કોઇનું ગજું ? ”

“ બિલ્કુલ નહિ. ”

“ હું મારા ભાગ્યને ધન્યવાદ આપું છું કે મને તારા જેવો દોસ્ત મળ્યો છે.”

“ અને હું પણ એમજ સમજું છું. ”

“ હું તારા વિશે કંઇક વધુ વિચારૂં છું ? ”

“ શું ? ”

“ પરમેશ્વર મ્હોત આપે તો આપણને એક સાથેજ.”

“અને કદાચ તું વહેલો મુઓ તો? અને નર્કમાં ગયો તો ?”

“હું નર્કના કુંડમાં પડ્યો-પડ્યો પણ તને યાદ કરીશ. સમજ્યો મારા દોસ્ત ?”

આવી રીતનો વાર્તા વિનોદ કરતા બન્ને દોસ્તો ઝડપથી ચાલ્યા જતા હતા. રસ્તો નિર્જન હતો. ચારે તરફ પર્વતો આવેલા હતા. બન્નેની વાતો સાંભળનાર ત્યાં કોઇ ન્હોતું. એટલામાં કેશવલાલને કંઇક યાદ આવતાં પૂછ્યું, “અલ્યા એતો ખરૂં; પણ લાલનને આપણે સારી રીતે શીખવાડી તૈયાર કરવી પડશે. ”

“ તે કરીશું. લાલનને આપણી શેઠાણી બનાવશું. ”

બન્ને ઝાડીમાં પ્રવેશ્યા. ઝાડી પસાર કરી એક નાના મેદાનમાં આવ્યા. આ મેદાનમાં એક પડી ભાંગેલો કિલ્લો આવેલો હતો.

કિલ્લો ઉજ્જડ હતો. માણસનું તો ત્યાં નામ નિશાન ન્હોતું, બન્ને લાલાઓ ત્યાં આવેલી વાવ આગળ આવ્યા. વાવ પણ ખંડેર જેવી જણાતી હતી. અંદરના પાણી પર લીલ ફરી વળી હતી. કેશવલાલે વાવનાં કેટલાંક પગથીઆં ઉતરી મોતીલાલે કહ્યા મુજબ છૂપા શબ્દનો અવાજ કર્યો; કે જેથી તરત જ વાવની અંદર આવેલી એક બેઠકની બાજુમાંથી એક માણસ નીકળી આવ્યો. આ માણસનો દેખાવ ભયાનક હતો. કેશવલાલ અને મોહન તેને જોતાંજ ધ્રુજ્યા.

તે માણસે ઘોર અવાજે પૂછ્યું; "કેમ આવ્યા છો ?"

"બંકા બહાદુરને મળવા."

"શું કામ છે ?"

"કામ અગત્યનું છે અને તેમને જ જણાવવા જેવું છે."

"થોભો; હું બોલાવું."

તે ભીમ મૂર્તિ માણસે જોરથી તાલી બજાવી, કે જેથી અલ્પ સમયમાંજ વાવની ઉપરની બાજુએથી બે માણસો અંદર આવ્યા.

એક મોતીલાલ બંકા હતો અને બીજો એક તેનો સેવક હતો.

બંકાએ કેશવલાલને ઓળખી કહ્યું; "કેમ ?"

"બાતમી લાવ્યો છું."

"શાની ?"

"કુમારની."

"શું છે ? જણાવો ?"

"આ બધાની રૂબરૂ કહેવામાં કંઇ વાંધો તો નથી ને ?"

"ના, આ સઘળા અમારા વફાદાર ભાઇઓ છે. તમારે જે કહેવું હોય યા જણાવવું હોય તે ખુશીથી કહો."

"જાણે એમ છે કે વિજયકુમારની પાસે બે સાધુડીઓ આવી છે."

" તે કોણ છે ? "

" તેની અમને ખબર નથી. "

" કેમ આવી છે ? "

" કુમારનો વિશ્વમોહિની સાથે મેળાપ કરાવવા.

" શી રીતે ? "

" તે સાધુડીઓ છૂપો રસ્તો જાણે છે. "

" ત્યાં ક્યારે જનાર છે ? "

" આવતી કાલની રાત્રે. "

" ઠીક; જાવ; આ સમાચારનું ઇનામ વખત આવે તમને સારૂં મળશે. "

" સાહેબ ! મારી એક વિનંતિ છે. "

" શું ? "

" કહેતાં શરમાઉં છું. "

" શરમાવાની જરૂર નથી. "

" અમે હાલમાં કડકા થઇ ગયા છીએ. "

" એટલે ? "

" દમડી વિનાના. "

" શું તમારી પાસે પૈસા નથી. "

" હા, મહેરબાન."

" ઠીક આ લ્યો." કહી મોતીલાલે એક સોનાની કંઠી આપી.

બન્ને આનંદ પામી ત્યાંથી ચાલતા થયા. મોતીલાલ અને તેની સાથેના માણસો પણ તેમના ઠેકાણે ગયા. લાલાઓ આનંદ કરતા—વિવિધ વાતો કરતા નગરમાં પ્રવેશ્યા. સામેજ સોમેશ્વર જોશી અને નવલસિંહને આવતા જોયા.

બન્ને કંઇક ગભરાયા અને આડા અવળા જવાનો વિચાર કરવા લાગ્યા; પણ એટલામાંજ સોમેશ્વરની નજર તેઓની પર પડવાથી જોશીએ તેઓની નજીક ઉતાવળથી જઇ પૂછ્યું; " અહો ડંકા વંકા ! તમે અત્યારે ક્યાંથી ? "

" ફરવા નીકળ્યા હતા. " વંકાએ જણાવ્યું.

" કઇ તરફ ફરવા ગયા હતા ? "

" જંગલમાં. "

" કંઇ નવા જુની ? "

" નવા જુની તમે જણાવો તે ખરૂં ? "

" બહાર ફરનાર વધુ જાણે. "

" અને તમે તો ઘરમાં બેસી રહેનારા હશો નહિ વારૂં ? '

સઘળા હસ્યા અને રામ-રામ કરી છૂટા પડયા. સોમેસ્વરે નવલને કહ્યું; " આમને ઓળખો છો ? "

" હા, બન્ને લુચ્ચાઓ છે. "

" પહેલાં બાતમીદારનું કામ કરતા હતા. "

" એમકે ? "

" હા. "

" તેમનો ધંધો ભયંકર છે ? "

" ખરેખર. "

આમ વાતો કરતા બન્ને રાજમહેલ તરફ ચાલ્યા ગયા. પેલી તરફ લાલાઓ પણ તેમના મકાને આવ્યા. લાલન મોં ચઢાવીને બેઠેલી હતી. કેશવલાલે આનંદના આવેશથી તેને કહ્યું, " શા માટે મ્હોં ચઢાવીને બેઠી છે ? થોડાક દિવસ પછી તારી આગળ ધનનો ઢગલો થશે. "

"શી રીતે ?" લાલને પૂછયું.

વંકા-ડંકાએ તેને સઘળી વાત સમજાવી અને કેમ વર્તવું તે પણ શીખવ્યું.

લાલન ખુશી થઇ હોય એમ જણાયું.

ભવિષ્યના વિચારોમાં રાત્રિ પસાર થવા લાગી.

## પ્રકરણ ૯ મું.

### એક લોભીયો બ્રાહ્મણ.

અમલગઢની દક્ષિણ દિશાએ આવેલા બ્રાહ્મણવાડામાં એક બ્રાહ્મણનુંજ ઘર આવેલું હતું. ઘર માટીનું અને નાનું હતું. અંદર રાચરચીલું પણ થોડુંકજ નજરે પડતું. ઉપરથી જોનારને તરતજ જણાઇ આવે કે આ ઘર કોઇ ગરીબ બ્રાહ્મણનુંજ હોવું જોઇએ. આ ઘરમાં હેમસિંહ મહારાજનો ગોર રહેતો હતો. તેનું નામ ઘેલો હતું. તેને સર્વ માણસ ઘેલાગોર કહીને બોલાવતા. ઘેલોગોર રાજગોર અને સ્વભાવે અતીશય કંજુસ હતો. ધંધો ગોરપદાનો, ભીક્ષા માગવાનો અને વધારેમાં વધારે વ્યાજ આવે તેને નાણાં ધીરવાનો કરતો હતો. હાલ તેની ઉમ્મર લગભગ પચાસ વર્ષની થવા આવી હતી. પોતાની ન્યાતમાં કુળવાન ગણાતો. તેને એક પત્ની હતી; પણ થોડાં વર્ષ પૂર્વેજ તે સ્ત્રી એક છોકરાને મૂકીને મરી ગઇ હતી. હાલ છોકરાની ઉમ્મર લગભગ પદરેક વર્ષની હતી. તેનું નામ મથુર હતું. ઘેલાગોરે હાલમાં બીજું લગ્ન કર્યું હતું. સ્ત્રી પહેરામણી લઇને પતિ ગૃહે આવી હતી. દેખાવમાં સુંદર અને સ્વરૂપવાન હોવાથી

તેનાં મા બાપે તેનું નામ લાડમાં છબીલી રાખ્યું હતું. છબીલી કંઇક ભણેલી અને સ્વચ્છંદી હતી. વૃદ્ધ પતિને પરણવાથી મનમાં ઘણીજ દુઃખી થતી હતી. વળી અતી કંજુસના પાને પડવાથી તેના શોક સંતાપનો પાર ન્હોતો. ઘેલા ગોરના ઘરમાં નિરંતર કજીયો થતો. છબીલી સારાં લુગડાં પહેરે, પૈસા વાપરે અને બહાર નીકળે એ તેને બિલકુલ પસંદ પડતું નહિ. તે વારંવાર પત્નીને શીખામણ આપતો, પણ તેની શીખામણની અસર કંઇ પણ થતી નહિ. સમય વિતતાં છબીલી તેના સામે ચપોચપ જવાબ આપતી. મથુર પણ બાપની અતીશય કંજુસાઇથી અકળાઇ ઝઘડો મચાવતો. ઘેલોગોર કંજુસ કાકાના નામથી આખા નગરમાં પ્રખ્યાત હતો. તે જુનાં અને મેલાં–ફાટેલાં કપડાં પહેરતો. પાસે રૂપિઆ પચાસ હજારની પુંજી હોવા છતાં હમ્મેશાં ભીખ માગવા નીકળતો અને અમુક મેળવ્યા સિવાય પાછા ઘેર નહિ આવવાનો તેનો નિશ્ચય હતો. ઘેલાગોરની ઇચ્છા મરતાં–જીવતાં લાખ રૂપીયાના માલીક થવાની હતી. ઘરમાં અનાજની અંદર પણ કરકસર કરતો. બીચારા બૈરાં છોકરાં શાકનું તો સ્વપ્ને દર્શન કરતાં નહિ. છબીલીને બરાબર થાય એટલું રાંધવાનો હુકમ હતો. ભોગજોગે જો ખાવાનું વધ્યું તો છબીલીના ભોગ મળતા અને આખો દિવસ કજીયા–કંકાશમાં જતો. મથુર બાપની કંજુસાઇના કારણે થીગડાં મારેલાં–જુનાં કપડાં પહેરેતો. ઘણું લાગી આવે પણ શું કરે. મથુર અને તેની મા આ કંજુસથી પૂરેપૂરાં કંટાળ્યાં હતા. કંજુસની અતી કંજુસાઇનું પરીણામ એ આવ્યું કે છબીલી ધર્મભ્રષ્ટ થઇ અને એક સોની સાથે પ્યારમાં પડી. મથુર ચોરી કરતાં શીખ્યો. બન્નેનો આ કાર્ય ક્રમ હજી શરૂઆતનો હતો. ઘેલા પાસે રૂપીઆ પચાસ હજાર રોકડા દમનગદ હતા. અને તે સઘળા તેણે ભોંયરામાં ભંડાર્યા

હતા. હરકોઈ ઉપાયે દર અઠવાડીએ તેમાં સો પચાસનો વધારો કરવો એવી તેની ભયંકર પ્રતિજ્ઞા હતી

આજે પ્રાતઃકાળનો સમય હતો. ઘેલો સ્નાનાદિકથી પરવારી રોજના નિયમાનુસાર ખભે ઝોળી ભરાવી ભિક્ષાર્થે નીકળ્યો સૂર્યનાં આછાં કિરણ જગતને શોભાવી રહ્યાં હતાં. આ વખતે ઘેલોગોર ઘરની બહાર નીકળી થોડેક દૂર ચાલ્યો. એકાએક એક રાંડેલી સામે મળી. ઘેલા ગોરના ગુસ્સાનો પાર રહ્યો નહિ. તેનું મુખ રાતું ચોળ બન્યું. રાંડેલી સામે મળી અપશુકન થયા. ઘેલાના શોક સંતાપનો પાર રહ્યો નહિ. તેણે રાંડેલી બાઇને મનથી હજારો ગાળો ભાંડી. આજે કંઇ મળશે નહિ એમ તેના મનમાં નક્કી ઠરી ગયું. તેના પગ ઢીલા થયા શરીર પર પસીનો વળ્યો. શું કરવું ? ઘરે પાછો જાઉં ? ના; કંઇ મેળવ્યા સિવાય તો પાછું જવાયજ નહિ. એમ વિચારતો ઘેલો થોડીકવાર ઉભો રહ્યો. લગભગ એક કલાકે એક ગાય આવી. ઘેલો ખુશ થયો અને ગાયનું પૂંછડું આંખે અરાડી આગળ વધ્યો. મનમાં શાન્તિ થઇ. એક મહેલ્લામાં આવ્યો. પણ ત્યાં તેને કંઇ મળ્યું નહિ. આથી તે પુનઃ આગળ વધ્યો. તેના મનમાં પૈસાના વિચાર ચાલી રહ્યા હતા. ચાલતો હતો; પણ વિચાર નાણાંના જ થયા કરતા. તે મનમાં બોલતો હતો કે; " આ જગતમાં જેની પાસે નાણાં, તેજ કહેવાય ગણા. ખરો નારાયણ નગદ નાણાંજ છે. હું ઘેલોગોર, રૂપીઆ પચાસ હજારનો આશામી. આથી લોકોને આવે મારી અદેખાઇ; પણ કોણ કરે નજર મારા સામી ? દુનિયાં પણ કેવી ગાંડી છે ? મને કહે છે કે પૈસા કેમ વાપરતો નથી ? બાયડી કહે છે કે પૈસા તે છાતીએ બાંધી જશો ? છોકરો કહે છે કે પૈસામાં પૂળો મૂકો. બધાં કેવાં દિવાનાં છે ? તેમના કહેવાથી

શું મારે પૈસા ખરચી નાખવા ? પૈસા એકઠા કરતાં કેટલી મુશીબત પડે છે તે હું સમજું છું કે એક ભગવાન જાણે છે. લોહિ ઉકાળી; મહેનત કરી; ભૂખે મરી; હાલહવાલ થઇ એકઠાં કરેલાં નાણાં શું વાપરી નાખવાં ? કદાપિ નહિ. ભલેને જીવ આ ખોળીયામાંથી આ પળેજ નીકળી જાય; ભલેને દુનિયાં મને ગાંડો ગણે, પણ મેં એકઠા કરેલા પૈસામાંથી એક જનાદી પણ ઓછો નહિ કરાય તે નહિ જ કરાય. લોકના થોક ભલેને બક્યા કરે; બાયડી પણ ભલે ને માથું કુટયા કરે અને દીકરો પણ ભલે દાંતીયાં કરે; પણ આ ઘેલાકાકા તો તેમના વિચારમાંથી લગીર પણ ચલાયમાન થનાર નથી તે નથીજ. મને કેટલી મહેનત પડે છે તેની લોકોને શી ખબર ? હું તો બધુંએ સમજું છું. જગતની બધીએ વિદ્યા ભણ્યો છું. નાણાંનાં ઠેકાણાં ખોળતાં કેટલું દુઃખ પડે છે તે હું જાણું કે ભગવાન જાણે. બીજા શું જાણે ? લોકોને અષ્ટમ્ પષ્ટમ્ સમજાવી; જુઠાં સરાદ સરાવી; સ્વર્ગના ખોટા રસ્તા બતાવી–ફોસલાવી–જણસોપર ચાર ગણું વ્યાજ લઈ–પાઇ પાઇનો હિસાબ મેળવી–ભૂખમરો વેઠી મહાપરાણે પચાસ હજારની મૂડી કરી છે; ને તેને ભોંયમાં ભંડારી છે. લોકો ગણવા નથી આવ્યા; પણ રાંડના મને પૈસાવાળો ગણે છે અને દાઝે બળે છે. મારા પૈસા તેમની આંખ્યોમાં ખૂંચી રહ્યા છે. અરેરે ! રૂપીઆ પચાસહજારનું તે મુડીમાં કંઇ લેખું હશે ? આટલી ટુંકી ટચ મુડી છે; તેમાંથી મને ખરચાવી સદાય ભીખ માગતો કરવાનો બધાયનો વિચાર છે. હું એક પાઇ પણ ખરચવાને ના પાડું છું ત્યારે રાંડનાઓએ મને કંજુંસનો એલકાબ આપી દીધો છે. લોકોથી પણ થાક્યા." આમ બોલતો ઘેલો વળી પાછો બોલ્યો; "જખમારે છે લોકો; મારે શું ? એતો કરતા હો સો કીજીયે ને પૈ નહિ ખરચતાં ગપ–સપ ઠોકી

નાણાંથી ખીસ્સાં ભરપૂર ભરીયે, ને હોંશથી નગરમાં ફરીએ."

આ જાલીમ જમાનામાં સાચો પરમેશ્વર પૈસો જ છે. મારા બાપા એક કહેવત કહેતા હતા કે; જણસસો દિકરી; વાસણસો ઠીકરી; લુગડાં સો ચિંથરાં, પણ નગદ સો નારાયણ. આ કહેવત શું ખોટી છે? પૈસાના પ્રતાપથી જ આ ઘેલા ગોર બધે માનીતા મનાય છે, બસ પૈસાની બલીહારી જ છે." આમ બોલતો ઘેલો ગોર તાનમાં આવી ગાવા લાગ્યો. ગાનની સાથે તેના પગ ઉપડતા હતા. તેની ચપળ ચક્ષુએ કોઇક દાનેશ્વરીને ખોળી રહી હતી. ગોર મહારાજનું ગાન આ પ્રમાણે હતું:—

અહા! પૈસા કેરી વાત, જુઓ દુનિયાં માંહિ પ્યારી,
તેને મેળવવાને કાજ, કરે યુક્તિ દુનિયાં સારી...અહા.
પૈસાથી તો સગાં સ્નેહિયો, મામાને વળી મામી,
નાજુક લલના છે નાનકડી, બોલાવે કહી સ્વામી...અહા.
પાંચ ભાઇનું પંચ મળે ત્યાં, પહેલું તેડું આવે,
ઘેલાકાકા ઘેલાકાકા, કહીને સૌ બોલાવે...અહા.

બસ આ સઘળો પ્રતાપ પૈસાનો જ. ભગવાન કરે ને મરતાં અગાઉ લાખ રૂપીઆ એકઠા થએલા જોઉં; તો આ કાળજું ઠરે." આમ ગાતો-બબડતો ઘેલો એક પૈસાદારના ઘર આગળ આવી ઉભો. આ મકાન તેના ઓળખીતા એક શેઠનું હતું. શેઠ તેને દરરોજ દાન આપતો. ઘેલો આ શેઠને ત્યાં દરરોજ દાન લેવાને આવતો. શેઠ દયાળુ હતો, ત્યારે શેઠાણી કંઇક જુદી જ પ્રકૃતિની હતી. તેને આવા લોભીયા અને પૈસાદાર બ્રાહ્મણોપર શ્રદ્ધા ન્હોતી. શેઠ બ્રાહ્મણ ભક્ત હતો; ત્યારે શેઠાણી ગરીબ-અનાથ-અપંગની બેલી હતી. સુપાત્રે દાન કેમ કરવું તેવી સારી સમજ ધરાવતી હતી.

ઘેલાગોર પાસે સારા પૈસા છે એવું તે જાણતી હતી; આથી તે વારંવાર પોતાના પતિને કહેતી કે આવા લોભીયાને આપ્યા કરતાં કોઈક અનાથ બ્રાહ્મણને દાન આપોતો કેવું સારૂં.

જવાબમાં શેઠ જણાવતો કે; "હશે! બ્રાહ્મણ છે ને?"

આ ગૃહે ઘેલાગોર દરરોજ આવતા. શેઠ તેને આઠ આના દક્ષણા અને સીધુ આપતા. ઘેલો ગોર ખુશી થતો અને શેઠનાં હદ ઉપરાંત વખાણ કરી શેઠને દાનેશ્વરી કરણ અને ઇંદ્રની ઉપમા આપતો. શેઠ ફુલાતો. શેઠાણી સમજતી અને મર્મમાં શેઠને એ શબ્દો કહી ઘેલા ગોરને પણ સાચો ધર્મ પાળવાની શીખામણ આપતી. ઘેલો ગોર જાણી ગયો હતો કે શેઠાણી ચાલાક છે. શેઠાણીથી તે મનમાં ડરતો અને શેઠના ઘેર હોવાના સમયે જ દાન લેવા આવતો.

આજે તેને કંઇક મોડું થયું હતું. શેઠ બહાર નીકળી ગયા હતા. ઘેલાના મનમાં પણ એમ થતું હતું કે શેઠ બહારતો નીકળી ગયા હશે? એમ જ હતું. બ્રાહ્મણે દ્વાર આગળ આવી બહાર બેઠેલા સેવકને પૂછ્યું; "શેઠજી! અંદર છે કે?"

"ના." જવાબ મળ્યો.

"ક્યાં ગયા છે?" ઘેલાએ પૂછ્યું.

"ખબર નથી."

"બા સાહેબ છે ને?"

"હા."

"શું કરે છે?"

"દેવસેવા."

"ઠીક." કહી ઘેલો ઘરમાં પ્રવેશ્યો. શેઠાણીની પાસે જતાં તેનું

હૃદય ધડકતું હતું. શેઠ બહાર નીકળી ગયા. આજે મોડું થયું. અપ-શુકનનું બરાબર ફળ મળ્યું. જોઉં કે શેઠાણી શું આપે છે." આમ વિચારતો ઘેલો દેવસેવાની કોટડી આગળ આવ્યો. શેઠાણી દેવના ધ્યાનમાં આંખ્યો બંધ કરીને બેઠેલી હતી. ઘેલાએ પોતાનું આગમન જણાવવાના હેતુથી મોટા સાદે આશિષ શ્લોક ઉચ્ચારવા માંડયા. સંસ્કૃત શીખેલી લલકારતો ઘેલો અશુદ્ધ બોલતો હતો. શેઠાણી થોડુંક સંસ્કૃત શ્લોક હતી. ઘેલાનો પ્હાડી અવાજ સાંભળી શેઠાણીનું ધ્યાન ભંગ થયું. ઘેલાને અશુદ્ધ શબ્દોચ્ચાર કરતો જાણી શેઠાણીને કંઇક રોશ ઉત્પન્ન થયો. તેણે કહ્યું; "મહારાજ છાના રહો."

શેઠાણીએ આશિષ વચનો ઉચ્ચારતો અટકાવી જાણી ઘેલો આશ્ચર્ય પામ્યો અને બોલ્યો,

"કેમ બ્હેન બા?"
"તમે શું બોલો છો?"
"શુભાશિર્વાદ."
"ભણ્યા છો?"
"હા."
"ત્યારે જ આવું બોલતા હશો?"
"કંઇ ખોટું બોલ્યો બા?"
"તે તમારા મનને પૂછો? ક્યાં સુધી ભણ્યા છો મહારાજ?"
"ગૂજરાતી–સંસ્કૃત બેઉ ભણ્યો છું." ઘેલાએ ગપ ઠોકી.
"તેથી જ આવો શુદ્ધ આશિર્વાદ દેતા હશો?"

ઘેલો તરત સમજી ગયો કે, હું ખોટું બોલું છું તે શેઠાણી સમજી ગઇ છે. તે મનમાં શરમાયો–પસ્તાયો. તેનું મુખ વીલું પડી ગયું.

પુનઃ શેઠાણીએ પૂછ્યું; " કાં મહારાજ ! શું વિચારમાં પડયા ?"

" મને મારી ભૂલ હવે બરાબર સમજાય છે."

" હવેથી સુધારજો અને કહો કેમ આવ્યા છો ?"

" નિત્ય નીયમ પ્રમાણે દક્ષિણા લેવા."

" પણ શેઠ તો બહાર ગયા છે."

" આપ છો ને ?"

શેઠાણી સ્હેજ હેસ્યાં અને બોલ્યાં, " હું તો જે સુપાત્ર હોય છે તેનેજ દાન આપું છું."

ઘેલો ચમક્યો અને બોલ્યો; " ત્યારે હું એવો નથી ?"

" તે તમારા મનને જ પૂછો."

" આપજ કહોને ?"

" હુ તમને સુપાત્ર માનતી નથી."

" કારણ ?"

" તમે ભણેલા નથી છતાં મહાન પંડિત હોવાનો દંભ રાખો છો."

" કદાચ તેમ હશે; પણ જાતે તો બ્રાહ્મણ છું ને ?"

" ના."

" શું હું બ્રાહ્મણ નહિ ?" ઘેલાએ કંઇક ગુસ્સાથી પૂછ્યું.

" ના, બ્રાહ્મણમાં જે ગુણો હોવા જોઇએ તે તમારામાં નથી. વળી જે વિદ્વાન-જ્ઞાની હોય તે જ બ્રાહ્મણ કહેવાય. તમારામાં બ્રાહ્મણનો એક તલભાર પણ અંશ નથી. તમે બ્રાહ્મણ ધર્મથી વિરૂદ્ધ વર્તનારા છો ?"

" શું હું ધર્મ વિરૂદ્ધ વર્તનારો છું ?" ઘેલાએ નાક ફુલાવી પૂછ્યું.

" હા, તમે એતો જણાવો કે બ્રાહ્મણનો શો ધર્મ છે ?"

" ભીક્ષા માગીને ખાવાનો."

" આવું તમારા જેવા જ સમજે છે. મહારાજ! હું તમને હવે મહારાજ કહેતાં પણ શરમાઉં છું. જગતમાં બ્રાહ્મણો શ્રેષ્ટ છે. બ્રાહ્મણોનો ધર્મ ભીક્ષા માગવાનો નથી પણ જગતને શીક્ષા આપવાનો છે; લોકોનું કલ્યાણ કરવાનો છે. બ્રાહ્મણ કોઇની આગળ ભીખ માગવા હાથ ધરે જ નહિ. જે બ્રાહ્મણ ભીખ માગીને ઉદર પોષણ કરે તે બ્રાહ્મણ નહિ પણ શુદ્ર છે. અફસોસ! ભીખ માગવાથી અને બ્રહ્મકર્મ વિસારવાથી તમારા મુખપર પિશાચતુલ્ય કાળાશ છવાઇ ગઇ છે. મહારાજ! જાવ, મારી પાસેથી કંઇ પણ દાન મળશે નહિ. ભોળા શેઠ જેવાને ભોળવી ખાવ."

ઘેલો સ્તબ્ધ બન્યો અને આ સઘળું અપશુકનનું ફળ સમજવા લાગ્યો. તે બોલ્યો, " બ્હેનબા! આંગણે આવેલા બ્રાહ્મણને શામાટે ખાલી હાથે પાછો કાઢો છો?"

" તે મારી મરજીની વાત છે. શરીરે અલમસ્ત જેવા છો; મહેનત મજુરી કરો કે જેથી ભીખ માગવા આથડવું પડે નહિ. તમારા જેવા દેશને ભારરૂપ ઘણા છે."

" બ્રાહ્મણનું અપમાન?" ઘેલો ક્રોધથી ગર્જ્યો.

" બ્રાહ્મણનું નહિ પણ તમારા જેવા ભીખારીનું."

" હું શ્રાપ આપીશ."

" મારામાં શ્રાપ આપવાની શક્તિ જ ક્યાં છે?"

ઘેલો ગુસ્સાથી કંપવા લાગ્યો; અને બોલ્યો. " તમારૂં સારૂં નહિ થાય."

" ઠીક; દુષ્ટના શ્રાપ અસર કરે જ નહિ. મહારાજ! જાવ; જલ્દી ચાલ્યા જાવ; નહિતો નોકર પાસે કઢાવી મૂકવા પડશે."

ઘેલો તરત જ બહાર નીકળ્યો. શેઠાણીને મનથી હજારો ગાળો

આપવા લાગ્યો. અપશુકનનું ફળ બરાબર મળ્યું સમજી અપશુકન કરાવનાર વિધવા બાઈને પણ મનથી કુવચન સંભળાવા લાગ્યો. મધ્યાન્હ થવા આવ્યા. ઘેલાને આજે કંઇ પણ મળ્યું નહિ. આથી તે ચિડાયો. તેણે દ્રઢ સંકલ્પ કર્યો કે ગમે એમ થાય પણ આજે કંઇ પણ મેળવ્યા વિના ઘેર જવુંજ નહિ.

## પ્રકરણ ૧૦ મું.

### લોભી અને ધુતારાનો સમાગમ.

ઘેલો બીજા મહેલ્લામાં આવ્યો. ત્યાંથી પણ તેને કંઇ પ્રાપ્ત થયું નહિ. તે ઘણો નિરાશ થયો. નિઃશ્વાસપર નિઃશ્વાસ નાખવા લાગ્યો. તેના પગ ઢીલા બન્યા હતા. પગલાં મંદ મંદ ઉપાડતો હતો. હતાશ બનેલો ઘેલો છેવટે એક બીજા મહેલ્લામાં આવ્યો કે જ્યાં પેલા કેશવલાલ ડંકા અને મોહનલાલ વંકા રહેતા હતા. મકાન આલીશાન હતું. દેખાવમાં સુંદર હતું. જોનારને તરત જ ખ્યાલ આવે કે આ મકાનમાં કોઇ અમીર જ રહેતો હશે? મકાનની અંદર જાતજાતનું નેત્રરંજક ફરનીચર ગોઠવેલું હતું. મકાનના દ્વાર આગળ એક સેવક બેઠેલો હતો. ઉપરના ભાગમાં રૂપીઆ ગણવાનો અવાજ સંભળાતો હતો. નિરાશ થએલો ઘેલોગોર ત્યાં આગળ થઇને નીકળ્યો. ચિંતામાં અને વિચારમાં તે નીચું નિહાળી ચાલતો હતો. એવામાં જ તેના કાને રૂપીઆનો રણકાર સંભળાયો. મહારાજે ઝટ ચમકીને ઉંચે જોયું. રમ્ય હવેલી જણાઇ. ઘેલો ઉભો રહ્યો અને થોડીક ક્ષણ પર્યંત મકાન તરફ જોઇ રહી આત્મગત્ વિચારવા લાગ્યો.

"અરે! આ કોનું મકાન હશે? હું આજ પર્યંત આ મહેલ્લામાં આવ્યો નથી. તેમ અમલગઢમાં આવાં ભભકાબંધ મકાનમાં રહેનાર કોઇ શોખીન હશે જ નહિ એમ માનતો હતો. પણ મારી તે ભયંકર ભૂલ હવે મને બરાબર સમજાઇ છે અને તે મારે હવે સુધારવી જોઇએ. આ મકાનમાં કોઇ શાહુકાર-દરબાર અગર કોઇ અમીર રહેતા હશે? આજે મારો દહાડો અફળ ગયો છે. રાંડની રાંડેલી સામી મળી અને તેથી જ મારી આ હાલહવાલી થઇ. પણ પછી ગાય માતા મળ્યાં હતાં. બસ તેથી કંઇ દહાડો વળવાની આશા રહે છે. હે ભગવાન! મારા સામું જોજો. બપોર થવા આવ્યા છે. તડકો તપે છે; પેટમાં કકડીને લાગી છે; પણ મેં નિશ્ચય કર્યો છે કે આજે કંઇ પણ મેળવ્યા વિના ઘેર જવું જ નહિ. નારાયણ! આ મારૂં બીરદ પાળજો અને આ હવેલીમાંથી મને કંઇક અપાવજો." આમ બોલતા ઘેલાએ મકાન નજીક જઇ નોકરને પૂછ્યું: "આ મકાનમાં કોણ રહે છે?"

"કેમ શું કામ છે?" નોકરે પૂછ્યું.

"કામતો કાંઇ નથી પણ સ્હેજ જાણવા ખાતર."

"શેઠજી રહે છે."

"શેઠજી ક્યાંના છે?"

"જાવાબંદરના."

"અહિં કેટલા વખતથી રહે છે?"

"લગભગ બાર મહિનાથી."

"ત્યારે તો દયાળુ હશે?"

"હા, તમારે શું કામ છે?"

"હું એક ગરીબ બ્રાહ્મણ છું; અને કંઇ દાન મળે એ હેતુથી આ ભાગ્યશાળીના ઘર આગળ આવ્યો છું."

"તમને દાન જરૂર મળશે. જાવ અંદર પધારો. શેઠ ઉપર બેઠા છે. જો તે કંઇ કામમાં હોય તો કંઇ પણ બોલ્યા વિના બાજુમાં બેસજો. શેઠનું કામ પૂરૂ થએ તમારે જે કહેવું હોય તે સુખેથી કહેજો."

"ભગવાન તારૂં ભલું કરે." કહી ઘેલો તે મકાનમાં પ્રવેશ્યો. તેની નિરાશા આશામા બદલાઇ; મન આનંદિત બન્યું. ઝડપથી પગ ઉપાડતો ઘેલો દાદર ચઢી ઉપર આવ્યો. ત્યાં અપૂર્વ ઠાઠ નજરે પડયો કે જે જોતાં જ ઘેલાની આંખ્યો આશ્ચર્યમાં તદ્રુપ બની. મને વાહવાના ઉદ્દગાર કાઢયા. દિવાનખાનામાં જાત જાતનું ફરનીચર ગોઠવેલું હતું. એક મોટી મખમલની ગાદી બીછાવેલી હતી. તેની પર એક યુવાન શ્રીમાન બીરાજ્યા હતા. શ્રીમાને કપાળમાં કંકુનું લાંબું તિલક તાણેલું હતું. વાળ હોળેલા હતા. બદન પર ઝીણી મલમલનું બગલાની પાંખ જેવું સફેત પહેરણ પહેરેલું હતું. શેઠની આગળ રૂપીઆની ઢગલીઓ હતી. કેટલીક સોના રૂપાની નાની મોટી પાટો પણ ત્યાં પડેલી નજરે પડતી હતી. શેઠની સામે એક મુનીમ બેઠો હતો. શેઠ મુનીમની સાથે વાતોમાં હતો. ઘેલો વિસ્મયતાથી દૂર બેસી રહી શેઠની વાતો સાંભળવા લાગ્યો.

વાચકો ! આ બન્ને પેલા ધાપમારૂ ડંકા-વંકા હતા. પરસ્પરમાં આસમાની સુલતાનીની વાતો કરતા હતા. બન્નેની વાતો સાંભળી ઘેલોતો ઠંડોગાર બન્યો. વાતો કરતા શેઠે પૂછ્યું.

"પેલા રૂપીઆનો ઢગલો અને સોનાની પાટો તીજોરીમાં મૂકી દેજો."

"આ રૂપીઆ અને પાટો પણ સાથે આજે મૂકી દેશું."

"જાવેથી વ્હાણ ક્યારે આવશે?"

" એકાદ મહીનામાં આવી જશે."

" તેમાંનો માલ હાલ વેચશો નહિ."

" બહુ સારૂં."

" તમે હવે જાવ અને શેઠાણીને માટે હિરા અને મોતી ખરીદી લાવો."

" કેટલું ખરચ કરૂં?"

" એકાદ લાખનો સોદો કરજો. જરૂર પડેતો દશેક હજાર વધુ ખરચજો; પણ માલ સારો લેજો."

" ઠીક." મુનીમ કે જે વંકા હતો તે સલામ કરી ત્યાંથી ચાલતો થયો.

ઘેલાના આનંદની સીમા રહી નહિ. પોતે જાણે સ્વર્ગમાં બેઠો હોય એમ તેના મનમાં થઈ આવ્યું. વંકાના ગયા બાદ શેઠે તેના સામે જોયું.

તરત ઘેલાએ ઉભા થઈ બે હાથ ઉચા કરી શેઠને આશિષ આપવા સંસ્કૃત સ્તોત્ર લલકાર્યું. ઘેલાના મોટા અવાજથી ઘર ગાજી રહ્યું. શેઠના મુખપર પ્રસન્નતાનાં ચિહ્નો જણાયાં. ઘેલાએ લગભગ પાએક કલાક આશિષ સ્તોત્ર લલકાર્યું. ઘેલાનું સ્તોત્ર પૂર્ણ થતાં શેઠે હશીને પૂછ્યું; " બ્રાહ્મણ છો નહિ વારૂ?"

" હાજી."

" ક્યાં રહો છો?"

" આ નગરમાંજ."

" કેવા કહેવાવ છો?"

" રાજગોર."

" તમે રાજગોર છો?"

"હાજી."

"ત્યારે તમારે ભીક્ષા વૃત્તિ કરવાની શી જરૂર?"

"શેઠ સાહેબ! જાણોજ છોને? સમય બદલાઇ ગયો ; હળાહળ કળજુગ વ્યાપ્યો છે. રાજા અને પરજાનાં મન બદલાઇ ગ છે. ધરમ ધરતીમાં દબાઈ ગયો છે. બધા નાસ્તીક થયા. આપના જે દાનેશરીના પરતાપેજ આ ધરતી ભાર ઝીલી રહી છે. હું રાજગે છું પણ મારૂં મન જાણે છે. જ્યારે બ્રાહ્મણ વિના ચાલે નહિ ત્યારે રાજા અમને બોલાવે અને પૈસાની જગાએ પાઇ આપે. પહેલાં બ્ર હ્મણ ગુરૂ ગણાતો અને હવે સેવક ગણાય છે. દયાળુ! આ કારણથીજ મારે આ ભીખનો ધંધો કરવો પડે છે."

"ખરેખર એમજ છે. મહારાજ! મને તમારી ઘણી દ આવે છે. હું તો એમ સમજ્યો કે તમે રાજગોર છો એટલે પાં પચીસ ગામના ધણી હશો?"

"અરે રામ રામ કરો શેઠજી? એક પા ગામનો કહો."

"તમારૂં નામ?" ડંકાએ પૂછ્યું.

"ઘેલો."

"પત્ની છે કે?"

"હા."

"તેમનું શું નામ છે?"

"છબીલી." ઘેલો શરમાયો પણ નામ દીધું.

"છોકરાં છે કે?"

"આપના પરતાપથી આગલી બાઇડી એક છોકરો મૂકીને મ ગઇ છે."

"હાલ તમારે નવી સ્ત્રી છે?"

"હાજી."

"છોકરો કેટલા વરસનો છે?"

"લગભગ પંદર વરસનો છે."

"ગોરાણી?"

"વર્ષ સોળની."

"છોકરાનું નામ?"

"મથુર."

"મહારાજ! તમે વૃદ્ધ દેખાવ છો. તમારે આ ઉમ્મરે પરણવું જોઇતું નહોતું."

"શેઠજી! હું આપને વૃદ્ધ લાગતો હોઇશ પણ હું ખરે ખરો ઘરડો નથી થયો. ગરીબીએ મને ઘરડો બનાવ્યો છે. બાકી મને હજી વરસ પચાસ પણ પૂરાં થયાં નથી."

ડંકા હસ્યો. તેણે મોટા અવાજે શેઠાણીને બોલાવવા બૂમ મારી. અપ્સરા જેવી જણાતી એક સુંદર યુવતી ડંકાની પાસે હાજર થઇ. સુંદરી યુવાન હતી. રંગે ગૌર અને મદમસ્ત હતી. સર્વાંગે સુવર્ણ અને હિરા મોતીના દાગીના શોભી રહ્યા હતા. આ યુવતી કોઇ આદર્શ રમણી ન્હોતી; પણ ગાન તાન કરનારી ગણીકા હતી. ડંકા–વંકા અને આ ગણીકા એકજ વિચારનાં હતાં. આ ગણીકાનું નામ લાલન હતું. તેની સેવામાં એક દાશી રહેતી. તે પણ ઘણી ખુબસુરત હતી.

ઘેલોતો આ સ્વર્ગની પરીને જોતાંજ ભાન ભૂલ્યો અને એકજ નજરે શેઠાણીની સામે જોઇ રહ્યો.

શેઠાણીએ શેઠની સામે સ્થાન લીધું. શેઠે બ્રાહ્મણને સીધુ આપવાનું સૂચવ્યું. શેઠાણીએ સીધુ મંગાવ્યું. દાશી રૂપા જેવા જણાતા થાળમાં સીધુ ભરી લાવી. શેઠાણીએ સીધા ઉપરાંત પાંચ રૂપીઆ રોકડા દક્ષણાના આપી બ્રાહ્મણને નમન કર્યું.

ઘેલાના આનંદની સીમા રહી નહિ. તેણે શેઠ શેઠાણીને હજારો આશિર્વાદ સંભળાવ્યા. સીધુ અને રૂપીઆ ઝોળીમાં મૂકી ઘેલો જવાને ઉભો થયો કે તરત શેઠાણીએ કોમળ અવાજે કહ્યું, "મહારાજ! દર આઠે દિવસે અહિં આવતા રહેજો."

"જરૂર આવીશ બા."

ઘેલો આનંદના આવેશથી નીચે ઉતરી ચાલતો થયો.

ડંકાએ લાલનના ગૌર ગાલ પર ચુંબન લેતાં કહ્યું. "દિલદાર! શીકાર સપડાયો."

આ પછી લાલન અને ડંકા અંદરના ભાગમાં ગયાં.

---

# પ્રકરણ ૧૧ મું.

## ઘેલાનો ઘર સંસાર.

"અરેરે આ દુઃખ તે હવે કોને કહેવું? મુઆં મારાં માબાપ કે મને આ લોભીઆ સાથે પરણાવી. કસાઇ જેવાં મારાં માબાપ કુળના અભીમાનથી મરવાને લાયક થએલા ઘરડા ખખ સાથે પરણાવી મારો અવતાર રદ કર્યો. હાય! મારી જુવાની એળે જાય છે. હું શું કરૂં? મારા મનની કોને કહું? મારો ઘરડો ધણી ગમાર છે, કુળના અભિમાનમાં અને પાસે પચાસહજારની પુંજી હોવાથી મલકાતો ફરે છે. આટલું બધું ધન પાસે હોવા છતાં આખો દિવસ ગદ્ધા વૈતરૂ કરે છે. ધરાઇને ધાન પણ ખાવા દેતો નથી તેમ ખાતો પણ નથી. એક રાતી પાઈ વાપરતાં તેનો જીવ ગળે આવે છે. અનાજમાં પણ કરકસર. રાંધતાં જો

વધ્યું તો ભોગ મળ્યા. બંટી-બાવટો અને જાર ખાઈ મારૂં શરીર કેવું દુર્બળ પડી ગયું છે. મારી આ ઉમ્મરમાં હું આવી હોઉં? લોભીઆની જોડે પાનાં પડવાથીજ મારી આ દશા થઇ છે. હું પહેરવા ઓઢવા લાયક છું; પણ મારા નશીબે આ આઠ થીગડાંવાળો સાલ્લોજ પહેરવાનો લખાએલો છે. દાગીનાનું તો નામ નિશાન ઘરમાં મળેજ નહિ. દાગીના ઘડાવાનું નામ દઉં છું ત્યારે મને ઉડાવે છે અને કહે છે કે દાગીના શું કરવા છે? આપણી પાસે પચાસ હજારની પુંજી છે એ દાગીનાજ છે. દાગીના નકામા છે. સોનું ઘસાઇ જાય; સોની ખાઇ જાય, ખરચ્યા એટલા દામ પણ ઉપજે નહિ. વળી દાગીના પહેરવા શામાટે? દાગીના પહેરવાથી નુકશાન કેટલું? દાગીના કોઇ ચોરી જાય. બૈરૂં માણસ દાગીના પહેરે અને રૂપાળું લાગે તો કોઇ મોહી પડે. સ્ત્રીએ દાગીના પહેરી પોતાના પતિને રીઝાવવાની જરૂર છે; પણ હું તો તને વગર દાગીને જોઇ વધારે રીઝું છું. આવું આવું કહી મને આજ સુધી આવી દશામાં રાખી છે. મુઓ; હવે મરેતો પણ સારૂં કે જેથી છુટું. વળી તેને વ્હેમતો પળે પળે આવે છે. કોઇની સાથે વાત કરતાં જાણી બળી જાય છે અને વારંવાર આઘું ઓઢવાનું કહી મને સંતાપે છે. પેલો બિચારો છબીલદાસ મારી કેટલી દયા ખાય છે? અરેરે! તેજ મારે લાયક હતો. તે અને હું પરણ્યાં હોત તો અમારૂં જોડું જોઇ દુનિયાંને પણ અદેખાઇ આવત. છબીલા! વ્હાલા! હું શું કરૂં? તારી અને મારી ઉપર પણ ગોર વ્હેમાય છે. હવે તો આ મરે તોજ છબીલાની સાથે રહેવાય. મુઓ રાજગુરૂ કહેવાય છે પણ અક્કલ બદામનીએ નથી. દુનિયામાં તેનો અવતાર શું કામને માટે છે તેનું તો તેને સુદ્દલે ભાન નથી. ભાન અને જ્ઞાનમાં એકઠી કરેલી પુંજીમાં દિવસે-દિવસે વધારો કરવો. ખાવું-પીવું-

ઉંઘવું વગેરે ત્યાગી બસ પૈસાની શોધમાં ફરવું. કોઇને કંઇ સમજાવી; કોઇને ધુતી; કોઇના હાથ જોઇ; ભીખ માગી પૈસો લેવો બસ આજ તેના જીવનનું કર્તવ્ય. તેનો છોકરો મથુર પણ કેવો દુબળો પડી ગયો છે. બિચારાને ધાન પણ પૂરૂં ખાવાને મળતું નથી. લોભીયાના ત્રાસથી છોકરો પણ બગડ્યો. આ તેની બાયડી પણ તેના કંજુસપણાથી બદલાઇ. અફસોસ! બળ્યો અમારો અવતાર? હે ભગવાન! હવે તો અમારા બેમાંથી એકને છૂટાં કર. કોણ જાણે કે અમારાં નશીબમાં શુંએ લખાવ્યું હશે? આ કંજુસની પુંજી પણ કોના નશીબની હશે? અરેરે! દુઃખની પણ અવધી હોય છે.” આમ આત્મગત બોલતી ઘેલાગોરની પત્ની તેના ઘરમાં બેસી રહી તેના સ્વામીની રાહ જોઇ રહી હતી. ઘરમાં થોડુંક રાચરચીલું આડું અવળું પડયું હતું. વાસણમાં ઉપયોગ સિવાયનું એક પણ વધારે ન્હોતું. પચાસ હજારની દોલતવાળા ઘેલાની પત્ની છબીલીએ ઘાંચીના જેવો મેલો અને આઠ દસ થીગડાં સીવેલો સાડલો પહેરેલો હતો. તેના શરીરપર સુવર્ણ અથવા રૂપાનું એકપણ આભુપણ ન્હોતું.

ઘરનો દેખાવ કંગાલપૂરી જેવો હતો. જાણે સાક્ષાત દારિદ્રય નારાયણનો અહિંજ સદાકાળ નિવાસ હોય એમ લાગતું હતું. છબીલીના આંતરિક કષ્ટની સીમા ન્હોતી. તે જુવાન હતી. કેળવણી વિહિન હતી. માબાપે પૈસાપાત્ર કુળવાન્ સાથે લગ્ન કર્યું હતું; પણ છબીલી સુખી ન્હોતી, ઘેલાએ પરણીને ઘેર આવતાંજ તેની પર દાબ બેસારી દીધો હતો. પોતાના વર્તનથી પણ તેને પૂરેપૂરી માહિતગાર કરી દીધી હતી. આવા હદ ઉપરાંતના કંજુસપણાને યોગે છબીલી પણ પૂરેપૂરી ઘડાઇ. તે સમજી ચૂકી કે અહિં સુખ નથી. જીવતર આ દુગ્ધામાંજ જવાનું. પરીણામે એક યુવાન સાથે તેને

માયા થઇ અને ઘેલાની ગેરહાજરીમાં બન્ને મળવા લાગ્યાં. ઘેલાનો છોકરો મથુર તે પણ બાપની ગેરકાળજીથી અને અતીશય કંજુસાઇથી વિદ્યાવિહીન રહ્યો. અજ્ઞાનીયોની સોબતમાં પડ્યો અને છેવટે ઘેલાની સામે પણ થતો. ઘેલાનો સંસાર આ પ્રમાણે ચાલતો હતો. ઘેલો કંજુસ ઉપરાંત કંઇક ચક્રમ ભેજાનો હતો. પોતાનું કહેવું એજ ખરૂં એમ માનતો અને બીજાને મનાવતો. તેને જગતમાં કોઇની દરકાર ન્હોતી. દરકારમાં ફક્ત દોઢીયાંનીજ દરકાર. પૈસા એજ પરમેશ્વર. વ્હેમસિંહના અંધેર અમલમાં તેણે સાચા જુઠાં કરી પચાસહજારની પુંજી એકઠી કરી જમીનમાં દાટી મૂકી હતી. વ્હેમસિંહનો રાજ્ય અમલ તૂટતાં ઘેલાની આવક પણ બંધ થઇ. છેવટે ભીખનો ધંધો તેણે આરંભ્યો.

મધ્યાન્હ થવા આવ્યા હતા. છબીલી રોટલા તૈયાર કરી ધણીની રાહ જોઇ રહી હતી. પણ હજી ગોરદેવની પધરામણી ઘેર થઇ ન્હોતી. મથુર પણ બહાર રખડવા ગયો હતો. ઉપર પ્રમાણે દુઃખના નિસાસા નાખતી છબીલી ઘણીવાર બેસી રહી. વારંવાર ઘર બહાર નીકળી રસ્તા તરફ જોવા લાગી; પણ ગોરની મૂર્તિ ક્યાંથી દેખાય. પુનઃ છબીલી ઘરમાં આવતી અને નિઃશ્વાસ નાખી હૃદયોગાર બહાર કાઢતી. ખરા મધ્યાન્હ થયા હતા. તાપ સખ્ત પડતો હતો. છબીલી ભૂખથી વ્યાકુળ બની હતી. ઘેલાની આતુરતાથી તે રાહ જોઇ રહી હતી. ઘણીવાર સૂધી તે શાન્ત બેસી રહી અને પછી અકળાઇને બોલી; "હજી સૂધી એ કેમ ટળ્યો નહિ હોય? ક્યાંઈ જમવાનું તો નહિ મળ્યું હોય? અરેરે! આ નશીબના શા લેખ? છતે ધાને ભૂખે મરવાનું. ધરાઇને ધાન પણ નહિ ખાવાનું; રોજ એકનું એક ખાવાનું. જાર-બાવટાના રોટલા તે હમ્મેશાં ભાવે? ન મળે કંઇ

શાક કે ન મળે ઘી–ગોળ. તોબા. હદ થઇ. પ્રભુ હવે તો છૂટકો કર. હાય, ભૂખ પણ કકડીને લાગી છે. બહાર ભટકનારને મારા દુખની શી ખબર. રોયો છોકરો પણ રઝળવા ગયો છે તે હજી સુધી આવ્યો નથી." છબીલી આવી રીતે બોલી વ્યાકુળ બની રહી.

એવામાં જ ઘેલાનો દિકરો મથુર બહારથી આવ્યો અને માથે પહેરેલી ફાટલી ટોપી એક ખુણામાં ફેંકી માની તરફ જઇ બોલ્યો; "ખાવાની કેટલી વાર છે ?"

છબીલીએ ભવાં ચઢાવી પુછ્યું; "અત્યાર સુધી ક્યાં ટળ્યો હતો ?"

"ગમે ત્યાં. તારે શું ?" મથુરે છુરકીને કહ્યું.

"મેં તને ઘણી વખત કહ્યું કે તારે મારા સામે બોલવું નહિ."

"અને મેં પણ તને જણાવી દીધું છે કે તારે મને કંઇ પણ કહેવું નહિ."

"કેમ તને કંઇ પણ ન કહું કે ?"

"ના."

"કેમ વારૂ ?"

"એમ ?"

"તુ ખરાબ રીતે વર્તે તો પણ મારે તને કંઇ પણ ના કહેવું એમજ ને ?"

"હાજી."

"તુ ઘણો ચબાવલો છે. નાને મોઢે બોલતાં બહુ શીખ્યો છે."

"તેમાં તારે શું ?"

"હું તારી મા થાઉં ?"

"હરગીજ નહિ."

" ત્યારે ? "

" રાંધનારી."

" તારા બાપને પૂછી જો કે હું રાંધનારી છું કે તારી મા છું?"

" પૂછી મૂક્યું છે. મારા બાપમાં બીલ્કુલ અક્કલ નથી. જો અક્કલ હોત તો આટલા વરસે તને શા માટે લાવત."

" ભોગ એના અને મારા."

" મારા પણ ભોગને તમારા ભેગા માની લ્યો."

" મથુર ! તારાથી આમ ન બોલાય."

" તે હું સમજું છું. મને શીખામણ આપવાની તને કંઈ પણ જરૂર નથી. ચાલ હવે ખાવા આપ."

" તારા બાપને તો આવવાદે."

" કેમ ? તે ક્યાં ગયા છે ?"

" તે હજી ઘરે આવ્યા જ નથી."

" શું કહે છે ? પરોઢીયાના ગયા છે તે હજી આવ્યા જ નથી ?"

" ના."

" ઓ બાપરે ! આતે જબરો બાપ." આમ મનમાં બોલી મથુરે તેની મા પ્રત્યે કહ્યું, " તે ગમે ત્યારે આવી ખાઇ લેશે; મને ખાવાનું આપ."

" થોડીવાર રાહતો જો."

" ના, મને ઘણી ભૂખ લાગી છે. શું ખાવાનું કર્યું છે ?"

" રોજ કરીએ છીએ તે."

" શું રોટલા ?"

" હા."

" કંઇ શાક-બાક ?"

"ના."

"ઘી છે ?"

"ના."

"ગોળ ?"

"ના."

"અફસોસ. આવો ખોરાક તો કેદીયોને પણ નહિ મળતો હોય ? આ લોભીયા બાપથી તો તોબાહ. હે ભગવાન્! આ દુઃખ કોને કહેવું."

"મથુર ! શું વિચાર કરે છે ?"

"લુખ્ખું ખાવું શામાં ?"

"પાણીની સાથે."

"નહિ; હું આ પળે જ ઘરમાંથી મારા બાપનું અંગરખું પાઘડી ઉપાડી જાઉં છું અને તેના બદલામાં ઘી-ગોળ લઇ આવું છું. સાલ્લા બુઢાએ વાસણ પણ વધારે નથી રાખ્યું કે જેથી તે લઇ જાઉં."

મથુર ગુસ્સાના આવેશથી ઉભો થયો અને મકાનની અંદર દોડયો. ત્યાં એક લાકડાનો પટારો પડેલો હતો. તે ઉઘાડી તેમાંથી એક અંગરખું અને પાઘડી બહાર કાઢી. છબીલીએ તેને ઘણોએ ઘણો એ સમજાવ્યો પણ તેણે તેનું કહેવું કાન પર ધર્યું નહિ. મા દિકરામાં બોલા ચાલી થવા લાગી. છબીલી રસ્તો રોકી ઉભી. મથુર પાઘડી અને અંગરખું બગલમાં દાબી છબીલીને ધક્કો મારી આગળ વધ્યો. છબીલીએ બૂમે બૂમ પાડવા માંડી. એવામાંજ ઘેલાભાઇની પધરામણી ઘર આગળ થઈ. મથુર ઘરના ઉંબરમાંજ સામે મળ્યો. ઘેલાએ ક્ષણવારમાંજ સર્વરંગ અવલોકયો. તેણે મથુરનું કાંડુ પકડી ઉભો રાખી મોટા અવાજે કહ્યું; "કયાં જાય છે ?"

"ફાવે ત્યાં ? તમારે શું કામ છે ?" મથુરે ગુસ્સાથી કહ્યું.

"શા માટે તોફાન કરે છે ?"

"શાનું તોફાન ?"

"તારી માને સતાવે છે શું કરવા ?"

"કોણ સતાવે છે ?"

"તું."

"તમે અને તે જુઠ્ઠાં છો. ચાલો, મને જવાદો." મથુરે હાથ છોડાવી લેતાં કહ્યું.

"પણ તું મને જણાવતો ખરો કે તારે ક્યાં ટળવું છે? અને આ મારો નવો નકોર અંગરખો અને પાઘડી બગલમાં કેમ દબાવી છે?"

"અમારી મરજી."

"તારી મરજી પડે ખાડીમાં. રાંડના ઝટ બસી મરને કે કરવા શું ધાર્યું છે?" ઘેલાએ તપી જઇ કહ્યું.

"મોં સંભાળીને બોલજો. બાપ કહેવાઓ છો તેથી સાંખી રહું છું. બાકી જો બીજો કોઇ હોત અને મને રાંડનો કહ્યો હોત તો તે સસરાનું માથુ પણ ભાગી નાંખત." મથુરે ઘોર અવાજે કહ્યું. ઘેલો મનમાં ડર્યો અને છોકરો વંઠી ગયો જાણી ધીમેથી બોલ્યો; "બાપુ! ધીરો થા અને મને કહેતો ખરો કે આ બધું બગલમાં મારી જાય છે ક્યાં ?"

"બજારમાં."

"શું કરવા ?"

"વેચવા."

"શું આ પાઘડી અને અંગરખું વેચવા?" ઘેલાએ ગભરાઇને પૂછ્યું.

"હાજી." મથુરે ઠંડા કલેજે જણાવ્યું.

"શા માટે વેચવા જાય છે?"

"પેટને માટે?"

"શું ઘરમાં ખાવાનું નથી."

"ના."

"કોણ કહે છે?" ઘેલાએ છબીલી સામે જોયું.

તરત છબીલી નજીક આવી બોલી; "હું તો ક્યારનીએ કહું છું કે ખાવાનું તૈયાર છે, ખાઇ લે; પણ આવી જીદ લઇને બેઠો છે."

"શું ખાઉં મારૂં કપાળ?" મથુરે કપાળે હાથ અફાળી કહ્યું

"ઘરમાં શું રાંધ્યું છે?" ઘેલાએ પત્નીને પૂછ્યું.

"રોટલા."

"ચાલ બેટા આપણે સાથે ખાઇ લઇએ."

"તમે ખાવ."

"કેમ વારૂં?"

"લુખ્ખા રોટલા ખાવા શી રીતે તે કંઇ જણાવશો?"

"રોજ શી રીતે ખાય છે?"

"તે રીતે હવે ખવાશે નહિ?"

"ચાલ; મરચાંની ચટની બનાવી દઉં."

"તે પણ મારે ના જોઇએ."

"ત્યારે?"

"હું આજે ઘી ગોળ વીના ખાનાર નથી."

"ચાલ ગોળ આપું?"

"ગોળ ક્યાં ઘરમાં છે?"

"એ રહ્યો. મહિના ઉપર એક યજમાનનું સીધું આવેલું હતું;

તેમાંથી વાપરતાં એક નાનો કાંકરો વધ્યો છે અને તે કોઈક દિવસ ખપ લાગે એથી પટારાના એક ખુણામાં દાબડીની અંદર મૂકેલો છે."

"ઘી ?"

"તે કાલે લાવશું."

"મારે તો આજેજ જોઇએ."

"મથુર ! શા માટે હઠ કરે છે ?"

"અમારી મરજી."

"હું તો હવે તારાથી થાકયો." ઘેલાએ બે હાથ જોડી કહ્યું.

"અને હું પણ તમારાથી પૂરેપૂરો કંટાળ્યો છું." મથુરે ચોકખું જણાવી દીધું.

"શા માટે આમ કરે છે ? વિચાર કર; હું કોને માટે આટલી મહેનત કરૂં છું ? રૂપીઆ પચાસ હજારની પુંજીનો માલીક મારી પછી કોણ થશે ? એનો તો જરીક વિચાર કર. આમ છોકરમત કયાં સૂધી કરીશ. હવે તું મોટો થયો. કંઇક અક્કલ રાખ."

"મારે તમારી પુંજી જોઇતી નથી."

"કેમ ?"

"જે પુંજી જીવતાં ઉપયોગમાં ન આવે તે પછીથી શું કામની ?"

"એટલે શું મારે તેને વાપરી નાખવી ?"

"ત્યારે શું તેને ભોંયમાં દાટી રાખી પેટ પાટા બાંધવા ?"

"તને કોણ પેટે પાટા બાધવાનું કહે છે ? સાંજ સવાર જે ખાવાનું થાય તે ખાઇ લેને ?"

"તમારા ઘરમાં શું રંધાય છે અને શું ખવાય છે તે જાણી મારૂં મન બળી જાય છે. તમારી કંજુસાઇએ હદવાળી છે. તમે મહા

ભયંકર છો. ભગવાન જાણે કે તમારી પછી તમારા ધનનું થશે ? "

" તું તેનો માલીક થઇશ."

" મારે માલીક થવું નથી. તમારી ઇચ્છામાં આવે તેમ વાપ

" મારાથી તો એક પાઇ પણ નહિ વપરાય. "

" ત્યારે મને સોંપો; હું તેમાંથી જોઇતા પ્રમાણમાં ચલાવીશ."

" મારા જીવતાં તેમાંથી એક પાઇ પણ ઘર ખરચમાં વપ જોઇએ નહિ."

" બસ આ વિચાર જ તમને ખરાબ કરશે."

" શું ?"

" તમારૂં ધન આવ્યું તે રસ્તે જશે."

" અરે એમતે થાય."

" મુઆ પછી શું કરશો ?"

" કાળો નાગ થઇ ચોકી કરીશ."

" બસ એજને ?"

" હા."

" ઠીક લ્યો રામ-રામ."

" ક્યાં ચાલ્યો ?"

" આ વેચવા."

" નહિ માને ?"

" ના."

" અલ્યા માન; ઠીક કહું છું ?"

" તમારૂં કહેવું ગેરવ્યાજબી છે."

" છોકરા શા માટે હાડ જાય છે ? "

" તમે શા માટે પેટપર પાટા બંધાવો છો ? ઘરમાં ઘી નથી, ગોળ નથી, શાક નથી; ખાવું શી રીતે ? "

" કાલે સઘળું લાવશું. "

" ના, મારે તે સઘળું આજેજ જોઇએ. "

" નહિ માને ? "

" ના. "

" છોકરા ! મને શા માટે ગુસ્સે કરે છે ? "

" શા માટે ગુસ્સે થાવ છો ? તમે તમારા રસ્તે ચાલ્યા જાવ."

" મારી પાઘડી અને અંગરખું આપી દે. "

" નહિ મળે. "

" કેમ નહિ મળે ? "

" એમ ! તેનાં વેચીને નાણાં થશે. "

" ચાલરે નાણાં વાળા ? આપી દેછે કે નહિ ? " ઘેલાએ મુક્કી ઉગામી કહ્યું.

મથુર કર્કસ અવાજે બોલ્યો; " તમે તમારા માપમાં રહેજો, પરીણામ ગંભીર આવશે. જોવા જેવું થશે. "

" શું તું મને મારીશ ? "

" ત્યારે શું તમે મને મારશો ? "

" હા. "

" લ્યો મારો જોઇએ ? "

ઘેલાએ એક તમાચો ખેંચી કાઢ્યો. આથી મથુર ઉશ્કેરાયો અને ઘેલાના બન્ને હાથ પકડી જમીનપર સૂવાડી ત્યાંથી પસાર થગો. ઘેલો બૂમે બૂમ પાડતો તેની પાછળ જોઇ રહ્યો.

# પ્રકરણ ૧૨ મું.

## ઘેલાનો ઘરસંસાર. (ચાલુ)

ઘેલાને જમીનપર પટકી મથુર પસાર થઈ ગયો. ઘેલો બૂમે બૂમ પાડવા લાગ્યો. પડોશીઓ એકઠાં થઇ ગયાં અને વિવિધ શબ્દોચ્ચાર કરવા લાગ્યાં. કોઇ ઘેલાને તો કોઇ મથુરનો વાંક કાઢવા લાગ્યાં. આ બધું લગભગ એકાદ કલાક ચાલ્યું. બાદ પડોશીયો વિખરાઇ ગયાં. ઘેલો ઉભો થઇ રસોડામાં ગયો. તેના આંતરીક સંતાપનો પાર રહ્યો નહિ. મથુર વંઠી ગયો. નવાં લુગડાં વેચવા લઇ ગયો. ખરાબ સોબતે ચઢયો. મારાં એકઠાં કરેલાં નાણાંનું શું થશે ? છોકરો હાથથી ગયો. હવે સુધરે તેમ નથી. ભોગ એના. રાંડના લોકો તેને બગડવાનું કારણ મને માને છે. લોકો કહે છે કે મેં અતીશય કંજુસાઇ કરી ત્યારે છોકરો વંઠયો. ત્યારે શું મારે તે છોકરાને મહા મહેનતે એકઠાં કરેલાં નાણાં વાપરી નાખવા આપી દેવાં ? જો એમ કર્યું હોત તો છોકરો છે એના કરતાં વધુ બગડયો હોત. માટે મેં જે કર્યું છે તે યોગ્યજ કર્યું છે.” આમ શોચતો ઘેલો રસોડામાં બેઠો હતો. છબીલી થાળી લઇ આવી અને તેમાં બે રોટલા મૂક્યા. ઘીનું તો નામજ નહિ. ભૂખ કકડીને લાગેલી હોવાથી ઘેલો ઝપાટા બંધ ખાવા લાગ્યો. થોડીવાર શાન્ત રહી છબીલીએ પૂછ્યું; “ આજે આટલી બધી વાર કેમ લાગી ?”

ઘેલાએ સઘળી વાત કરી જણાવ્યું કે આજે એક મહાન્ શ્રીમાનની મારી પર અનહદ કૃપા ઉતરી ચૂકી છે. તેની તરફથી આજે સારૂ દાન મળ્યું છે. અને હવેથી દર અઠવાડીયે ત્યાં દાન લેવા જવાનું



ઘણુંજ માગું કરતાં તો ગરીબ કે જેઓના ઘરમાં
એક દિવસનું અનાજ પણ નહિ હોય તે સુખી હશે.

પૃ. ૧૧૩

આમંત્રણ મળી ચૂકયું છે" ઘેલાએ દાનમાં શું મળ્યું વગેરે પત્નીને કહી સંભળાવ્યું. છબીલી કંઇક ખુશી થએલી જણાઇ પણ તરત તેના મુખપર શોકની છાયા છવાઇ.

ઘેલાએ પૂછ્યું; "તું શોકાતુર કેમ થઇ ગઈ ?"

"શું કહું? મારાથી કહેવાતું નથી." છબીલીએ જણાવ્યું.

"કેમ વારૂ?" ઘેલાએ ચમકીને પૂછ્યું.

"મારા દુ:ખની સીમા નથી."

"હેં! શું તું દુ:ખી છે ?"

"હા, ઘણીજ."

"શું કહે છે ?"

"હું ખરૂં કહું છું."

"શું ધૂળ ખરૂં કહે છે ? પચાસ હજાર રૂપીઆના માલીકની ધણી આણીને તે કંઇ દુ:ખ હોય કે ?"

"ઘણુંજ. મારા કરતાં તો ગરીબ કે જેઓના ઘરમાં એક દિવસનું પણ અનાજ નહિ હોય તે સુખી હશે."

"એટલે ?"

"તમે સમજી લ્યોને ?"

"હું શું સમજું ?"

"બધું સમજો છો; પણ મારે મોઢે કહેવરાવવા ઇચ્છો છો."

"ના, તારા સમ, તારે જે કહેવું હોય તે કહે. હું આજે તારી ઉપર ખુબ ખુશી થયો છું."

"તમારી પાસે મૂડી છે તે શું કામની ?"

"કેમ શું કામની ?" ઘેલાએ પ્રશ્ન કર્યો.

"તેનો ઉપયોગ શું ?"

"હાલ તો કંઇ નહિ."

"ત્યારે દાટી રાખવાથી ફાયદો શું?"

"કોઇ લઇ જાય તેથી."

"પણ ઘર ખરચમાં તેમાંથી કંઇ વાપરવું ના જોઇએ?"

"ઘર ખરચમાં વાપરવા જે જોઇએ છે તે બહારથી મળી આવે છે; ત્યારે તેમાંથી વાપરવાની શી જરૂર?"

"ઘર ખરચ ચલાવવાને બહારથી મળે છે; પણ તેમાંથીએ તમે કયાં વાપરો છો?"

"કેમ?"

"આ અનાજ સિવાય બીજું કંઇ ઘરમાં લાવ્યા છો?"

"બીજાની શું જરૂર છે? આ અનાજ ઘણું ઉત્તમ છે. તને કંઇ ખબર છે? વૈદ્યની સલાહ છે કે ઘઉં ખાવાથી વાયુ થાય; બાજરી ગરમ પડે; ઘી ખાવાથી ફુલી જવાય. ગોળ પણ ગરમ પડે. શાક તો મારી નાંખે. જેટલા સ્વાદ એટલું દુઃખ. માટે શરીરે નિરોગી રહેવા અને વધારે જીવવા મેં આ અનાજને પસંદ કર્યું છે."

"પણ મને અને મથુરને આ ભાવતું નથી."

"એતો જયારે કકડીને ભૂખ લાગશે ત્યારે મઝાનું ભાવશે."

"ત્યારે શું બીજું અનાજ નહિ લાવો?"

"વિચાર કરીશ અને વૈદ્યની સલાહ પૂછીશ."

"એમાં વિચાર કરવાની કે વૈદ્યને પૂછવાની શી જરૂર છે? આખી દુનિયાં ખાય છે. તમેજ દુનિયાંથી જુદી પ્રકૃત્તિના માણસ છો."

"હા, અને તેથીજ આટલી પુંજી એકઠી કરવાને ફત્તેહમંદ નિવડયો છું."

"બળી તમારી પુંજી. લુખ્ખું અન્ન તો કોઇપણ ખાતું નહિ હોય."

"અરે ઘણા. આપણે તો જમવા જઇએ ત્યાં પણ મન માનતું ઘીનું મીષ્ટાન્ન જમીએ; પણ દુનિયાંમાં એવાં પણ માણસો છે કે જેમને ઘીનાં દર્શન સ્વપ્ને પણ થતાં નથી."

"જ્યારે જમવા જાવ છો અને મિષ્ટાન્ન જમો છો; ત્યારે શરીર નથી બગડતું?"

"તેનો તરતજ ઉપાય કરૂં છું?"

"શું?"

"અપવાસ."

"તમારાથી તો ભગવાન તોબાહ. તમે ઘણા વાચાળ છો."

"બસ તેથીજ જ્યાં જઇએ છીએ ત્યાં ફાવીએ છીએ."

"દુનિયાં તમને શું કહે છે એનો કંઇ ખ્યાલ છે?"

"હા."

"શું?"

"દુનિયાંમાં હું ડાહ્યો મનાઉં છું."

"તમે પોતાને ભલે ડાહ્યા માનતા હો; પણ દુનિયાં તો તમને મૂર્ખજ સમજે છે."

"ચૂપ રહે ચીબાવલી. તું શું સમજે? તને મારા જેટલા દહાડા પણ થયા નથી." ઘેલાએ મોટા અવાજે છબીલીને ધમકાવી.

છબીલી ચૂપ થઈ. પણ પછી તરત બોલી, "આ લુખ્ખું અનાજ ખાવું એ મહાપાપ છે."

"કોણ કહે છે?"

"હું કહું છું અને શાસ્ત્ર કહે છે. જે લુખ્ખું અન્ન જમે છે તે પ્રેત ભોજન કરે છે. જેના ઘરમાં એક વખત પણ ઘીનો દીપક થતો નથી તે ઘર સ્મશાન જેવું છે."

"શાસ્ત્ર ખોટાં છે, કારણકે તે મારા જેવાઓએજ બનાવેલાં છે."

"અફસોસ! હદ આવી રહી. પત્થર પલળે તો તમે પલળો."

"ગાંડી! એમ શું બોલે છે? હું તને સુખી કરવાને કેટલો અકળાઉં છું તે હું કે મારા ભગવાન બરાબર જાણે છે."

"તમે મને શું સુખી કરી? આ અનાજ સામું અને મારાં પહેરવાનાં કપડાં તરફ નજર કરો."

"એમાં શું નજર કરવાની છે?"

"ઘરમાં એક પણ નવું લુગડું છે? પહેરવાના બે સાલ્લા પર કેટલાં થીગડાં ચોડયાં છે?"

"તેમાં શું? કરકસર કરી ઘર નભાવવું તે બૈરાંનો ફરજ છે."

"પણ બહાર જવા આવવા તો સારૂં લુગડું જોઇએને?"

"બૈરાં માણસથી સારૂં લુગડું પહેરી બહાર જવાયજ નહિ. સારાં કપડાં પહેરી શોભાયમાન થઇ બહાર નીકળનાર તો ગણીકા ગણાય. સારૂં કપડું પહેરી બહાર નીકળનાર બૈરાંઓની તરફ જુવાનીયા અને લુચ્ચાઓ ધારી–ધારીને જુએ, માટે સારૂં કપડું પહેરી બહાર તો કદી જવુંજ નહિ."

"ત્યારે ઘરમાં પહેરવા લાવી આપો."

"તે હું લાવી આપીશ. પેલા શેઠની શેઠાણીને કહી એક સુંદર સાડી તારે માટે લાવીશ."

છબીલી કંઇ બોલી નહિ. તે મનમાં ઘણી અકળાતી હતી; પણ શું કરે? તેના દરેક સવાલના જવાબ ઘેલો સ્પષ્ટ આપી દેતો. છબીલી મનમાં ઘણીએ ગાળો દેતી. પતી–પત્ની જમી રહ્યાં. ઘેલો રસોડાની બહાર નીકળ્યો. આજે તેના મનમાં અનેક પ્રકારના વિચાર તરવરી રહ્યા હતા. તે પરસાળમાં આવી બેઠો અને ડાબડીમાંથી

તમાકુનો હુચો મુખમાં મૂકી બબડવા લાગ્યો; "સાલ્લું હવે કરવું શું ? દુનિયાં બગડવા બેઠી છે. ખરેખરો કળીયુગ વ્યાપી ચૂક્યો છે. માણસોની આંખ્યોમાંથી અમી ગઇ છે. દીલમાંથી દયા ગઇ છે. શું થવા બેઠું છે તેની કંઇ સમજ પડતી નથી."

ઘેલો થોડીકવાર વિચારમાં રહ્યો અને પછી પાછો બોલવા લાગ્યો; "મથુરીયો નાશી ગયો ! ક્યાં ગયો હશે? શું ખાધું હશે? આખા દહાડાનો ભૂખ્યો હશે? પાઘડી અંગરખું વેચ્યું હશે? અરેરે! આવી દુર્મતી તેને ક્યાંથી સુઝી હશે? ખરાબ સંગતનુંજ ફળ. હવે તેને ક્યાં ખોળવા જવું ? આવશે. ક્યાંય જવાનો નથી. રાંડ પણ બૂમો પાડયા કરે છે કે હું ઘણી દુઃખી છું. શું આ ખરૂં કહેતી હશે? સ્ત્રી જાતને દુઃખ શાનું? એને ક્યાં પસીનો ઉતારી રળવા જાવું છે? સ્ત્રી ચરિત્રને કોણ પહોંચે? બૈરીનો વિશ્વાસજ નહિ. જે બાયડીનો વિશ્વાસ કરે તે પૂરેપૂરો મૂર્ખો સમજવો. રાંડને સારાં-સારાં લુગડાં પહેરવાં છે અને ઠાઠ-માઠથી ફરવું છે. આવાં મેલાં અને ફાટેલાં લુગડાં પહેરે છે તોપણ રાંડના લોકો તેની સામે જોઇ કંઇ કંઈ ચાળા કરે છે, તેમાં જો મારી છબીલી ભમકાબંધ બની બહાર નીકળે તો શું બાકી રહે ? પેલો છબીલો હરામખોર છાનોમાનો છબીલીને મળે છે; અને ચિઠ્ઠી-ચપાટી કરે છે તે પણ મારી અજાણબાર નથી. મારી છબીલી બોલવામાં જબરી ચાલાક અને ભલભલાને પાણી ભરાવે એમ છે. જીભ્યાસ્વાદ અને પહેરવા ઓઢવા શીખી તો જરૂર બગડી સમજવી. આ ઘેલો સઘળું સમજે છે. કંઇ કાચો નથી. ભલેને બાયડી અને લોકો મને ગમે એમ કહે; પણ આપણે તો કરીએ છીએ એજ કરવાના. આ જમાનામાં તો જેની પાસે જર એજ ખરેખરો નર; બાકીના ખર અને ધોબીને ધોવાના પત્થર. મારી છબીલીને લુગડાં

અને ઘરેણાં પહેરી બહાર ભભકાબંધ ફરવું છે. પણ એનું પરીણામ શું આવે ? એજ કે બહાર ફરવા જાય અને લોકોની આંખે ચઢે. વૈરી રહી ભોળી. કોઇ સમજાવી ફસાવી ઉપાડી જાય તો થઇ રહ્યું. બાયડીએ જાય અને ઘરાણુંએ જાય. તેના કરતાં થીગડાં અને મેલાં કપડાં શું ખોટાં કે જેથી તેના સામે કોઇ પણ નજર કરવાની હિંમત જ કરી શકે નહિ. વળી હું તો તેને સુંદર ઘરેણાં કપડાં કરતાં તેને આવાં કપડાંમાં જ ઘણી સુંદર જોઉં છું. હું......" ઘેલો વિચાર કરતો અટક્યો. છબીલી તેની સામે આવી બેઠી અને બોલી; " કેમ શું વિચાર કર્યા કરો છો ?"

" તારાજ વિચાર થઇ રહ્યા છે."

" શું મારા ?"

" હાજી."

" ત્યારે મને હવે શોભાવો ?"

" હું એજ વિચારમાં છું."

" હવે એમાં વિચાર શાના ? ઝટ કપડાં-ઘરેણાં તૈયાર કરાવી આવો."

" હું તૈયાર જ છું."

" ત્યારે ઉભા થાવ અગર મને રૂપીઆ આપો કે જેથી સોનું ખરીદી મારે મન પસંદ ઘરેણાં કપડાં કરાવું."

ઘેલો મનમાં હસ્યો અને બોલ્યો; " મારા બાપ ! જ્યાં ત્યાં રૂપિયાની જ મોંકાણ. પરમેશ્વરે રૂપીઆ ન કર્યા હોત તો સારૂં થાત."

" મનમાં શું લવારો કરો છો ?" છબીલીએ પૂછ્યું.

" રૂપીયાનો."

" લાવો, કેટલા આપો છો ?"

"તને શેના આપે ? હું બધું લાવી આપીશ. એમાં તને કંઇ ખબર પડે નહિ. તારા કરતાં હું ઘણું સમજું છું."

"શું ધૂળ સમજો છો ? નાત-જાત અને ગામમાં ઉઘાડાં ફરીએ છીએ. લોકો મશ્કરીયો કરે છે તેની તમને કંઇ ખબર છે ? પછી પચાસ હજારની પુંજીમાં શું પૂળો મૂકવાનો છે ?" છબીલીએ છણકાઇને કહ્યું."

"ગાંડી ! હું સમજું છું. તને કોઇ વાતની ક્યાં ના પાડું છું ? તું તારે જોયા કરને ? ઘરેણું લુગડાં કેવાં લાવવાં-કરવાં તે હું સારૂં સમજું છું. તું ક્યાંક બજારમાં લેવા જાય તો વેપારી તને ભોળવે અને મારો બેટો ફટેલ કાળજાનો સોની ઘડાવતી વખતે તને વાતે વળગાડી સોનું કાઢી લે તો ?"

"અરે એમ તો કોઇ ના કરે મારા પતિ ?" છબીલીએ સ્હેજ હશીને કહ્યું.

"અને ધારો કે એમ થયું તો શું કરો મારાં શાણાં સતી ?" ઘેલાએ છબીલીનો હાથ પકડી પૂછ્યું.

"જાવ જાવ, તમે તો મને વાતોમાંજ ઉડાવ્યા કરો છો. એમ કહી દ્યોને કે કંઇ કરાવવું જ નથી."

"અરે પણ હું તને ક્યાં ચોકખી ના પાડું છું તે ? તું તારે જોયા કરને ? ઘરાણું અને કપડાં ઝપાટાબંધ આવે છે કે નહિ ?"

"એમ ! ત્યારે તો હું ઘણી ખુશી થઇ મારા વ્હાલા." છબીલીએ ઘેલાના ગળામાં હાથ નાખ્યો. વ્હાલા શબ્દ સાંભળી ઘેલો ગભરાયો. તેની એવી માન્યતા હતી કે જે ખરાબ સ્ત્રી હોય તેજ તેના ધણીને વ્હાલા કહીને બોલાવે. આમ ધારી તે મનમાં બબડ્યો.

"બાપરે ! આ શું ? વ્હાલા કહી રાંડે સળગાવ્યા લ્હાળા. આણે તો ઘર ઘાલ્યું."

"વ્હાલા ! શું વિચારમાં પડ્યા ?"

"અલી ! તું આજે આ શું બોલે છે ? હું સમજી ગયો છું હાં ?"

"શું સમજી ગયા છો પ્રાણનાથ ?"

"ઓય મોકાણ ? આ વળી બીજું. પરાણનાથ. શું પેલા બળદીયાને નાથ ઘાલે તે પરમાણે આ શંખણી તો નહિ કરે ?" આમ વિચારી ઘેલો કંઇક ઉચ્ચ સ્વરે બોલ્યો; "ઓ રાંડ વંઠેલ ! તું આ શું લવે છે ? શું નાથ ઘાલી પરાણ લેવો છે ?"

"રસીલા ! સ્ત્રીઓ તેમના પતિને પ્રાણનાથ કહીનેજ બોલાવે." છબીલીએ કહ્યું.

"આ ત્રીજુ." ઘેલો બોલ્યો. "ઓ ફટકેલ ! હું તને સાફ જણાવી દઉં છું કે તારે આજથી એવું કહેવુંજ નહિ."

"ત્યારે શું કહીને બોલાવું ? પ્રાણપ્યારા કહું ?"

"આ ચોથો નંબર. રાંડ તો શીખી. ઓ ચૂડેલ ! પ્રાણપ્યારા તો ગુણકા કહી શકે ગુણકા.

છબીલી ઘેલાને રીઝવતી હતી; પણ ઘેલાને તે ગમતું નહિ. બિચારી છબીલી મનમાં પસ્તાઇ. તેની આંખોમાં ઝળઝળીયાં જણાયાં. ઘેલો મનમાં ખુશી થયો.

એવામાં બહારથી કોઇએ બૂમ મારી કહ્યું; "અરે ગોર ઘરમાં છે કે ?"

"હા, કોણ હશે વારૂ ?" ઘેલાએ મોટો ઘાંટો પાડી પૂછયું.

"એતો હું, બારણાં ઉઘાડો."

"અલી જોતો, કોણ આવ્યું છે ?"

છબીલી ઉભી થઇ અને દ્વાર ઉઘાડી ઘેલાની પાસે પાછી આવી.

એક માણસ ઘેલાની પાસે આવી ઉભો. તેને જોતાંજ ઘેલાની આંખ્યો લાલ બની. મુખપર વિચિત્ર ફેરફાર થયો. તે મનમાં બોલ્યો; 'મારો બેટો આ છબીલદાસ મારા ઘરનું નામ મૂકતો નથી. હરકોઈ બહાનાં કાઢીને અવાર નવાર મારા ઘરે આવે છે. બસ આજતો તેને સ્પષ્ટ જણાવી દેવું કે તારે અહિં આવવું નહિ. "

આમ વિચારી ઘેલાએ શાન્ત મુખમુદ્રા રાખી પૂછયું; " કાં છબીલદાસ! કેમ આવ્યો છે? "

છબીલીએ પણ તેના સામે જોઇ આંખ્યો નચાવી. ઘેલાએ આ બરાબર જોયું. તે મનમાં ઘણો ગુસ્સે થયો અને બોલ્યો, "ચાલી તું આમ આછું ઓઢીને ઉભી રહે."

" કેમ વારૂ ? "

" એમ વારૂ." ઘેલાએ લાલ નેત્રે કહ્યું.

" કાકા! ગોરાણીને શા માટે ધમકાવો છો ? " છબીલે કહ્યું.

" તેનું તારે શું કામ છે? તારે જે કામ હોય તે મને કહી દે?"

" અમે આજે બહારના બગીચામાં ઉજાણી ઠરાવી છે. "

" ઠીક, પછી ? "

" અમારે મહાદેવ પર અભિષેક કરાવવાનો છે. "

" તે હું કરીશ; પણ રૂપીઆ પાંચ દક્ષણાના આપવા પડશે અને ઉપર પાકું સીધું."

" રૂપીઆ પાંચ દક્ષણાના આપશું પણ સીધું નહિ મળે."

" કારણ ?"

" જમવાનું બગીચામાં રાખ્યું છે. "

" ઠીક. "

"પણ મારે એક વાત કરવી છે ?"

"શું ?"

"ગોરાણીને રાંધવા મોકલશોને ?"

"ચોકખી ના." ઘેલાએ વિકળતાથી જણાવ્યું.

"કેમ ? એમાં કંઇ વાંધો છે ?"

"હા, તેનું શરીર સારૂં નથી."

"મારૂં શરીર સારૂં છે, હું ઝપાટાબંધ રસોઇ બનાવી દઇશ."

છબીલીએ અને છબીલદાસે પરસ્પરમાં આંખ્યોનો સંકેત કર્યો. ઘેલાએ પ્રત્યક્ષ જોયું. મનમાં બળીને ખાખ થયો.

છબીલદાસે પૂછ્યું; "કાં શું જવાબ આપો છો ?"

"મારી ના છે; કહેતો હું આવું ?"

"તમારે તો અભિષેક કરવા જવાનું છે."

"હું બીજાને મોકલું ?"

"બીજા તો ઘણાએ બ્રાહ્મણો છે. પણ અમારે તો જે અભિષેક કરે તેના ઘરનું જ માણસ રાંધે."

"અમારાથી એ નહિ બને."

"ઠીક ત્યારે." છબીલદાસ ઉઠયો અને આંખ્યોના ઇસારામાં છબીલીને કંઇક સુચના કરી રસ્તે પડયો. ગોરાણીનું મુખ અમાવાસ્યા જેવું બન્યું. ઘેલો મનમાં બોલ્યો; "મારો બેટો આવેલો તો કંઇક દાવમાં. બેઅ ઇસારા કર્યા. રાંડનો ગયો. રાંડનું મોંતો જુઓ ? જાણે વકરેલી વાઘણ."

શાન્તિ પથરાઇ રહી. એટલામાં મથુર આવ્યો. ઘેલાએ તેને બોલાવી પૂછ્યું; "અલ્યા શું કરી આવ્યો ?"

"તમારે શું પંચાત ?"

"બેટા ! આમ શું કરે છે ? હું તો તારા ભલાને માટે કહું છું. દિકરા ! તું મોટો થયો. તારે હવે આમ કરવું જોઇએ નહિ."

"હું શું કરૂં છું ? તમે હદ ઉપરાંત કંજુસાઇ કરો છો તેથીજ આમ બને છે."

"ના દિકરા હવે એમ કરીશ નહિ. તારે જે જોઇએ તે માગી લેજે. વારૂ પાઘડી અંગરખાનું શું કર્યું ?"

"હાલ તો મારા એક મિત્રને ત્યાં મૂકેલ છે."

"ઘેર લઇ આવજે. લે આ આઠ આના, તારે ફાવે એમ વાપરજે." કહી ઘેલાએ આઠ આના મથુરને આપી શાન્ત કર્યો. મથુર ખુશી થયો; અને પછી પાઘડી અંગરખું લઇ આવ્યો.

મથુરે ખાધેલું નહિ હોવાથી સાંજે દાળ-ચોખા અને ઘઉંની રોટલી થઇ. સઘળાંએ રાત્રે વાળું કર્યું. બાદ ઘેલાએ સવારમાં પોતાને ગામ જવાનું છે એમ જણાવ્યું. છબીલી ઘણી જ ખુશી થઇ. મથુર પણ કંઇક ખુશ જણાયો. ગોરાણીએ ભાતું કરી આપવાનું કહ્યું પણ ગોરે ના પાડી જણાવ્યું કે એક દિવસ રહેવું છે અને તીસ ગાઉ જવું છે તેમાં ભાતું શાનું ? છબીલીએ વધુ કંઇ કહ્યું નહિ. રાત્રિ પૂરી થઇ. મોટે પરોઢીએ ઘેલોગોર ખભે ઝોળી ભરાવી પરગામ જવા નીકળ્યો.

## પ્રકરણ ૧૩ મું.

### ધડાકો.

કૃષ્ણપક્ષની કાળી રાત્રીનો ઘોર અંધકાર સઘળે વ્યાપ્ત થયો હતો. જનકોલાહલ શાન્તિમાં વિરમતો હતો. મોટા રસ્તાઓ પર ફાનસો પ્રકાશી રહ્યાં હતાં. દ્વિતીય પ્રહરનો અમલ ચાલતો હતો.

આ વખતે અમલગઢના રાજમહેલમાં ખંડેર તરફ જવાની તૈયારી થઇ ચૂકી હતી. આજે ખંડેર ટૂટશે-રસ્તો મળશે અને પ્રિયતમા વિશ્વમોહિનીને મળાસે ધારી કુમારનાં આંતરિક આનંદનો પાર ન્હોતો. પ્રતાપ અને અન્યજનો પણ ખુશ જણાતાં હતાં. સઘળા રંગીઓ પણ ખંડેર તરફ જવાને તૈયાર થયા હતા.

એ યોગિનીઓ કે જે વનવાસીની અને માહેશ્વરીના નામથી ઓળખાતી; તેઓ આ વખતે સઘળાની સાથે જનાર હતી. આ યોગિનીયોના આગમનથીજ ખંડેરમાંનો ગુપ્ત માર્ગ માલમ પડ્યો હતો.

વનવાસીના હાથમાં પેલો અપૂર્વ ગ્રંથ હતો. તે ગ્રંથને સાથે લેવાનો હતો. તેને એક રેશમી કપડાથી બાંધ્યો હતો.

સઘળી તૈયારી થઇ ચૂકી. મશાલચીઓ આગળ ચાલ્યા. તેમની પાછળ યોગિનીયો-કુમાર-પ્રતાપ અને અન્ય રંગીયો ચાલ્યા. અન્ય દરબારીયોએ જનારાઓની સફળતા ઇચ્છી. સઘળું મંડળ નગર બહાર નીકળી ખંડેર તરફ જવા લાગ્યું.

પ્રિય પાઠકો! આ મંડળ ખંડેર આગળ આવે તે પહેલાં

ચાલો આપણે પ્રથમ ત્યાં પહોંચી જઇએ અને ત્યાં શુ ઘટના બની રહી છે તે નિહાળીએ.

ખંડેરથી થોડેક દૂર બે માણસો કાળા જબ્બાથી શરીર છૂપાવી ઉભેલા છે. ઘોર અંધકારમાં આ બન્નેનો દેખાવ રાક્ષસ યા ભૂત જેવો દેખાય છે. બન્ને શાન્ત ઉભા રહી કોઇની માર્ગ પ્રતિક્ષા કરી રહ્યા છે. એટલામાં દૂરથી એકાએક કંઇક પ્રકાશ જણાયો. ઉભેલા બન્ને માણસોએ તે પ્રકાશ તરફ જોયું.

ખંડેરની બીજી બાજુએથી પાંચેક માણસો ચાલી આવતા જણાયા. સૌને મોખરે બે મશાલવાળા ચાલતા હતા. મશાલચીઓએ પણ તેમનાં શરીર અને મુખ કાળાં વસ્ત્રથી છૂપાવ્યા હતાં. આ બે મશાલચીઓની પાછળ ત્રણ સશસ્ત્ર માણસો ચાલતા હતા. આ ત્રણેના દેખાવ પણ હરામણા હતા. આ પાંચે માણસો ચાલતા–ચાલતા જ્યાં પેલા બે ઉભેલા હતા ત્યાં આવ્યા.

તેમને જોતાંજ પેલા બન્નેએ સલામ કરી. ત્રણ ભયાનક દેખાવવાળા માણસોમાંથી એકે પૂછ્યું.

"કેમ શું ખબર છે?"

"સારી છે"

"ક્યારના અહિં ઉભા છો?"

"લગભગ એક કલાકથી."

"કોઇ આવ્યું હતું?"

"ના."

"બરાબર નજર રાખી હતીને

"હાજી."

"ખંડેરમાં કંઇ જણાયું?"

" ના. "

" ત્યારે હવે તમે બરાબર સાવધ રહેજો. અમે શું કામ કરવા જઇએ છીએ તેથી તમે અજાણ નથી. કોઇ આવતું જણાય તો તમે સીસોટી વગાડી અમને ચેતાવજો. "

" બહુ સારૂં. "

" એક કલાક બાદ મોટો અવાજ સંભળાશે. તમે સમજજો કે કામ પૂરૂં થયું. "

" તે પછી અમારે તમને ક્યાં આવીને મળવું ? "

" પેલા......સ્થળે. "

આમ કહી સઘળા ચાલતા થયા. પેલા બન્ને માણસો હતા ત્યાં રહ્યા અને જનારાઓની પાછળ જોઇ રહ્યા.

ખંડેર તરફ જનારા અન્ય કોઇ નહિ પણ મોતીલાલ બંકા અને રાજા બ્હેમસિંહ હતા. એક તેમનો સાશ્રિત હતો.આ સઘળા ખંડેરમાંના છૂપા રસ્તે થઇ વિશ્વમોહિનીને ઉપાડી જવા આવ્યા હતા. તેમને ખબર મળી હતી કે કુમાર અને તેનું મંડળ આજ રાત્રેજ ખંડેરમાં આવનાર હતું. તેઓ આવે તે પહેલાંજ વિશ્વમોહિનીને લઈ ચાલતા થવું એવો આ લોકોનો ઇરાદો હતો.

મોતીલાલે ગુપ્ત ગ્રંથમાંથી રસ્તો મેળવ્યો હતો. બીજા રંગીગો ભૂલી ગયા હતા; પણ તે જાણતો હતો. રસ્તો શી રીતે કરવો તે પણ કળા જાણતો હતો. આથી સર્વ સામગ્રી સાથે તે રાજાને લઇ ખંડેર તરફ જતો હતો.

સઘળા ખંડેરના મુખ્ય દરવાજે આવ્યા. એક ઘુવડ બોલ્યું. રાજા ગભરાયો અને અપશુકન માનવા લાગ્યો. તરત મોતીલાલે કહ્યું, " ગભરાશો નહિ. "

"કેમ ?" રાજાએ પૂછ્યું.

"શુકન સારા થયા."

"હું માનતો નથી."

"શું મારી પર વિશ્વાસ નથી ?"

"છે."

"ત્યારે માનો કે આ શુકન સારા છે."

"વિશ્વમોહિની મળશે ?"

"જરૂર."

"દુશ્મનો આવ્યા હશે તો ?"

"ફિકર નહિ."

"આપણે જાહેર રસ્તે જવું છે ?"

"ના."

"ત્યારે ?"

"એક છૂપા રસ્તે."

"તમે જાણો છો ?"

"હા."

રાજા આનંદ પામ્યો. મોતીલાલઅંકા સર્વને લઈ ખંડેરની એક બીજી બાજુએ આવ્યો. ત્યાં એક ગુફા આવેલી હતી. તે ગુફામાં થઇ સઘળા આગળ ચાલ્યા અને એક ખુલ્લા ચોગાનમાં આવ્યા. આ જગાએજ સામે એક પ્હાડ આવેલો હતો. તે પ્હાડની બીજી બાજુએ આગળના કરતાં મોટો અને ઉંચો પ્હાડ આવેલો હતો. તે પ્હાડ પર વિશ્વમોહિની અને તેની સખી હતાં.

આગળના પ્હાડમાં એક છૂપો રસ્તો આવેલો હતો. તે છૂપો રસ્તો શોધવાનું ગ્રંથમાં લખેલું હતું. ગરૂડ પક્ષીવાળો રસ્તો પણ

અજાયબ ગ્રંથમાં હતો; પણ તે ખોળતાં ઘણું જોખમ હતું. આથી આ રસ્તો મોતીલાલે પસંદ કર્યો હતો.

જ્યારે આ લોકોએ આ રસ્તો પસંદ કર્યો હતો; ત્યારે વનવાસીની અને કુમારે ગરૂડ પક્ષીવાળો રસ્તો પસંદ કર્યો હતો.

મોતીલાલે ચોગાનમાં એક મોટી ચાદર બિછાવી અને તે ચાદરની વચમાં એક મોટું લાંબુ ત્રીશુળ ઉભું કર્યું. આ પછી પોતાની ઝોળીમાંથી એક સમચોરસ લોખંડની પેટી બહાર કાઢી ચાદરપર ગોઠવી. બંકાએ સઘળાને ચૂપાચપ ઉભા રહેવાનું સૂચવ્યું. સઘળા વિસ્મયતાથી બંકાના કાર્યને અવલોકી રહ્યા.

બંકાએ પેટીમાંથી એક લાંબો તાર કાઢ્યો. આ તાર લોખંડનો હતો. આ તારના એક છેડે કપડાની નાની પોટકી બાંધેલી હતી અને તે પોટકી નીચે બે નાનાં લોખંડનાં પૈડાં તારની સાથે જોડેલાં હતાં.

આ પછી બંકાએ એક પ્યાલો કાઢી તેમાં બે શીશીઓમાંથી કંઇક દવા કાઢી મીશ્રણ કર્યું. આ દવા પેલા તારને અને કોથળીને ચોપડી. જોતજોતામાં વિજળી જેવા ચમકારા ક્ષણે ક્ષણે થવા લાગ્યા. મોતીલાલ કંઇક બબડવા લાગ્યો. થોડીવાર બબડી એક લાકડાની ગોળ ડબ્બીમાંથી કંઇક આસ્માની રંગનો ભૂકો કાઢ્યો અને ત્યાં જમીન પર વેર્યો. એક અજબ કૌતક થયું. લોંખડના તારના છેડે બાંધેલી કોથળી નીચેનાં નાનાં પૈડાં ચાલવા લાગ્યાં. તારનું ગુંચળું ધીમે ધીમે ઉકલતું ગયું.

તરત મોતીલાલે એક મશાલચીને કહ્યું, "તું અહિંજ રહે અને આ તાર પૂરો ઉકલી રહે ત્યારે તેનો એક છેડો સળગાવજે અને પછી અહિંથી તરત નીકળી નગરમાં ચાલ્યો જજે.

બીજા મશાલચીને સાથે ચાલવાનું કહ્યું.

સઘળા પેલી કોથળીની પાછળ–પાછળ જવા લાગ્યા. તે કોથળી-માંથી આ વખતે પાણી જેવો કંઇક પ્રવાહી પદાર્થ નીકળતો હતો. અને તેથી વિજળી જેવા ચમકારા થતા હતા.

વ્હેમસિંહે આશ્ચર્ય પામી પૂછ્યું." બંકા આ શું ?"

"રંગવિદ્યા."

"રંગવિદ્યા આવી હશે ?"

"હા, તેની બ્હેન આ રસાયણ વિદ્યા."

"તું બડો ખેલાડી છે."

"મહારાજાની કૃપા."

"તું દિવાન થઇશ."

"રાજ્ય પાછું લઇશું ત્યારે ને ?"

"હાસ્તો."

મોતીલાલ મનમાં મલકાયો. પેલી કોથળી એક પત્થર સાથે અથડાઇ. એક મોટો ભડકો થયો. અને જોતજોતામાં તે પત્થર પીંગળી ગયો અને રસ્તો થયો. વળી તાર આગળ વધ્યો; પણ દશેક કદમ જઇ અટકયો. સામે એક દિવાલ આવેલી હતી. કોથળીની ગતી બંધ થઇ. મહારાજાએ મોતીલાલ સામે જોયું.

તરત મોતીલાલે હશીને કહ્યું; મહારાજ! આજ રસ્તો."

"ક્યાં છે ?" રાજાએ અજબ થઇ પૂછયું.

"પેલો મશાલચી તાર સળગાવશે. તાર સળગતો–સળગતો અહિં સુધી આવશે અને કોથળીને અડતાંજ મોટો ધડાકો થશે. તેની સાથેજ આ પત્થર તૂટશે અને આપણને જવાનો રસ્તો મળશે.

"આતો ઘણું અજબ જેવું. પણ વિશ્વમોહિની પાસે શી રીતે જવાશે ?"

"આ પત્થર અલગ થતાંજ વિશ્વમોહિનીનાં દર્શન થશે. આ પત્થરની પાછળજ ભોંયરૂં આવેલું છે. મણીકાન્તા અને રાજકન્યા બન્ને ત્યાંજ રહે છે અને દરરોજ પ્હાડપર ચઢે છે."

આમ વાત ચાલે છે એટલામાંજ જોરથી સીસોટી વાગવાનો અવાજ સંભળાયો.

મોતીલાલ ચોંકયો અને બોલ્યો; "દુષ્મનો આવી પહોંચ્યા."

"કયાં?" રાજાએ ગભરાઇને પૂછયું.

"ખંડેરની નજીક."

"શી રીતે જાણ્યું?"

"આપણા જાસુસોએ સીસોટી વગાડી."

"હવે શું થશે?"

"સૌ સારૂં થશે. ફત્તેહ આપણી જ છે."

"પેલાએ તાર સળગાવ્યો હશે?"

"હા."

રાજા અને બંકા આ પ્રમાણે વાતો કરી રહ્યા હતા. ત્યારે ખંડેરના દરવાજા આગળ કુમાર વગેરે આવી પહોંચ્યા હતા. આ વખતે જ પેલો તાર સળગાવનારો માણસ બહાર નીકળતાં સામેજ મળ્યો. બંકાની આજ્ઞા મુજબ તાર સળગાવીને તે પાછો જતો હતો. મશાલવાળો કુમાર વગેરેને જોઇ ગભરાયો અને પાછો ફરવાનો વિચાર કરવા લાગ્યો. પણ એટલામાં જ જેમ બીલાડી ઉંદરને પકડે તે પ્રમાણે નવલે તેને પકડયો. ગરીબ નોકર મુંજવા લાગ્યો. સઘળાના અંચબાનો પાર રહ્યો નહિ. દુષ્મન તરફના કાવત્રાની ખાત્રી થઇ.

નવલે પેલા મશાલવાળાને એક ઠોંસો લગાવી પૂછ્યું; "બોલ; તું અહિં ક્યાંથી?"

મશાલચીએ કંઇ પણ જવાબ આપ્યો નહિ.

નવલે બીજા બેચાર ધપ્પા લગાવી પૂછ્યું; "મરવું છે કે જીવવું છે?"

"ગરીબ પરવર મને માફ કરો." તેણે હાથ જોડી કહ્યું.

"ત્યારે સાચે સાચું જણાવી દે." નવલે કહ્યું.

"હું અપરાધી નથી."

"તે હું તને પૂછતો નથી. પણ હું એ જાણવા માગું છું કે તું અત્યારે ખંડેરમાં ક્યાંથી?"

"હું મહારાજની આજ્ઞા મુજબ આવ્યો હતો."

"ક્યા મહારાજ."

"હેમસિંહ."

"તે શું અત્યારે અહિં છે?"

"હા."

"તેમની સાથે કોણ છે?"

"બંકા."

"બીજા કોઇ?"

"સેવક."

"થોડીવાર પર સીસોટી કોણે બજાવી હતી?"

"ખંડેરની બહાર બે બાતમીદાર ઉભા છે. તેમને સૂચના મળી હતી કે કોઇ આવે તે જણાવવા સીસોટી બજાવવી."

"ઠીક, તું ક્યાં જાય છે?"

"નગરમાં."

"કેમ?"

"મારૂં કામ પૂરૂં થયું છે."

"તારે શું કામ કરવાનું હતું?"

"તાર સળગાવવાનું."

આ સાંભળતાં જ નવલ-પ્રતાપ અને અન્ય રંગીઓ ચોંક્યા. તેમનાં મુખ ઉતરી ગયાં. કુમાર અને બન્ને યોગિનીઓની પણ એ દશા થઈ.

કુમારે ગભરાતા વદને પૂછ્યું; "કેમ શું થયું છે?"

"દુષ્મને દાવ સાધ્યો છે. રંગવિદ્યા અજમાવી છે."

"શું તેઓ ફાવશે?"

"જણાય છે તો એવું જ."

"આપણે મોડા થયા."

"હા."

"ચાલો આપણે ત્યાં પહોંચી જઇએ." નવલે પેલા મશાલચીને આગળ કરી રસ્તો બતાવવાનું કહ્યું. મશાલવાળો આગળ ચાલ્યો. સઘળા પેલી ગુફામાં થઇને ચોગાનમાં આવ્યા કે જ્યાં પેલાએ તાર સળગાવ્યો હતો. નવલ-પ્રતાપ-કુમાર તારની નીસાનીએ આગળ દોડયા; પણ થોડેક જતાંજ એક જબરો ધડાકો થયો: જબરજસ્ત ધડાકાથી આખું ખંડેર ધ્રુજી ઉઠયું. કાન બ્હેરા થયા. સાથેજ ધુમાડાના ગોટથી ખંડેર છવાયું. કુમાર અને તેનું મંડળ ધડકતા હૃદયે આંખ્યો ચોળવા લાગ્યું. લગભગ અર્ધોકલાક નીકળી ગયો. એટલામાં એકાએક વિજળીના જેવો પ્રકાશ પથરાયો. સઘળાએ ઉંચે જોયું. આ પ્રકાશ બંકાની વિદ્યાના પરીબળે હતો. સામેના પ્હાડપર બંકા-હેમસિંહ અને એક સેવક ઉભેલો જણાયો. તેમની

નજીકમાં વિશ્વમોહિની અને મણીકાન્તા ભયભીત વદને ધ્રુજતાં ઉભેલાં હતાં. કુમાર અને તેનું મંડળ આંખ્યો ફાડી એ તરફ જોઇ રહ્યું. એટલામાંજ વ્હેમસિંહે મોટા અવાજથી કહ્યું; "વિજયસિંહ! નકામી મહેનત કરીશ નહિ. તું મોડો થયો છે. અમે ફાવ્યા છીએ. વિશ્વમોહિની તારા નશીબમાં નથી. એ તો મારી છે અને અમલગઢની મહારાણી બનશે. માટે તેની આશા હવે મૂકી દેજે. થોડા દિવસમાં જ અમે તારી ખબર લઇશું. આટલું કહી વ્હેમસિંહ અને બંકા વિશ્વમોહિની તથા મણીકાન્તાને લઈ પ્હાડની બીજી બાજુએ ઉતરી પડયા.

આ સાથેજ કુમારને એકાએક કંઇ થઇ આવ્યું. અને તેથી "હા! રામ." કહી તે ધરણી પર ઢળી પડયો.

---

# પ્રકરણ ૧૪ મું.

## કુમારનું ચાલી નીકળવું.

દુષ્મનો તેમના દુષ્કર્મમાં હાલતો ફાવ્યા. કુમાર અને તેનું મંડળ તેમના કામમાં નિષ્ફળ નિવડયું. કુમાર બેશભ બન્યો. સઘળાંએ ઘણી સારવાર કરી પણ સાવધ થયો નહિ. આથી સેવકો તેને નગરમાં લઇ ગયા. પ્રતાપ—નવલ—યોગિનીયો વગેરે ત્યાંજ રહ્યા. બીજા પ્હાડ પર જવાની જગા ખુલ્લી થઇ હતી. સઘળાએ વિચાર કરી નિશ્ચય કર્યો કે પ્રતાપે અને નવલે દુષ્મનોની પાછળ પડવું અને બાકીનાઓ રાજ્યની સંભાળ રાખવી.

વનવાસીની અને માહેસ્વરીનાં મુખ ઉતરી ગયાં હતાં.

પ્રતાપે વનવાસીની તરફ જોઇ કહ્યું; "દેવી! દુશ્મનો ફાવ્યા છે. આપણે નિષ્ફળ નીવડયા છીએ."

"છેવટમાં ફત્તેહ આપણી જ છે." વનવાસીનીએ જણાવ્યું.

"આપની આશિષ સફળ થાવ." પ્રતાપે કહ્યું.

"આપની હવે શું ઇચ્છા છે ?" નવલે પૂછયું.

"અમારા નિવાસ સ્થાને જવાની."

"આપનું નિવાસ સ્થાન કયાં આવ્યું છે ?"

"તે અમે જણાવી શકીશું નહિ."

"કારણ ?"

"અમારી ઇચ્છા."

નવલે વધુ કંઇ પૂછયું નહિ.

આ પછી પ્રતાપે અને નવલે જવાની તૈયારી કરી.

યોગિનીયોએ આશિષ આપી. બન્ને ત્યાંથી ચાલતા થયા અને જ્યાં રસ્તો થયો હતો ત્યાં થઇને દુશ્મનોની પાછળ પડયા.

વનવાસીની અને માહેશ્વરી પણ બનેલા બનાવનો ખેદ કરતાં પોતાના પંથે પળ્યાં.

રંગીઓ નગરમાં આવ્યા.

* * * *

પ્રાતઃકાળ થયો. હજી પણ કુમાર પૂર્ણ સાવધ થયો ન્હોતો. સોમેશ્વર જોશી અને અન્ય રંગીયો કુમારની પાસે બેઠા હતા. રાજ વૈદ્ય ઉપચાર કરી રહ્યા હતા.

આખરે કુમાર સ્વસ્થ થતો જણાયો.

સોમેશ્વરે કુમારના શીર પર હાથ મૂકી ધીમે અવાજે પૂછયું. "કુમારશ્રી ?"

કુમારે આંખ્યો ઉઘાડી જોશીના સામે જોયું.

પુનઃ જોશીએ પૂછ્યું; " આરામ છેને ?"

કુમારે ઉંડો નિઃશ્વાસ નાંખી કહ્યું, " આરામ ક્યાં છે ?"

" તમને શું થાય છે ?"

" હૃદયમાં ગભરામણ થાય છે. મન મુંઝાય છે."

" આરામ થઇ જશે."

" આરામ થનાર નથી."

" પ્રભુ સારૂં કરશે."

" દૈવ દયાહીન છે."

" એમ ન બોલો; તે દયાળુ છે."

" દયાળુ હોત તો આ પ્રસંગ ન આવત."

" ખરાબમાંથીજ સારૂં પરીણામ આવે છે. દુઃખની પછીજ સુખ મળે છે."

" પ્રતાપ ક્યાં ?"

" દુષ્મનોની પાછળ."

" નવલ."

" તે પણ પ્રતાપસિંહની સાથે."

" નકામા ગયા."

" આમ કેમ કહો છો ?"

" હું ખરૂં કહું છું. તેઓ કંઇ પણ લાભ મેળવી શકશે નહિ."

" કારણ ?"

" દુષ્મનો કારસ્થાની છે."

" હવે તેમનાં કારસ્થાન વધુ વખત નભશે નહિ. તેમના પાપનો ઘડો પૂર્ણ ભરાઈ ચૂકયો છે."

કુમાર મૌન રહ્યો. તેના મનમાં અત્યંત વિચારો થઇ રહ્યા હતા.

કુમારના મનની વ્યાકુળતા પળે પળે વધતી હતી. વિશ્વમોહિનીને મળવાની આ તેની છેલ્લી આશા હતી; પણ આ છેલ્લી આશા તેની નિષ્ફળ થવાથી તેના દિલમાં સખ્ત આઘાત થયો. વિશ્વમોહિની તેને હવે ફરીથી મળનાર નથી એમ તેના મનમાં નક્કી થઇ ચુક્યું. હા વિશ્વમોહિની ? પ્રિયતમા ? આમ વારંવાર ઉચ્ચાર કરતો કુમાર મનમાં દુઃખી થવા લાગ્યો.

જોશીએ અને અન્ય રંગીઓ ઉપરાંત સ્નેહિ સંબંધીઓએ તેને ઘણુંએ સમજાવ્યો પણ તેના મનમાં શાન્તિ વળી નહિ. જેમ જેમ સમય વિતવા લાગ્યો તેમ તેમ કુમારના મનની અસ્વસ્થતા વધવા લાગી.

સઘળા ચિંતાતુર બન્યા. મધ્યાન્હ થયા પણ કુમારે ભોજન કર્યું નહિ. સાંજ પડતાં તો કુમારની દશા વિચિત્ર થઇ પડી.

જોશીએ જોસ જોયા. રમળના પાસા ફેંક્યા. સાફ સમજાયું કે વિશ્વમોહિની મળ્યા સિવાય કુમાર સુખી થશે નહિ. ઘણા દુઃખને અંતે વિશ્વમોહિની મળવાનો યોગ છે. જોશીએ નિઃશ્વાસ નાખ્યો. આ નિઃશ્વાસધ્વની કુમારે સાંભળ્યો. તેણે જોશીના સામે જોયું. જોશીની આંખ્યોમાં કુમારની દશા જોઇ ઝળઝળીયાં ભરાયાં હતાં.

કુમારે પૂછ્યું; "જોશીજી ?"

"મહારાજ." જોશીએ આંખ્યો લુછી કહ્યું.

"તમે શા માટે દુઃખી થાવ છો ?"

"તમારૂં કષ્ટ જોઇને."

"મારૂં કષ્ટ અનિવાર્ય છે."

"પણ આશા છે."

"હેં ! શું હજી આશા છુપાઈ છે ?" કુમારે ચમકીને પૂછ્યું.

"હા."

"હું માનતો નથી."

"જ્યોતિશમાં ખાસ જણાય છે."

"શું?"

"વિશ્વમોહિની આપને મળશે?"

"શું કહો છો?"

"હું ખરૂં કહું છું."

"ક્યારે મળશે?"

"થોડાક સમય પછી."

"આશામાં ઘણા દિવસ ગયા. દુષ્ટ આશાએ મને દગો દીધો છે."

"મહારાજ! આ વખતનો યોગ પ્રબળ છે."

કુમાર બોલ્યો નહિ પણ હસ્યો. કુમારના મગજની સ્થિતિ વિચિત્ર પ્રકારની બની રહી હતી. થોડીવાર શાન્ત રહી કુમારે જોશી પ્રત્યે કહ્યું? "જોશીજી! પ્રેમમાં પ્રભુત્વ છે એ શું સત્ય હશે?"

"હા."

"હું સમજી શકતો નથી."

"આખરે સમજાશે."

"જો પ્રેમમાં પ્રભુત્વ હોય તો હુ આટલો દુઃખી થાઉંજ નહિ."

"પ્રેમની કસોટી દુઃખથીજ થાય છે."

"મારી કસોટીમાં હવે શું બાકી રહ્યું છે?"

"કંઇજ નહિ અને તેથી હવે તમે સુખની પરીસીમાએ પહોંચશો."

કુમારે આકાશ સામે જોયું. સાંજની પૂર્ણાહુતી થવા આવી હતી. સાયંકાળ થયો. દેવ મંદિરોમાં આરતીયો થવા લાગી. મહેલમાં દીપકો પ્રકટાવવામાં આવ્યા.

સોમેશ્વરે પૂછયું; "કુમારશ્રી! કંઇ ભોજન લેશો?"

"ના."

"શરીર બગડશે."

"શરીરની હવે પરવાહ નથી."

"કુમાર! આમ શા માટે કરો છો? આવી રીતે કર્યાથી કષ્ટ શું ઓછું થશે? પ્રભુ કૃપાએ સૌ સારૂં થશે. પ્રતાપસિંહ નવલસિંહ દુષ્મનની પાછળ પડયા છે. તેઓ શુભ કરીને જ આવશે. માટે શાન્ત થઇ કંઇક ભોજન લ્યો તો સારૂં."

"તમે ઘણા દુઃખી થાવ છો નહિ વારૂ?"

સોમેશ્વર કંઇ બોલ્યો નહિ, પણ તેની આંખ્યોમાંથી અશ્રુધારા વહેવા લાગી. કુમારને ઘણું લાગી આવ્યું. તેણે કહ્યું, "શા માટે રડો છો? તમે રડો નહિ. તમારી ઇચ્છા મને ખવરાવવાની છે તો હું થોડુંક દુધ પીશ, લાવો."

તરત દુધ મંગાવવામાં આવ્યું. કુમાર પી ગયો. રાત્રિ વિતવા લાગી. બીજા માણસોને ચાલ્યા જવાનો હુકમ થયો. કુમારની પાસે જોશીજી અને બીજા રંગી રહ્યા. તેઓ ત્યાંજ સુવાના હતા. કુમારે અને તેમણે મોડી રાત સુધી વાતો કર્યા કરી. મધ્યરાત્રિ થતાં કુમારની આંખ્યો ઉંઘથી ઘેરાઇ. કુમારને ઉંઘવા દેવાના ઇરાદાથી જોશી વગેરે પોતપોતાની પથારીયોમાં પડયા અને વખત વિતતાં નિદ્રાને શરણ થયા. નિદ્રાએ સૌનું દુઃખ ભૂલાવ્યું. શાન્તિ વ્યાપી રહી. પણ આ શાન્તિ સુખ વધારે વખત ન રહ્યું. મોટું પરોઢ થતાં જોશીની આંખ ઉઘડી. તેમણે કુમારના પલંગ તરફ જોયું. દિપક પ્રકાશી રહ્યો હતો. કુમારનો પલગ ખાલી હતો. આટલામાં ફરતા હશે માની સોમેશ્વરે શૈય્યા ત્યાગી આસપાસ તપાસ કરી પણ કુમારનાં દર્શન

થયાં નહિ. જોશીના આશ્ચર્યનો પાર રહ્યો નહિ. આ સાથે તેના પેટમાં ફાળ પણ પડી કે, અસ્થીર મગજના પ્રભાવે કુમાર ક્યાંક ચાલ્યા ગયા હશે તો ?

જોશીએ સઘળાને જગાડયા. કુમારના ગૂમ થવાની ખબર આખા મહેલમાં થઈ. શોધ-ખોળ ચાલી રહી. નગરમાં પણ વાને વેગે વાત ઉડી. ઘોડેસ્વારો શોધમાં દોડયા. સર્વત્ર શોક વ્યાપિ રહ્યો. પ્રજા જનોનો પ્રિય રાજકુમાર જતો રહ્યો-ગૂમ થયો.

## પ્રકરણ ૧૫ મું.

### જંગલમાં રાજકુમાર.

જો ઇશ્ક ના તો શું ખુદા ? આલમ કરી ત્હોયે ભલે !
જો ઇશ્ક ના તો શું જહાં ! એને ખુદાએ શું કરે !
આ કારખાનું ઇશ્કનું, જો જો તપાસી ખૂબ ખૂબ !
આ ખેલને આ ખેલનારો, એક નૂરે ઇશ્ક છે !
કલાપિ.

શિયાળાનો સમય હતો. સર્વત્ર શીતળતા વ્યાપેલી હતી. જંગલ રમણીય જણાતું હતું. ઝાડ-પાન લીલાં છમ જણાતાં હતાં. પશુ-પંખીઓ ચારો ચરી કલ્લોલ કરી રહ્યાં હતાં. જાત જાતનાં પંખીયોના મધુર અવાજ સંભળાતા હતા. પ્હાડી પ્રદેશમાંજ પ્રભુની લીલાનાંઅવનવાં દર્શન થતાં હતાં. વિભુની ઘટમાળ ન્યારી છે. કુદરતની કારીગરીને પહોંચવા કોણ શક્તિવાન છે. વનચરો પૂર્ણ સ્વતંત્ર-

તાથીઆમતેમ ફરી વનને ગજાવી રહ્યાં હતાં. આ સ્થળે શોક-દુઃખનું તો નામજ ન્હોતું. મોટા-મોટા પ્હાડો આકાશ સાથે વાતો કરી રહ્યા હતા. પ્હાડની તળેટીમાં એક નિર્મળ નદી ખળખળ અવાજે વહન કરી રહી હતી. આ નદિ કિનારે પડેલા એક પત્થર પર એક યુવાન ચિંતાગ્રસ્ત વદને બેઠેલો હતો. સાંજ પડવા આવી હતી. યુવક જળ-તરંગ જોઇ રહ્યો હતો. તેનું વદન વિલાએલું હતું. તેના દિલમાં કંઇક દર્દ થતું હોય એમ તેની મુખ મુદ્રાપરથી પ્રત્યક્ષ થતું હતું. યુવાનના શરીરપર વિશેષ કપડાં પણ ન્હોતાં. માથું ખુલ્લું હતું. શીર કેશ લાંબા હોવાથી ખભા પર પથરાયા હતા. એક પહેરણ અને સુરવાળ સિવાય અન્ય વસ્ત્ર તેના શરીર પર ન્હોતું. શીયાળાની ઠંડીથી તે કંપતો હોય એમ જણાતું હતું. તેના મુખપર વારંવાર વિલક્ષણ ફેરફારો થતા હતા. આથી એમ અનુમાન થતું હતું કે આ માણસ દુઃખથી કંટાળેલો હશે ?

પ્રિય વાંચકો ! તમે આ યુવાનને ઓળખ્યો હશે ? તે અન્ય કોઇ નહિ પણ રાજકુમાર વિજયસિંહ હતો. સઘળાના નિદ્રાધિન થયા પછી તે રાજમહેલનો ત્યાગ કરી આ સ્થળે આવ્યો હતો. વિશ્વમોહિની સિવાય તેને સુખ ન્હોતું. તેણે નિશ્ચય કર્યો હતો કે વિશ્વમોહિની મળે તોજ નગરમાં પાછું જવું નહિતો પ્હાડી પ્રદેશમાં રહી જીવન પૂર્ણ કરવું. તેના મનની સ્થિતિ પણ બરાબર ન્હોતી. ઘડીકમાં તે ઉન્મત્ત જેવો જણાતો તો ઘડીકમાં શાન્ત અને જ્ઞાની જેવો દેખાતો.

વિજયકુમાર જળ પ્રવાહને ઘણીવાર અવલોકી રહ્યો. બાદ આસપાસ જોઈ તેણે આત્મગત્ બોલવા માંડ્યું; " હું આ પ્રદેશમાં આવ્યો છું. મારી શોધ ખોળ ચાલી રહી હશે ? મારી પ્રત્યે પ્રેમ



બાદ આસ પાસ જોઈ તેણે આત્મ ગત કહેવા માંડ્યું.

પૃષ્ઠ ૧૪૦

ધરાવનારા બિચારા કેટલા દુઃખી થતા હશે ? પણ હું શું કરૂં ? રાજમહેલનું સુખ મને આગ સમાન લાગે છે. વિશ્વમોહિની સિવાય સઘળું સુખ ઝેર સમાન સમજાય છે. પ્રિયાને મળવાની આશા ઉડી ગઇ. દુષ્ટ આશાએ દગો દિધો. વિશ્વાસઘાત કર્યો. વિશ્વમોહિની ગઈ. મણીકાન્તા પણ સાથે ગઇ. દુષ્ટ દુષ્મન મારી સામેજ મારા જોતાંજ બન્નેને લઇ ગયો. મારી આંખ્યોમાં ધૂળ નાખી લઇ ગયો. હું જોઇ રહ્યો. કંઇજ કરી શકયો નહિ. હા ! તે વખતનો દેખાવ મારા હૃદયને હચમચાવી મૂકે છે. પ્રિયતમા રડતી હતી. મણીકાન્તા દયાદ્ર વદને મારી તરફ જોઇ રહી હતી. તેના જોવાના ઉદ્દેશમાં એમ સૂચન હતું કે મારે તેમને બચાવવાં. જાલીમ જુલ્મગારોના હાથથી તેમનો ઉદ્ધાર કરવો. પણ–પણ–આવું કોણ સમજે ? હું સમજ્યો. પણ શું કરૂં ? હુંજ સ્વાર્થી, મારે તે વખતે તેને બચાવવી હતી કે મરવું હતું. પરંતુ હું કાંઇ કરી શકયો નહિ. હવે પસ્તાઉં છું, રોઉં છું. વિશ્વમોહિની ! તું ગઇ. મને દુઃખી કરતી ગઇ. મને કંઇ પણ ચેન પડતું નથી. મારૂં નૂર–સૌર્ય સૌ જતું રહ્યું. દિલારામ ! તું આ વખતે ક્યાં હોઇશ ? અરે કોઇ તો મને તેનો પત્તો બતાવો ? શું દુખીયાંનાં સઘળાં દુશ્મન બનશો ? વિશ્વમોહિની એકવાર મને તારા દિવ્ય દેદારનાં દર્શન દે. મારા અપરાધની ક્ષમા આપ. પ્રિયે ! તું કેમ બોલતી નથી ? તું મારાથી રીસાઇતા નથી ને ? ના, દેવી મારાથી રીસાયજ નહિ. દુષ્ટ દુષ્મન તેને બળાત્કારે લઇ ગયો છે. દુષ્મન દાનો નથી પણ દુષ્ટ છે. કાવત્રાખાજ છે–વિશ્વાસઘાતી છે. હા ! તે મને હવે કયાં મળે ? ” આમ બોલતો વિજયકુમાર દાંત પીસવા લાગ્યો. તેની આંખ્યો લાલચોળ બની. તે થોડીકવાર આકાશ પ્રતિ દ્રષ્ટિ કરી રહ્યો. વળી પાછો કંઇક વિચાર આવતાં બોલ્યો, “ બસ

હવે ગમે એમ થાય પણ વિશ્વમોહિનીને લીધા સિવાય નગરમાં જવું નથી. હું તેને ખોળવા અથાગ પ્રયત્ન કરીશ. દુષ્મન પૃથ્વી પરજ હશે ? પાતાળમાં નહિ હોય. હું તેને ગમે ત્યાથી ખોળી કાઢીશ અને તેનાં કર્મનું ફળ બરાબર આપીશ. વિશ્વમોહિની મને હવે કંઇ પણ ચેન પડતુંજ નથી. હું તારા નામનો જાપ જપી રહ્યો છું. આ જંગલમાં પણ મને તારા નામના ભણકાર વાગે છે. આહ !

દિલદારનાં દર્શન વિના, બીજું મને ગમતું નથી,
પુતળી પેઠે નજદિકમાં, બેઠા વિના ગમતું નથી.
* * * *
પ્રતિ રાત્રિભર તુજ ભ્રાન્તિમાં પોકાર બાલ ઉંડા કરે,
ગમતું નથી ગમતું નથી, આખું જગત ગમતું નથી.

બાલ.

દેવી ! મારા દિલની આ દશા છે. તારા વિના મારી સઘળી આશાઓ નષ્ટ થઇ છે. સંસાર ભડભડ સળગતા અગ્નિસમ્ સમજાય છે. અરેરે ! હું હવે ક્યાં જાઉં ? આ જનશૂન્ય સ્થાન મને શાન્તિ આપી શકતું નથી. દિશાઓ ખાવા ધાય છે. ધોળે દિવસે જાણે અંધકાર ફરી વળ્યો હોય એમ જણાય છે. અફસોસ ! મારા દુઃખમાં શાન્તિ આપનાર અત્યારે કોઇ નથી. કોઇને પણ મારી દયા આવતી નથી. આખી દુનિયાં બદલાઇ ગઇ હોય એમ જણાય છે. વન તારા પશુ પક્ષી–આકાશ વગેરે મારા દુઃખની મશ્કરી કરતાં હસતાં હોય એમ જણાય છે. ઓ સમસ્ત જગતને ઉજવળ કરનારા ભાસ્કર ભગવાન ! તમે તો મારી દયા લાવો ? આપ દયાળુ કહેવાઓ છો. જગતના જીવનદાતા આપજ છો. કહો, મારી પ્રિયતમા ક્યાં છૂપાઇ હશે ? વિશ્વમોહિની મારી આંખ્યોનો પ્રકાશ, મારા હૃદયનો આત્મા અરે

મારૂં સર્વસ્વ છે. જ્યારે મારૂં સર્વસ્વ મારાથી દૂર થઇ ગયું છે તો પછી મારે જગતમાં રહેવું નકામુંજ છે. જીવન પણ દુઃખરૂપ છે. મરણ સિવાય મારા કષ્ટની શાન્તિ થાય એમ નથી. ભગવાન! આ શું? જગતનો શું અવળો ન્યાય હશે કે ભલું કરનારનું ભુંડું થતું હશે? શું સમજવું? સત્ય શું હશે? મને કંઇ પણ સમજ પડતી નથી. દુઃખથી હું અકળાઉં છું. દયાળુ! ભક્તવત્સલ ભગવાન! હવે તમારી કરૂણા આ દીન બાળક પર દર્શાવો. હું આપનું બાળક છું.

ભક્તવત્સલ ભગવાન! આપ આ બાળકના અપરાધ ક્ષમા કરો. કદાચ મારાથી આપનો અપરાધ થયો હશે; ક્ષમા આપો. આ દુઃખ દાવાનળમાંથી બચાવો." આમ ફ્રાવે એમ બોલતો વિજયકુમાર થોડીકવાર શાન્તિથી બેસી રહ્યો.

વળી પાછો કંઇક વિચાર આવતાં તે આત્મગત્ બોલવા લાગ્યો, "બંધુ પ્રતાપ! નવલ! તમે ક્યાં હશો? હું કોઇને પણ કહ્યા વિના મહેલમાંથી નાશી આવ્યો છું. મારા આંતરીક કષ્ટેજ મને સર્વનો ત્યાગ કરવાની ફરજ પાડી છે. તમારાથી જુદો પડયો છું પણ તમારા સ્નેહથી મારૂં હૃદય ચિરાઇ જાય છે. મારા પ્રિયજનો! તમારો મારીપર અનહદ પ્રેમ છે. ક્ષમા કરજો. મેં તમને પણ દુઃખી કર્યા છે." વળી પોછો થોડીકવાર શાન્ત રહી તે બોલવા લાગ્યો; "એ નીચ વ્હેમસિંહ! અને મતીહીન મોતીલાલ! તેં પૂર્વની ખરેખરીજ શત્રુતા દાખવી છે. અમે તારૂં શું બગાડયું હતું કે જેથી તમે આ ઉત્પાત મચાવ્યો? વ્હેમસિંહ! ધીક્કાર છે તને, તારો જન્મ થતાં તારી પર વિજળી કાં ન પડી? સર્પે દંશ કેમ ન દીધો? પણ હજી કાંઇ સમય વહી ગયો નથી. પામાત્મા

યાદ રાખજે. હવે તારા મ્હોતની ઘડીયો ગણાય છે. હું જ્યાં :
જીવતો છું ત્યાં સુધી તને પણ સુખ નથી. હું તને સુખેથી
દઇશ નહિ. વનરાજને છંછેડવાથી શું સાર નીકળે છે તેનું
તને બરાબર ભાન થશે. ચંડાળ! તું ગમે ત્યાં હોઇશ, અરે ક
પૃથ્વીના પડમાં છુપાયો હોઇશ તોપણ હું ત્યાંથી તને ખોળી કા
અને તારાં દુષ્કર્મનું ફળ આપીશ." આમ બોલતાં કુમારનું
લાલચોળ બન્યું. તેનું વદન ઉગ્ર દેખાવા લાગ્યું. શરીર શૌ
કંપવા લાગ્યું. કુમારે થોડીકવાર કંઇક વિચાર કરી પુનઃ બો
માંડયું; "અરે! હું અત્યારે આવા નિરર્થક વિચારો શામાટે
રહ્યો છું? સમય આવે તેની મેળે સૌ કાંઈ થઇ રહેશે. હા
મારે મારી પ્રિયતમાની શોધ કરવી જોઇએ. પાપીઓ આ તર
આવ્યા છે. આ પ્રદેશમાં જ કંઇક છુપાયા હશે? ચાલ ત
કરૂં. થોડીવાર પછી રાત્રિ પડશે. અંધકાર અવનીને ઢાંકી દેશે
આમ વિચારી કુમાર ઉભો થયો અને ત્યાંથી આગળ ચા
લાગ્યો. કુમાર ઘણું ચાલ્યો. તેના પગ થાકવા લાગ્યા. ટાઢ પ
લાગી. કુમાર સર્વ દુઃખ સહન કરતો ઝડપથી આગળ વધવા લા

છેવટે દિવસની પૂર્ણાહુતી થઇ. પ્રકાશ નભમંડળમાં વિ
થયો. દિવસની જગ્યાએ રાત્રિએ સ્થાન લીધું. શ્યામ રજન
શ્યામપટથી જગતને ઢાંકી દીધું. નાની વસ્તુઓ અદ્રશ્ય થઇ.
પ્હાડ અને મોટી વસ્તુઓ અંધકારને કારણે કંઇક અવન
ભાસવા લાગી. જંગલમાં પ્હાડી પ્રદેશમાં એટલો તો ગાઢ અંધ
ફરી વળ્યો હતો કે દૂર નજર કરતા કંઈપણ જણાતું ન્હોતું. દૂ
ભાગમાં જંગલી જનાવરોના દોડી જવાના અવાજો, હિંસક પ્રા
ઓની બરાડો અને પવન દેવતાના સુસવાટાથી હાલી ઉઠતાં

ડાંઓથી ભયંકરતામાં વધારો થઇ રહ્યો હતો. રાત્રિએ ચક્ષુઓ પ્રાપ્ત કરનારાં પંખીયો પણ ઉંચે ભ્રમણ કરી શીકારની શોધમાં ફરતાં હતાં. તેઓની પાંખોના ફફડાટ અને કર્કશ ધ્વની શાન્ત રજનિની શાન્તિને વિખેરતાં હતાં. દેખાવ અદ્દભુત-ભયાનક હતો.

પ્હાડી પ્રદેશનો પ્રથમ પ્રવાસી વિજયકુમાર રાત્રિની ગંભીરતા નિહાળી કંઇક સ્તબ્ધ બન્યો. આગળ કયાં જવું, રાત્રિ ક્યાં ગુજારવી તેનો વિચાર હવેજ તેને થઇ પડયો. કુમાર ઉંડા વિચારમાં પડયો. કંઇ નિશ્ચય કરી શકયો નહિ. મનમાં કંઇક ગભરાટ-ભય ઉત્પન્ન થવા લાગ્યો. મનમાં પ્રભુને પોકાર પાડવા લાગ્યો. આ અરસ્સામાંજ એક અજબ કૌતક થયું. વિજયકુમારના કાને કંઇક કારમી-કરૂણ ચીસ સંભળાઇ. ચીસ સાંભળતાંજ કુમાર ચમકયો. વિસ્મિત બન્યો. તેનું હૃદય ધબકવા લાગ્યું. તેને આસપાસ દૃષ્ટિ કરી વિચારવા માંડયું; "અરે આ શો ચમત્કાર! કોઇ દુઃખીની કરૂણ ચીસ સંભળાય છે. અવાજમાં કોમળતા અને કરૂણા છે. સ્ત્રીના અવાજને મળતો આવે એવો અવાજ છે. ગમે તે હોય. મારે જોવું જોઇએ. હું ક્ષત્રિય પુત્ર છું. મારો ધર્મ મારે સંભાળવો જોઇએ. ચાલ એ તરફ જાઉં." આમ નિશ્ચય કરી વિજયકુમાર અવાજના આધારે આગળ વધ્યો. હજી પણ કરૂણ ચીસો સંભળાતી હતી. ચીસો ધીમી પડતી હતી. થોડેક દૂર જતાંજ ચીસ બંધ પડી. કુમાર ઝડપથી આગળ વધ્યો. રાત્રિનો બીજો પ્રહર થયો હતો. આગળ જતાંજ કુમારને પ્રકાશ જણાયો. તે આશ્ચર્ય પામ્યો તેના મનથી બોલાઇ જવાયું કે આ શો અદ્દભુત-ગજબનાક બનાવ?

કુમારે શું જોયું? અદ્દભુત બનાવ, કે જે જોતાંજ તેનું ક્ષાત્ર તેજ ઉકળી આવ્યું. વીર ભૂજાઓ શસ્ત્ર ખોળવા લાગી પણ આ

વખતે એકપણ હથીઆર કુમારની પાસે ન્હોતું. કુમારને પસ્તાવો થયો; અને એ વિલક્ષણ પ્રકાર અવલોકી રહ્યો. આ અદ્દભુત બનાવ શો હશે ?

## પ્રકરણ ૧૬ મું.

### પિશાચના પંઝામાં બ્રહ્મબાળા.

સતી નારી શીયળ આગળ, ન પરવા પ્રાણની કરતી;
શીયળ સમ રત્ન સાચવવા, ન કોઇથી તે કદી ડરતી.

બે પ્રહર રાત્રિ વીતી ચૂકી હતી. વિકટ અરણ્યમાં આ વખતે એક માણસ હાથમાં સળગતી મશાલ સાથે ઉભો હતો. તેના પ્રકાશમાં વિજયકુમારે જોયું તો જણાયું કે એક પ્રચંડ કાય ક્રૂર ચ્હેરાના માણસના પગ આગળ એક રૂપવાન બાળા બેભાન થઇ પડેલી હતી. ક્રૂર ચ્હેરાનો માણસ તે બેશુદ્ધ બાળા તરફ નજર કરી રહ્યો હતો.

વિજયકુમાર વિચારવા લાગ્યો કે, " અરે! આ અધમ કોણ હશે ? તેના પગ પાસે બેશુદ્ધ થઇ પડેલી બાળા કોણ હશે ? મને લાગે છે કે એ દુષ્ટ માણસ આ બાળાને અત્યાચાર માટે ઉપાડી લાવ્યો હશે ? બાળાની કરૂણ ચીસો મેં સાંભળી હતી. અહા ! જગતમાં કેવાં ભયાનક પાપ કર્મો થઇ રહ્યાં છે. પ્રભુ આવા દુષ્ટ દયાહીન જનોને આ પૃથ્વી પર શા માટે વધુ વખત જીવતા રહેવા દેતો હશે ? અફસોસ! મેં પણ કેવી ભયંકર ભૂલ કરી છે કે હથી-

આર પણ પાસે રાખ્યું નથી. ક્ષત્રિય પુત્ર પાસે શસ્ત્ર નિરંતર રહેવું જોઇએ. આ સિદ્ધાંત હું ભૂલ્યો છું. એક શસ્ત્રધારીની સામે હું નિઃશસ્ત્ર શું કરીશ? બાળાનો બચાવ કરવો પડશે તો શું કરીશ? ત્યારે શું મારે અત્રેથી ચાલ્યા જવું?" વિજય થોડીકવાર વિચારમાં રહી બોલ્યો; "ના, શસ્ત્ર નથી તો શું થયું? આ ભૂજાઓ શું કામની છે? નિર્દોષના બચાવને અર્થે ક્ષત્રીય પુત્રે મરવું. હું આ નિર્દોષ બાળાની રક્ષા અવશ્ય કરીશ. જોઉં છું કે હવે શું થાય છે?"

આમ નિશ્ચય કરી વિજયકુમાર એક વૃક્ષના ઓથે છૂપાઇ રહી સર્વ દ્રશ્ય અવલોકી રહ્યો. રાત્રિ સમ સમ અવાજ કરતી વ્યતિત થતી હતી. ઠંડી સખત પડી હતી. સર્વત્ર નિઃસ્તબ્ધતા વ્યાપેલી હતી.

પેલો ક્રૂર દેખાવનો માણસ ઘણી વાર સુધી બેશુદ્ધ બાળાને અવલોકી રહ્યો. તેના મનમાં કે થોડી વારે બેશુદ્ધ બાળા ભાનમાં આવશે; પણ તેની ધારણા ફળી નહિ. આથી તે ક્રૂર દેખાવના માણસે મશાલવાળા તરફ જોઇ કહ્યું. "અલ્યા જાલીમ! હવે શું કરવું? આતો ભાનમાં આવતી નથી."

"તેના માથા પર પાણી છાંટવાની જરૂર છે."

"છોકરી! ઘણી હઠીલી છે."

"હા, તમે ઘણુંએ સમજાવી પણ સમજતીજ નથી."

"ત્યારે શું કરવું?"

"તેને ઉપાડી ઘેર લઇ જવી."

"પણ ત્યાં શી રીતે માનશે?"

"ત્યારે શું કરશો? તેને તેના સ્થાને પહોંચાડી દયો."

"છટ્, વિચાર તો કર, કે હું આની આશામાં કેવો બની ગયો છું. હવે તો ગમે એમ થાય પણ તેના યૌવનનો લ્હાવો લેવો.

હું આને હજી મનાવીશ, છતાં નહિ માને તો બળાત્કારથી પણ મારી ઇચ્છા પૂર્ણ કરીશ. પછી તે ભ્રષ્ટા ક્યાં જવાની છે."

"બરાબર છે. પણ......" જાલીમ બોલતાં અટક્યો.

પેલાએ પૂછ્યું "કેમ પણ કહીને અટકી ગયો ?"

"આપણે ઘણું સાહસ કર્યું છે."

"શાનું ?"

"આને ઉપાડી લાવવાનું."

"તે વિના તે આપણા પંજામાં આવતજ નહિ."

"તેના બાપને કહ્યું હોત; તો તે તેને તમારી સાથે પરણાવત નહિ ?"

"બિલકુલ નહિ. તેનો બાપ મને હલકો અને નીચ માને છે."

"તેને તમારી પર વ્હેમ નહિ આવે ?"

"પણ તેનાથી કશું થઇ શકે એમ નથી."

જાલીમ મૌન રહ્યો.

પુનઃ પેલી ભયાનક મૂર્તિએ પૂછ્યું, "કેમ શું વિચારમાં પડયો ?"

"કંઇ નહિ. આજ્ઞા ફરમાવો ?"

"પાણી લઇ આવ."

"અત્યારે પાણી ક્યાં મળશે ?"

"થોડેક દૂર એક નદી આવેલી છે."

જાલીમ પાણી લેવા ચાલતો થયો. વિજયકુમારના મનમાં વિચાર થયો કે, લાવ હવે તે દુષ્ટ માણસને મારા બળનો ચમત્કાર બતાવું. પણ વળી પાછો વિચાર સ્ફૂર્યો કે હજી બરાબર જોવા દે. એકદમ સાહસ કરવામાં સાર નથી. વિજયકુમાર ઉભો રહ્યો. જાલીમ પાણી લઇ

આવ્યો. ક્રૂર દેખાવનો માણસ કે જેનું નામ ભીરૂમલ હતું, તેણે બેશુદ્ધ બાળાના મુખપર પાણી છાંટવા માંડયું. બાળા શુદ્ધિમાં આવી. તે તત્કાળ બેઠી થઈ. ભીરૂમલ આનંદ પામ્યો. બાળા દીન વદને તેની તરફ જોઇ રહી. ભીરૂમલ મુછોમાં હશી કહેવા લાગ્યો; " સુલોચના! શા માટે હેરાન થાય છે? શા માટે મને પણ દુઃખી કરી રહી છે?"

" ભાઇ! હું તને ક્યાં દુઃખી કરૂં છું અને તું પણ શા માટે દુઃખી થાય છે?"

" તું મારી પર દયા કર."

" ભાઇ! તું આ શું બોલે છે? શા માટે આ અનાથ અબળાને સતાવે છે?"

" હું ક્યાં તને સતાવું છું?"

" ત્યારે અહિં શા માટે મને ઉપાડી લાવ્યો છે?"

" તને સુખી કરવા."

" મેં તને એક વખત જણાવી દીધું છે કે મારે સુખી થવું નથી."

" કારણ?"

" મારી મરજી."

" તું ઉમ્મર લાયક થઇ છે. તારે હવે પરણવું જોઇએ. માટે તું મને પસંદ કર. હું તને ઘણો ચાહું છું. વળી તારી ન્યાતનો પણ છું. મારા કરતાં અધીક રૂપગુણસંપન્ન તને કોણ મળનાર છે?"

" પણ હું પરણવા ખુશી નથી."

" શું તું જીંદગી પર્યંત કુમારીકા રહીશ?"

" હા."

" એમ બનેજ નહિ. તારે પત્ની થવુંજ જોઇએ."

સુલોચના કંઇ બોલી નહિ. તેની આંખ્યોમાંથી અશ્રુ બિંદુ ટપકવા લાગ્યાં.

ભીરૂમલ બોલ્યો; "સુંદરી માની જાવ."

"ભાઇ! મેં તને મારે કહેવાનું હતું તે સઘળું કહી દીધું છે."

"શું હું તારે લાયક નથી?"

"બિલ્કુલ નહિ."

"મૃગનયની! માની જાવ. હઠમાં હાની છે. હું તને સદા આનંદમાં રાખીશ."

"બસ કર; હું હવે વિશેષ કંઇ પણ સાંભળવા ઇચ્છતી નથી. તું નીચ-દુષ્ટ છે એ આખું જગત જાણે છે. પાપાત્મા! શા માટે પાપકુંભ ભરી રહ્યો છે? અંત સમયે તારે પસ્તાવું પડશે અધર્મી! શામાટે એક નિર્દોષ કુમારીકા તરફ વિકારમય નજરે જોઈ નર્કનો અધિકારી થઇ રહ્યો છે?"

પેલી તરફ છૂપાઇને સઘળું શ્રવણ કરતો વિજયકુમાર વિસ્મય પામ્યો. તે બન્નેનો સંવાદ સાંભળી તરત સમજી ગયો કે; બાળાને પેલો પાપાત્મા ફસાવી લાવ્યો છે. સારૂં થયું કે આ બનાવ મારા જોવામાં-જાણવામાં આવ્યો. પાપાત્માનો કાળ નીકટ હોય એમ સમજાય છે. બદમાસ! યાદ રાખજે કે જેનું જગતમાં કોઇ નથી તેનો મદદગાર ઇશ્વર તો અવશ્ય છેજ. પ્રભુએજ મને અહિં મોકલ્યો હશે તો? એમજ. હું મારો ધર્મ યથાર્થ સંભાળીશ. આ નર પશુના પંજામાંથી આ નિર્દોષ બાળાને જરૂર બચાવીશ. આ જુલ્મગાર,

કુળ હીન છે કોઇ પાપીયો, દુષ્ટ ઘણો છે એહ;<br>
પ્રકટ થંઇ હું આ પળે, આપું તેને છેહ.

કોણ હશે એ અધર્મી, નીચ નિર્દય નાદાન,
જુલ્મ ગુજારે સતી પરે, નિશ્ચય ખૂટયો જાન.
રક્ષા અબળાની કરૂં, ક્ષત્રિનું છે કાજ;
છોડાવું નહિ સુંદરી, જાએ મારી લાજ.

બસ હવે બહુ થયું. મારે જાહેર થઇ બાળાનો બચાવ કરવોજ જોઇએ. પણ સબુર; થોડીકવાર જોઉં કે પાપાત્મા કેટલી હદ સુધી જાય છે ?"

વિજયકુમાર શાન્તિથી જોઇ રહ્યો.

પેલી તરફ ભીરૂમલ પણ થોડીકવાર કંઇક વિચારમાં રહ્યો અને પછી કંઇક નિશ્ચય કરી બોલ્યો;

"સુલોચના! તારો બકબકાટ નકામો છે. હું છેલ્લા નિશ્ચય પર આવી ચૂકયો છું."

"શું ?"

"તને મારી પ્રિયતમા બનાવવાનો."

"તે આશાનો સદા ત્યાગ કરજે."

"સુંદરી માન?"

"નહિ."

"વિચાર કર."

"વિચાર કરીજ મૂકયો છે."

"મને વધુ શા માટે ઉશ્કેરે છે ?"

"તને કોણ ઉશ્કેરે છે?"

"તું ?"

"તું જુઠ્ઠો છે."

"હઠીલી માન."

"ચોકખી ના."

"હજી પણ એક વખત કહું છું કે માન. હું તને ઘણું સુખ આપીશ. મારા મન મંદિરની રાણી બનાવી સુખ વૈભવના હિંચકે હિંચાવીશ."

"બંધુ! મને તારા સુખ વૈભવની ઇચ્છા નથી."

"તું મને ભાઇ કહીને હવે બોલાવીશ નહિ."

"તું તો મારો ભાઇજ છે."

"નહિ; હું તારો ભાઈ નથી પણ તારો ભર્તાર છું."

"ચૂપ કર પિશાચ! તારી જીભ કેમ તૂટી પડતી નથી." સુલોચનાએ ઉશ્કેરાઇને કહ્યું.

"અહા! શું ગુસ્સો? ગુસ્સાથી પણ તું અધિક સુંદર દેખાય છે? રમણી! યાદ રાખજે કે તને મારા પંજામાંથી આ વખતે કોઇ પણ બચાવનાર નથી. તું મને સારી રીતે ઓળખે છે? હું રીઝું તેને સુખી કરૂં અને ખીજું તેનો પ્રાણ લઉં એવો છું. માટે સમજી જા અને મારી હૃદયેશ્વરી બનીજા."

"બસકર, નરાધમ! હું તને સારી રીતે ઓળખી ગઇ છું. તું ભયંકર શયતાન છે. બ્હેન પર કુદૃષ્ટિ કરતાં પણ શરમાતો નથી એવો તો તું પાપી પિશાચ છે. અભાગી! અપશબ્દો બોલતાં તારી પર વિજળી કેમ પડતી નથી? તને આ ધરા ગળી કેમ જતી નથી? ખરેખર તું કોઇ પ્રેત છે, નહિ તો તારા મુખમાંથી આવા શબ્દો નિકળેજ નહિ. અધર્મી! હજી પણ વિચાર કર; પછીથી પસ્તાવું ના પડે. બ્રાહ્મણ થઇને આવું ભયંકર કામ શાને કરે છે?"

"બ્રાહ્મણજ સૌ કાંઈ કરી શકે છે.'

"શું આ તારો ધર્મ છે?"

"બ્રાહ્મણને ધર્મ અધર્મ પિછાનવાની જરૂર નથી. બ્રાહ્મણ પોતેજ બ્રહ્મ-ધર્મ છે."

"આવું તારા જેવાજ સમજે છે."

"બસ હવે તું માને છે કે નહિ?"

"મેં તને અગાઉ જણાવી દીધું છે."

"હું ફરીથી પૂછું છું."

"સ્પષ્ટ ના."

"દુઃખી થઇશ?"

"સર્વ સહન કરવા તૈયાર છું."

"હું અત્યાચાર કરીશ?"

"બસ એથીજ તારી બહાદુરી જણાઇ આવશે."

"મર્દના પંજામાંથી તું છટકી શકીશ નહિ."

"હું તો તને મર્દ માનતીજ નથી. સાંભળ; ઓ કર્મહિણા કંગાલ! કાનના પડદા ખોલી સાંભળ કે મર્દ કોણ કહેવાય છે?

જે હોય શૂરો તે કદી ના રમણીનેજ ડરાવતો,
જઇ યુદ્ધ ભૂમિની મહીં સૌ શત્રુનેજ હરાવતો;
અબળાનું રક્ષણ જે કરે, બસ વીર તે કહેવાય છે,
મોહ માયા જે મૂકે, બસ વીર તે કહેવાય છે."

"તારો લવારો મૂકી દે; મને કંઇ પણ અસર થનાર નથી."

"પત્થરને કદાપિ અસર થાયજ નહિ."

"હું તારૂં લાવણ્ય લુંટવાનેજ પત્થર બન્યો છું."

"પાપી! પાયમાલ થઇશ, ભુંડા હાલે મરીશ."

"પરવાહ નહિ. ચાલ તૈયાર થા. યાદ રાખજે કે કોઇ નથી તારો મદદગાર?"

"તું ભૂલે છે?"

"કોણ છે?"

"હા."

"બતાવ કોણ છે તારો મદદગાર ?"

"નાદાન !

નહિ આધાર જેને છે, પ્રભુ બેલી થશે તેનો,
કનૈયો કા'ન બન્સીલાલ, ભૂલે છે દુષ્ટ તું શેનો ?
ઉગારી દેવી અહલ્યા ને, દ્રૌપદી સ્હાય દર્શાવી,
ઘણાને છે દીધા તારી, પ્રભુની છે લીલા ન્યારી."

"તારો પ્રભુ નકામો છે. પ્રભુ તરીકે ઓળખાતી વ્યક્તિ કોઇ છે જ નહિ. બધું જુઠું છે. પ્રભુ તો હું જ કહેવાઉં કે તને મારી સુંદરી બનાવવા અત્યારે શક્તિવાન છું. રસીલી !

ગુલબદન તું છે નવેલી, નાર વ્હાલી ફાંકડી,
મૃગલોચની મન મોહિની, ચાલે તું કેવી વાંકડી;
પરવાહ નથી ઇશ્વર તણી, તું જ મારી છે મણી,
ભેટવા પ્યારી તને, ઇચ્છા હૃદયમાં છે ઘણી."

"બસ, હદ થઇ. બોલતો બંધ થા. તને પ્રભુની પરવાહ નથી ? જે પરમ કૃપાળુ પરમાત્માએ આખું જગત બનાવ્યું છે તેમને પણ તું માનતો નથી ? થઇ રહ્યું. હદ આવી રહી. નેવનાં નીર મોભે ચઢી ચૂક્યાં. ખરેખર કહ્યું છે કે જે પાપાત્મા છે તેને પરમાત્માને પીછાનવાનો અધીકાર નથી."

"મારી રસસરિતા ! તું ભૂલે છે. પાપ-પુણ્ય-ધર્મ-અધર્મ હું માનતોજ નથી. તું ઇશ્વરને ઓળખાતી હોય તો બતાવ ક્યાં છે તારો ઇશ્વર ? મારી ખાત્રી થઈ ચૂકી છે કે તું સમજનાર નથી. મેં આજ સુધીમાં અનેક સુંદરીયોનાં યૌવન લુંટયાં છે; પણ તારા જેવી

હઠીલી કોઇ જણાઇ નથી. બસ હવે મારે તને બળાત્કારથીજ મનાવવી પડશે."

"તારા બળાત્કારથી હું ડરનાર નથી. તારાથીં થાય એ કરી લે."

"એમ ?"

"હા."

"જોયા કર હવે તારી દશા."

આમ બોલતા બીરૂમલે છલંગ મારી સુલોચનાને તેના બન્ને હાથમાં દબાવી. બ્રહ્મકન્યા બૂમે બૂમ પાડવા લાગી.

વિજયકુમાર હવે વધુ વખત શાન્ત રહી શકયો નહિ. તે તત્કાળ વાઘની માફક છલંગ મારી બહાર નીકળ્યો અને ભયંકર ત્રાડ મારી બોલ્યો; "ઓ હિચકારા સબુર."

આમ બોલતાંજ વિજયકુમારે બીરૂમલને ગરદનમાંથી પકડી દૂર ફેંકયો.

બીરૂમલ અને જાલીમ ઉશ્કેરાયા; અને તત્કાળ કુમારની નજીક દોડી આવ્યા.

સુલોચના કુમારના પગ પકડી બોલી; "ભાઇ! મને બચાવો."

"નિર્ભય રહે. બ્હેન ! હું તારા બચાવને અર્થેજ અહિં દોડી આવ્યો છું."

બીરૂમલે ઉશ્કેરાઇને પૂછ્યું. "અલ્યા તું કોણ છે ?"

"તું શું જુએ છે ?" વિજયકુમારે પૂછ્યું.

"એક નાદાન છોકરો."

"આ નાદાન છોકરોજ તારો જીવ લેશે ?"

"કોણ તું ?"

" હા."
" મૂર્ખ ! ભૂલે છે ? જતો રહે, નાહક કમોતે માર્યો જઇશ."
" એતો ટુંકમાંજ જણાશે."
" છોકરા ! શામાટે હઠ કરે છે ?"
" હું તને કહું છું કે તારાથી થાય એ કરી લે."
" હું તને હુકમ કરૂં છું કે તું અહિંથી જતો રહે."
" તું મને હુકમ કરનાર કોણ ? " વિજયકુમારે પૂછ્યું.
" હું ગમે એ છું. તારે જાણવાની જરૂર નથી."
" હું અહિથી જનાર નથી."
" કેમ ?"
" આ બાળા મારી ધર્મની બ્હેન છે."
" પણ એ મારી પત્ની છે."
" ચૂપકર લબાડ."
" છોકરા ! જીભ સભાળ." જાલીમ નજીક આવ્યો.
વિજયકુમારે ક્રોધથી તેને એક તમાચો ખેંચી કાઢ્યો.
વિજયકુમારના પ્રચંડ હાથની લપ્પડથી જાલીમ જમીનપર પડ્યો.

ભીરૂમલ ગુસ્સે થઇ ગયો. તેણે મોટી બરાડ પાડી પૂછ્યું "મારા માણસ પર હુમલો ?"

" તારી પણ એજ દશા."
" છોકરા ! મને તારી દયા આવે છે."
"પણ મને તારીપર ધિક્કાર છૂટે છે."
" પરીણામ ખરાબ આવશે."
" તેની શું ફીકર છે."
" તને આ પળેજ મારી નાખીશ."

"મુખેથી બોલ્યા કરતાં આમ પાસે આવ."

ભીરૂમલ ઉછળ્યો. કુમાર અને તેની કુસ્તી ચાલવા લાગી. કુમાર બળીષ્ટ હતો. કુસ્તીના સઘળા દાવ પેચ જાણતો હતો.

ભીરૂમલ શરીરે રૂષ્ટ–પુષ્ટ હતો; પણ કુસ્તીની કળાથી અજાણ હતો. બન્નેનું મલ્લ યુદ્ધ લંબાયું. જાલીમ તેના મીત્રની મદદે પાછળથી દોડી આવ્યો. કુમારે તે જોયું અને દાવ સાધી પાછળથી એક એવી લાત લગાવી કે જાલીમ ત્યાંથી દૂર જઈ જમીનપર પછડાયો. આ પછી કુમારે ભીરૂમલને હંફાવ્યો. ભીરૂમલની ચાલાકી નકામી નીવડી. તે થાક્યો અને શ્વાસ ચઢવાથી હાંફવા લાગ્યો. કુમારે જોત જોતામાં તેને જમીનપર પટક્યો; અને તેની છાતી પર ચઢી બેસી એવો તો માર માર્યો કે જેથી ભીરૂમલ અધમૂઆ જેવો થયો. જાલીમ દૂરથી આ દેખાવ જોઈ રહ્યો. કુમારે તેના સામે જોયું. કુમારની તીવ્ર નજર જાલીમ સહન કરી શક્યો નહિ. તે હમણાં જ મને મારી નાખશે ધારી જાલીમ મૂઠીયો વાળી ત્યાંથી પલાયન કરી ગયો. કુમારે ભીરૂમલનો ફેંટો ઉતાર્યો અને તેના ફેંટાથી જ તેને હાથે પગે સજ્જડ બાંધ્યો.

ભીરૂમલમાં કંઈ પણ તાકાત હતી નહિ. તે બેશુદ્ધ જેવો બની પડયો રહ્યો. આ પછી કુમાર ત્યાં વધુ વખત નહિ રોકાતાં સુલોચનાને લઈ રસ્તે પડયો.

## પ્રકરણ ૧૭ મું.

### ઓળખાણ..

વિજયકુમાર અને બ્રહ્મબાળા સુલોચના કાળી રાત્રે પ્હાડી પ્રદેશમાં આગળ ગમન કરી રહ્યાં હતાં. ઘોર અંધકારમયી રાત્રિ હોવાથી કંઇ જોવાઈ શકાતું ન્હોતું. બન્નેને વારંવાર ઠોકરો વાગતી હતી. હજી સુધી બન્ને વચ્ચે કંઇ પણ વાતચિત થઇ ન્હોતી. બન્ને મૌનતાથી ચાલતાં હતાં. વિજયકુમાર ઘણો શરમાળ હતો અને આવો પ્રસંગ તેના જીવનમાં પ્રથમજ આવ્યો હતો. સ્ત્રિયો પ્રત્યે તે સન્માન ધરાવનાર હતો. સ્ત્રીયોના સહવાસમાં તે કવચિત આવતો. ફક્ત વિશ્વમોહિની સાથેજ તે હૃદય ખોલીને વાતચિત કરતો. અન્ય સ્ત્રીયોને જોતાંજ તેના મુખપર શરમના શેરડા પડતા અને સ્ત્રીયો તરફ દૃષ્ટિ સ્થિર રાખ્યા વિના નીચું જોઇ વાત કરતો.

સુલોચના ગુણવાન બાળા હતી. કુમારિકા હતી. વિજયકુમાર અપરિચિત છે; દુનિયામાં ડાહ્યા જ્ઞાની ગણાતા મનુષ્યો પણ કોઇ વખતે અધમાચરણ આચરે છે. વિગેરે વિચારથી સુલોચના પણ કંઇ બોલવાની હિંમત કરી શકતી ન્હોતી. વળી તેના જીવનમાં દુષ્ટોથી ફસાવાનો આ પ્હેલોજ પ્રસંગ હતો; આથી તેના મનમાંનો ભય અને અવિશ્વાસ હજી નિર્મૂળ થયો ન્હાતો.

બન્ને ઘણીવાર ચાલ્યાં; પણ આખરે તેમને અટકવું પડયું. કારણ કે આગળ જવાનો રસ્તોજ ન્હોતો. સામે ઉંચો પ્હાડ દિવાલની માફક આવેલો હતો.

વિજયકુમાર અટક્યો અને બોલ્યો; "આગળ રસ્તો નથી."

બાળા ગભરાઇ. તે બોલી શકી નહિ. વિજયકુમાર તેના મનની દશા જાણી ગયો અને બોલ્યો; "બ્હેન! તમે કેમ કંઇ બોલતાં નથી?"

સુલોચના હિંમત એકત્ર કરી બોલી, "હું શું બોલું? મારા મનમાંથી હજી ભય દૂર થતો નથી."

"શાનો ભય લાગે છે? શું દુશ્મનનો?"

"ના."

"ત્યારે?"

સુલોચના પ્રત્યુત્તર નહિ આપતાં મૌન રહી.

તે શું જવાબ આપવા ઇચ્છે છે તે વિજયકુમાર અનુમાનથી સમજી શક્યો.

તેણે પૂછયું; "બ્હેન! તમે તમારા હૃદયમાં જે છે તે સ્પષ્ટ કહી શકતાં નથી. કેમ! મારૂં માનવું સત્ય છે ને?"

"ભાઇ! કંઇક એવું છે ખરૂં?"

"બ્હેન! તમે ભય પામશો નહિ. ગભરાશો નહિ. મને તમારા સગા ભાઇ સમાનજ સમજજો. તમે મારાં ધર્મનાં બ્હેન છો. મારા રક્ષણમાં ભયનું નામ નથી."

"ભાઈ! ભગવાન તમારૂં કલ્યાણ કરો. હું મનમાં ભય પામતી હતી કે શું થશે? મને તમારી પર પણ સંશય આવતો હતો. કારણ કે આ જગતમાં એવાં પણ મનુષ્યો છે કે જેઓ ઉપરથી મીઠાં વચનો બોલે છે અને અંદરથી સ્વાર્થ સાધવાને ભયંકર દુષ્કર્મો કરે છે."

"બ્હેન! જગતમાં સરખાં માણસો હોતાં નથી. જગતમાં જો બધાંજ સારાં માણસો હોય તો જગતમાં દુઃખ ક્લેશ વગેરે ઉત્પાતનું

કારણ રહેતજ નહિ. આજકાલ જગતમાં દુષ્કર્મો કરનાર માણસ ઉપરથી ઘણા સારા દેખાય છે. બ્હેન ! કોઇ પણ જાતની શંકાને ભયને તમારા દિલમાં સ્થાન આપશો નહિ. તમે નિર્ભય છો."

"આપ કોણ છો ?"

"હું રાજપૂત છું."

"ભાઇ ! આપે આપનો ધર્મ યથાર્થ બજાવ્યો છે."

"પ્રભુની ઇચ્છા મુજબ થાય છે. પણ હવે આપણે જવું ક્યાં ?

"મારા આશ્રમમાં."

"તમારો આશ્રમ ક્યાં આવ્યો છે ?"

"તે હું અત્યારે કેવી રીતે કહી શકું ? મારાથી કંઇ પ દેખાતું નથી. આગળ ચાલો."

"આગળ રસ્તો નથી."

"કેમ વારૂ ?"

"આગળ પ્હાડ આવેલો છે."

"ત્યારે હવે કેમ કરશું ?

"સવાર સુધી અહિંજ રહેવું."

"એમજ કરવું પડશે. આજે ટાઢ પણ સખત પડી છે. અરેરે તમારા શરીર પર પૂરતાં કપડાં પણ નથી. ભાઈ! આપણે ઝીણ કાષ્ટ વીણી લાવી દેવતા સળગાવશું ?"

"દેવતા ઉત્પન્ન શી રીતે કરવો ?"

"આ પ્હાડમાં ચકમક પત્થર બહુ પાકે છે. અહિંના પ્રદેશમ એવા પત્થર ઘણા છે. જમીન પર હાથ ફેરવતાં એવાજ પત્થર હાથમ આવે છે. જુઓ; હું આ પળેજ એવા પત્થર ખોળી કાઢું." સુલો ચના નીચે નમી તપાસ કરવા લાગી. થોડીવારમાંજ તેણે બે નાન

પત્થરના કટકા ખોળી કાઢયા. વિજયકુમારે સૂકાં પાંદડાં-નાનાં કાષ્ટ વગેરે જલ્દી સળગી ઉઠે એવી વસ્તુઓ એકઠી કરી. સુલોચનાએ પત્થર ઘસી દેવતા ઉત્પન્ન કરવાનો પ્રયત્ન આરંભ્યો. પોતે પહેરેલા વસ્ત્રમાંથી થોડુંક ફાડી સળગાવ્યું, અને પછી તેસળગતા કપડાને લાકડામાં મૂક્યું. મહેનતને અંતે અગ્નિ ઉત્પન્ન થયો. ભડકો થયો. અજવાળું ફેલાયું. વિજયકુમાર ટાઢથી ધ્રુજતો હતો. અગ્નિની ઉષ્ણતાથી તેની ઠંડી કંઇક ઓછી થઇ. બન્ને તાપણું આગળ બેઠાં.

અજવાળાના યોગે બન્નેનાં મુખ સ્પષ્ટ જણાતાં હતાં. વિજયકુમાર દૃષ્ટિ નીચી નમાવી બેઠો હતો. સુલોચનાએ તેના વદનનું નિરિક્ષણ કર્યું. વિજયકુમારના ગૌર મૂખપર પવિત્રતાનું તેજ પથરાએલું હતું. સુલોચનાનો ભય કંઇક અંશે નિર્મૂળ થયો. તેના મનમાં નિશ્ચય થઇ ચૂક્યો કે આ કોઇ ખાનદાન છે. વળી તેના મનમાં પ્રશ્ન થયો કે આવો રૂપાળો યુવાન આમ ઓછાં વસ્ત્રથી વનમાં ક્યાંથી આવ્યો હશે ? લાવ પૂછું. આમ વિચારતી બાળાએ કોમળ અવાજે પૂછ્યું;" ભાઇ ! નીચું જોઇ કેમ બેઠા છો ?"

"સ્હેજ, મને નીચું જોઇનેજ બેસવાની ટેવ પડેલી છે."

"પણ એ રીત સારી ન કહેવાય." સુલોચનાએ હસીને કહ્યું.

"તે હું સમજું છું અને આથી મારા મિત્રો મને કોઇ કોઇ વખતે શરમાળ શબ્દથી સંબોધે છે."

"સત્ય છે; તમારા મુખ પર શરમ ઘણી છે. ભાઈ! તમે આમ નીચું જોઇને શાન્ત બેસી રહો તો મારે શું કરવું ?"

"તમને નિદ્રા આવે તો સૂઇ જાવ; હું તમારૂં રક્ષણ કરીશ."

"તમે જાગો અને હું ઉંઘું તે ક્યાંનો ન્યાય ?"

"ભાઈ-બ્હેન વચ્ચે ન્યાય-અન્યાય શું ?"

"ના, હું જાગીશ અને આપણે વાતો કરી રાત્રિ ગૂજારીશું."

"તમારી ઇચ્છા."

"ભાઇ! તમારૂં નામ?"

"વિજય."

"ગામ?"

વિજય નિરૂત્તર રહ્યો. શું કહેવું તેનો વિચાર તેના મનમાં થવા લાગ્યો.

પુનઃ સુલોચનાએ પૂછ્યું: "ભાઇ! કેમ જવાબ આપ્યો નહિ?"

"બ્હેન! હું શું કહું? હું આ વખતે એવી સ્થિતિમાં મૂકાયો છું કે મારે સત્ય જણાવવું કે અસત્ય. વળી જો તમારી જગાએ કોઇ બીજું હોય અને હું સત્ય જણાવું તો તે માનેજ નહિ. બ્હેન મારી ઓળખાણમાં એવું રહસ્ય રહેલું છે, અને તેથીજ હું વિચાર કરૂં છું કે સત્ય જણાવવું કે નહિ?"

"મને સત્ય જણાવતાં કંઇ વાંધો છે?"

"એ શું બોલ્યાં? મને વાંધો હોયજ નહિ."

"ત્યારે તમારી સાચી ઓળખાણ આપો."

"બ્હેન! હું એક રાજકુમાર છું."

"પણ ક્યાંના?"

"વિજયગઢનો."

"શું મહારાજા અજીતસિંહના રાજકુમાર વિજયસિંહ તમેજ?" સુલોચનાએ આશ્ચર્ય દર્શાવતાં પૂછ્યું.

"હા."

"હાલમાંજ તમે અમલગઢનું રાજ્ય જીત્યું છે નહિ વારૂં?"

"હા, બ્હેન!"

"ત્યારે આપ આ દશામાં અહિં ક્યાંથી ?"

"કર્મ સંયોગે."

"શું શિકાર કરવા નિકળ્યા હતા ?"

"ના."

"ત્યારે ?"

"મારી કષ્ટ કથા વિચિત્ર છે. બ્હેન શું કહું ?"

"મને લાગે છે કે તમે વાત કરતાં શરમાવ છો ?"

"કંઇક એવું ખરૂં ?"

"શા માટે ? બ્હેન આગળ શા માટે શરમાવ છો ?"

"વાત એવીજ છે. બ્હેન ! તમે રાજકુમારી વિશ્વમોહિનીનું નામ કદી સાંભળ્યું છે ?"

"હા, અને એ પણ જાણું છું કે તે તમારી સાથેજ લગ્નથી જોડાવાની છે."

"સત્ય છે." વિજયકુમાર આટલું કહી મૌન રહ્યો.

"તમે પરણ્યા ?" સુલોચનાએ પૂછ્યું.

"ના."

"ત્યારે ?"

"રાજકુમારીને વ્હેમસિંહ ઉપાડી ગયો છે."

"શું કહો છો ? વ્હેમસિંહ તો લઢાઇમાં મરી ગયો હતો ને ?"

"ના, તે જીવતો છે."

"ખરેખર ! જે દુષ્ટ હોય છે તે જીવન પર્યંતજ દુષ્ટતા આદરે છે. ભાઇ ! મને લાગે છે કે તમે તે રાજકન્યાની શોધમાં નીકળ્યા હશો ?"

"હા, તમારૂં માનવું સત્ય છે."

"વ્હેમસિંહનું સર્વસ્વ નાશ થયું; છતાં તેણે આવું પગલું ભર્યું. મને લાગે છે કે તેને કોઇની મદદ મળી હશે? તેના રંગીયો જોરાવર છે."

"તેને કોઇની મદદ મળી નથી, તેના રંગીઓ મારા આશ્રયમાં આવ્યા છે."

"ત્યારે?"

"એક રંગી તેની પાસે રહ્યો છે."

"તે રંગી કોણ?"

"તે એક ભયંકર છે."

"નામ?"

"મોતીલાલ."

"બંકાના નામથી ઓળખાય છે એતો નહિ?"

"એજ, તેણે માણસો એકઠાં કર્યાં છે. ખજાનો પણ છે."

"રાજાની રાણીનું શું થયું?"

"તેની મને ખબર નથી પણ હું ધારૂં છું કે તે તેની સાથેજ હશે."

"રાજકન્યા એટલાંનેજ ઉપાડી ગયા છે?"

"ના, રાજકન્યા અને તેની સાથે મણીકાન્તા પણ છે."

"હવેજ સમજાયું."

"શું?"

"રાજકન્યાની ઇચ્છા વ્હેમસિંહને હશે અને મણીકાન્તાને બંકા ચાહતો હશે."

"એમજ."

"પણ તમે પૂરતાં કપડાં પણ પહેર્યાં સિવાય આવા વેશથી કેમ નીકળ્યા છો?"

" પ્રેમના ઉન્માદિને ભાન રહેતું નથી."

સુલોચના સ્તબ્ધ બની. કુમારના પ્રેમથી મનમાં હજારો ધન્યવાદ આપવા લાગી.

તે બોલી; " રાજકુમાર! જો કંઇ હરકત ન હોય તો હું તમારી સઘળી વાત જાણવા ઇચ્છું છું. વાતમાં રાત્રિ પણ ખૂટશે."

સુલોચનાના આગ્રહથી વિજયકુમારે આદીથી અંત પર્યંત દરેક વાર્તા તેને કહી સંભળાવી. કુમારની સઘળી વાત ધ્યાન પૂર્વક શ્રવણ કરી બ્રહ્મકન્યા મનમાં આનંદ પામી. વિશ્વમોહિની પ્રત્યે કુમારનો પ્રેમ જાણી પ્રસન્ન થઇ. તેણે કુમારના મંગળને માટે પ્રભુની પ્રાર્થના કરી.

વાતમાં સમય ઘણો વિત્યો. લાકડાં ભડભડ સળગી રહ્યાં હતાં. શીયાળાની કકડતી ઠંડી બેસૂમાર હતી. સૂલોચનાએ પૂછ્યું; "રાત્રિ કેટલી ગઇ હશે ?"

વિજયકુમારે આકાશ પ્રતિ દ્રષ્ટિ કરી કહ્યું; " મધ્યરાત્રિ વીતી ચૂકી છે."

" આજે ઠંડી પણ સખ્ત પડી છે."

" જો આ દેવતા આપણે ન સળગાવ્યો હોત, તો ઠંડી સહન કરી શકાત નહિ." કુમારે કહ્યું.

" સત્ય છે. પણ હજી આપણે સમય ઘણો લેવાનો છે."

" તમે હવે તમારી વાત જણાવો ?" કુમારે પૂછ્યું.

" શાન્ત ?"

" તમે કોણ છો ?"

" હું એક બ્રાહ્મણ કન્યા છું." સુલોચનાએ સહાસ્યવદને કહ્યું.

" એતો હું જાણી ચૂકયો છું."

" ત્યારે નામ જાણવું છે ? "

" તે પણ જાણું છું. પણ તમે ક્યાંનાં છો ? તમારાં માત પિતા કોણ છે ? તમે આ દુષ્ટોના ફંદામાં શી રીતે ફસાયાં વગેરે જાણવા ઈચ્છું છું."

" ત્યારે એમ સ્પષ્ટ કહી દયોને ? "

" કહો હવે ? "

સુલોચનાએ તેની વાર્તા કહેવા માંડી.

## પ્રકરણ ૧૮ મું.

### બન્નેની વાતો.

" કુમાર ! મારી વાત તમારા જેટલી લાંબી નથી. તેમ હું તમારી માફક રાજવંશી પણ નથી. હું અને મારાં માતા પિતા મધુમતી નામે નગરમાં રહેતાં હતાં. મારા પિતા સામાન્ય સ્થિતિના હતા. વિદ્વાન અને શાસ્ત્રજ્ઞ હોવાથી જે બ્રાહ્મણને યોગ્ય કાર્ય હોય તેજ કરી ગૂજરાન ચલાવતા. સંતોષ હોવાથી કંઇપણ શોક કે દુઃખ તેમને ઉત્પન્ન થતું નહિ. સઘળું જગત બ્રહ્મમય છે એવી તેમની દૃઢ માન્યતા હતી. દુનિયાં જડવાદમાં ડૂબેલી હોવાથી મારા પિતા જનસમાજ સમક્ષ સત્યજ્ઞાનનો ઉપદેશ કરતા. આથી લોભીયા અને ભીક્ષુક બ્રાહ્મણો મારા પિતા પર અપ્રસન્ન રહેવા લાગ્યા. મારા પિતા નાસ્તીક છે, ખોટું સમજાવે છે; દુનિયાંને અવળે રસ્તે દોરે છે એવું બોલવા

લાગ્યા. મધુમતીમાં એક ઠાકોરનું રાજ્ય હતું. ઠાકોર અજ્ઞાન અને વ્યસની હતો. રાજ્ય કરવાને તદ્દન નાલાયક હતો. આ સાથે કાનનો પણ કાચો હતો. તેના દરબારમાં અજ્ઞાન બ્રાહ્મણોનું ઘણું જોર હતું. તે બ્રાહ્મણોએ મારા પિતા વિશે અસત્ય સમજાવી રાજાના કાન ભંભેર્યા.

મારા પિતાના સત્ય ઉપદેશથી જનસમાજમાં સારી અસર થઇ હતી. અનેક માણસો મારા પિતાના અનુયાયી બન્યા. ટુંકાણમાં મારા પિતા અનેક માણસોમાં પૂજ્ય ગણાવા લાગ્યા. મારા પિતાના સદ્‌બોધથી અજ્ઞાન બ્રાહ્મણો ધૂર્ત વિદ્યા ચલાવવામાં નિષ્ફળ નીવડ્યા. સત્ય સમજેલા લોકો બ્રાહ્મણોને સ્પષ્ટ કહેવા લાગ્યા કે, મહારાજ! તમે અમને અસત્ય સમજાવો છો. તમે તમારો બ્રાહ્મણ ધર્મ યથાર્થ સમજતા નથી; તો તમે અમારૂં કલ્યાણ શી રીતે કરી શકવાના છો. તમે તમારા સ્વાર્થને માટેજ સઘળી દોડધામ કરી રહ્યા છો, વગેરે સત્ય કથન સંભળાવવા લાગ્યા.

બ્રાહ્મણો ચીડાયા અને મારા પિતા વિરુદ્ધ કારસ્થાન રચવા લાગ્યા. એવામાં મારી માતા પંચત્વ પામી. મારા પિતાએ ઇશ્વર ઇચ્છા જાણી સંતોષ માન્યો અને મારી માતાની ઉત્તરક્રીયા યથાર્થ રીતે કરી. મારા પિતા મને સારી રીતે પાળવા લાગ્યા અને મારે લાયક ઉપદેશ-જ્ઞાન અર્પવા લાગ્યા. હું મોટી થવા લાગી. નવ વર્ષની કન્યા થાય અને તેને ન પરણાવે તો ડગલે-ડગલે બ્રહ્મહત્યા લાગે એવાં કોઇક અજ્ઞાન બ્રાહ્મણ વિદ્વાનનાં વચનો ઉચ્ચારી બ્રાહ્મણો મારા પિતાની વિવિધ પ્રકારની નિંદાઓ કરવા લાગ્યા. ગામના એક દુરાચરણી પણ પૈસાવાળા એક બ્રાહ્મણે મારૂં માગું કર્યું. મારા પિતાએ તેને ચોકખી ના પાડી અને જણાવ્યું કે મારે મારી પુત્રીને મોટી ઉમ્મરેજ પરણાવવી છે. આથી તે ગૃહસ્થ ઉશ્કેરાયો. તે બ્રાહ્મણોનો મુખી હતો.

તેણે સઘળા બ્રાહ્મણોને એકઠા કરી ઠરાવ કર્યો કે મારા બાપને ન્યાત બહાર મૂકવા. તેમ થયું. મારા પિતાએ ન્યાય માગ્યો. જવાબમાં "તમારી કન્યા નવ વર્ષ ઉપરાંતની થઇ છે અને તમે તેને પરણાવી નથી, તેથી તમને ન્યાત બહાર મૂકવામાં આવે છે." મારા પિતા અજ્ઞાન લોકોની મૂર્ખાઇથી હસ્યા. મારા પિતાના અનુયાયીયો ઘણા હતા, બ્રાહ્મણોના આવા વર્તનથી સઘળા ગુસ્સે થયા. મારા પિતાએ સઘળાને સમજાવ્યા પણ સઘળા કંઇ સમજદાર હોય છે? પરીણામે મારા પિતા પક્ષના માણસો અને બ્રાહ્મણો વચ્ચે દ્વેશનાં બીજ રોપાયાં. અજ્ઞાન બ્રાહ્મણોની નિંદાઓ થવા લાગી. ક્વચિત મારા મારી પણ થતી. હું પૂર્ણ સમજદાર થઇ. મારા પિતાએ મારાં લગ્ન કરવા વિશે મારી સંમત્તિ પૂછી. મેં લગ્ન કરવાની સ્પષ્ટ ના પાડી અને જણાવ્યું કે મારી ઇચ્છા કુમારિકા રહી જન સેવા કરવાની છે. મારા પિતાએ મને ઘણીએ સમજાવી પણ હું મારા નિશ્ચયમાં અડગ રહી. પેલો મને પરણવાની ઇચ્છાવાળો માણસ મને પરણવાની વિવિધ યુક્તિયો કરવા લાગ્યો. મને વિચિત્ર ચિઠ્ઠીયો લખવા લાગ્યો. તેમાં લાલચ-ધમકી પણ બતાવતો. નફ્ટ થઇ મારા પિતાની ગેરહાજરીમાં અમારા ઘર આગળ આવી નપ્ટની માપ્ક વર્તતો. મને ત્રાસ ઉત્પન્ન થયો. મેં મારા પિતાને એ વાત જણાવી. મારા પિતાએ તે માણસને રૂબરૂ બોલાવી શીખામણ દીધી. પણ શીખામણની કંઇ અસર થઇ નહિ. એવામાં મારા પિતાના એક અનુયાયી માણસને વિરૂદ્ધ પક્ષના બ્રાહ્મણે બિન કારણે માર્યો. પછી પૂછવુંજ શું? અમારી પક્ષના માણસો ઉશ્કેરાયા અને સામા પક્ષવાળાની સાથે લઢવા ઉત્સુક થયા. આ વખતે મારા બાપુ ઘરે ન્હોતા. તે એક નજીકના ગામમાં ગયા હતા. અહિં ધમસાણ મચ્યું. લઢાઇએ ગંભીર રૂપ પકડયું. કેટલાક ઘાયલ થયા અને કેટલાક મરાયા.

આ ખબર મારા પિતાને પહોંચી. તે તરતજ નગરમાં આવ્યા અને બન્ને પક્ષનાં માણસોને વિનવ્યા–સમજાવ્યા. અમારાં માણસો સમજ્યા, શાન્ત થયા. વિરૂદ્ધ પક્ષના પણ તેમના મકાને ગયા. એ પક્ષે પછી રાજાને ફરીયાદ કરી. કાનના કાચા રાજાએ પેલા પૈસાદાર બ્રાહ્મણના કહેવાથી મારા પિતાને દરબારમાં બોલાવી ન સંભળાવાય એવાં વચનો સંભળાવી નગર છોડી ચાલ્યા જવાનો હુકમ કર્યો. અમારૂં ઘર–માલ મિલ્કત લઇ લેવામાં આવ્યું. મારા પિતાના પક્ષના માણસો ગુસ્સે થઇ ગયા અને મારવા કે મરવાના નિશ્ચય પર આવી ગયા. મહા મુશીબતે મારા બાપુએ તેમને સમજાવી શાન્ત પાડયા.

અમે રાજઆજ્ઞાથી નગર ત્યાગી નીકળ્યાં અને અનેક ગામ–નગર ફરતાં–ફરતાં આ પ્રદેશમાં આવી પહોંચ્યાં.

આ પ્રદેશની રમ્યતા નિહાળી અમે પિતા–પુત્રી આનંદ પામ્યાં અને અત્રેજ પર્ણકુટિ બાંધી રહેવાનો નિશ્ચય કર્યો અને રહ્યાં.

આ સ્થળે રહ્યાને અમને પાંચેક વર્ષ વીતી ગયાં છે. અમે... ”

સુલોચના આગળ બોલે એ પહેલાંજ વચમાં કુમારે પૂછ્યું; “શું આ પ્રદેશમાં તમે પાંચ વર્ષથી રહો છો ? ”

“ હા, લગભગ એટલો સમય થયો હશે. ”

“ આ પ્રદેશમાં તમારો આશ્રમ કયાં આવ્યો છે ? ” કુમારે પૂછ્યું.

સુલોચના બોલી; “ રાત્રિનો સમય હોવાથી હું અત્યારે માર્ગથી અજ્ઞાત છું. બાકી દિવસ હોત તો હું મારા નિવાસ સ્થાનનો માર્ગ બતાવત. પણ હું અનુમાનથી કહી શકું છું કે મહારૂં નિવાસ સ્થાન આ સ્થળેથી બહુ દૂર નથી. ”

“ તમારા પિતાનું નામ ? ”

" જગન્નાથ. "

" આખો દિવસ શું કાર્યમાં વ્યતિત કરો છો ? "

" મારા પિતા બ્રહ્માનંદમાં મગ્ન રહે છે અને હું વાંચવા-વગેરે કાર્યમાં સમય વ્યતિત કરૂં છું. "

" વાંચવાનાં પુસ્તકો ક્યાંથી ? "

" હું સાથે લેતી આવી છું. "

" કેવાં પુસ્તકો વાંચો છો ?

" આત્મજ્ઞાન ઉપરાંત જેમાં વિનયમય શૃંગાર અને સદ્‌ઉપદેશ હોય એવી દ્રષ્ટાંત વાળી નવલકથાઓ પણ વાંચું છું. "

" નવલકથાઓ વિશે મારો વિરૂદ્ધ અભીપ્રાય છે. "

" શા માટે ? "

" નવલકથાઓ જગતને આડે રસ્તે દોરે છે એવી મારી અને અન્ય ઘણા જનોની માન્યતા છે. "

" ભૂલ થાય છે. નવલકથા એ જ્ઞાન માર્ગનું પ્રથમ પગથીયું છે. દુઃખમાં ધિરજ-શાન્તિ વગેરે ગુણોનો અલભ્ય લાભ થાય છે. સંસારનાં કારસ્થાનોથી પણ પરિચિત થવાય છે.

કુમાર ! નવલકથાના ગુણ-દોષમાં ઉતરવું તે જ્ઞાની અને ગુણજ્ઞને યોગ્ય નથી. દરેકમાં કંઇક સારૂં હોય છે. જે સારૂં તે આપણે ગૃહણ કરવું જોઇએ. ગુણજ્ઞ એમજ કરે છે. બાકીના ગુણ દોષનો વિતંડાવાદ કરી સમય ગૂમાવે છે. સત્ય પૂછો તો હું દ્રષ્ટાંતમય નવલકથાઓનો પક્ષપાતી છું. પ્રથમ પગથીયા વિના ઉંચે ચઢાયજ નહિ. હું મારી પાસે એવી નવલકથાઓ રાખું છું અને વાંચવાનું પસંદ કરૂં છું કે જેમાં સર્વ રસ હોય, શૃંગાર મર્યાદિત હોય કે જે પિતા-માતા આગળ પણ વિના સંકોચે વાંચી શકાય. બહુધા

આજના સમયમાં એવી ઝાઝી નવલકથાઓ બહાર પડતી નથી."

" આજની નવલકથાઓમાં શૃંગાર પ્રાધાન્ય પદે હોય છે અને તે પણ હદ ઉપરાંત."

" તેને પણ વાંચનાર જનસમાજ હોય છે, પણ હું તેવી નવલકથાઓથી વિરૂદ્ધ છું."

" આપણે અન્ય વાતો પર ઉતર્યા ?"

" હા, એમજ."

" વારૂ તમે નિર્વાહ શી રીતે ચલાવો છો ?"

" મળી આવતાં ફળ ફળાદિથી."

" એથી સંતુષ્ટ થવાય છે ?"

" મને પ્રથમ દુઃખની લાગણી ઉદભવી હતી; પણ જેમ સમય વિતતો ગયો તેમ મન પણ સંતોષી બનતું ગયું."

કુમારે સુલોચના તરફ આડી નજરે જોઇ એક દીર્ઘ નિઃશ્વાસ નાંખ્યો.

સુલોચનાએ પૂછ્યું, " તમે નિઃશ્વાસ કેમ નાખ્યો."

" તમારી તરફની કંઇક દયાની લાગણીએ મને દુઃખી કર્યો."

" દયા એ ક્ષત્રીયનો પ્રથમ ગુણ છે. આ ગુણ તમારામાં પ્રબળ થયો."

" એમજ."

" વારૂ તમે પેલા દુષ્ટોના પંજામાં શી રીતે સપડાયાં ?"

" એતો હું ભૂલીજ ગઇ. કુમાર ! જાણે એમ બન્યું કે આજ મારા પિતાજી ફળાહાર બાદ જંગલમાં ફરવા નીકળી પડયા. હું મારા નિત્ય કાર્યથી નિવૃત્ત થઇ પુસ્તક વાંચતી હતી. એવામાં એક ગામડીયા જેવો માણસ મારી પાસે આવ્યો અને મને ઘણીજ નમન-

તાઈથી કહેવા લાગ્યો કે બ્હેન તમને તમારા બાપુ બોલાવે છે. હું આ અપરચીત માણસથી પ્રથમ તો કંઈક ગભરાઈ પણ તેનો જંગલી વેશ અને વિનય જોઈ મને તેની પ્રત્યે શંકા ઉત્પન્ન થઈ નહિ. મારા પિતા જંગલમાં જતા અને કંઈ નવીન દ્રશ્ય જોતાં મને તે બતાવવા લઈ જતા. આ મુજબ કંઈ નવીનતા મને બતાવવાની હશે. વળી આવા જંગલી ભીલગણો અવાર નવાર અમારી કુટિરે આવતા અને ફળ-ફળાદી સમર્પી થોડીકવાર રહી ચાલ્યા જતા. એમાંના કોઈને બોલાવવા મોકલ્યો હશે સમજી હું તત્કાળ તેની સાથે ચાલી. લગભગ એક ગાઉ સૂધી મેં તેની સાથે મૌનતાથી ચાલ્યા કર્યું. મને ઉંડી ખીણોમાં તે લઈ ચાલ્યો. મને સહજ શંકા ઉત્પન્ન થઈ. મેં તેને તરતજ પૂછ્યું કે ભાઈ તું મને આમ ક્યાં લઈ જાય છે? મારા બાપુ ક્યાં છે?"

મારો પ્રશ્ન સાંભળી તે માણસ બોલ્યો નહિ. મેં તેને ફરીથી પૂછ્યું. પણ જવાબ મળેજ નહિ. હું ઉભી રહી. તત્કાળ તે માણસે મને પકડી અને તેના ખભા પર નાખી નાસવા માંડયું. મેં બૂમો પાડવા માંડી. એક જગાએ આવતાં મને ઉપાડી જનાર નરાધમે મોટો અવાજ કર્યો કે જે સાંભળી તેનો જોડીદાર દોડી આવી તેને મળ્યો. હું બૂમો પાડતી હોવાથી તે બન્ને દુષ્ટો મને ધમકી આપવા લાગ્યા અને પછી તમે મળ્યા તે સ્થળે ઉપાડી લાવ્યા. મને તે ઉપાડી લાવનારે તેની દુષ્ટ ઇચ્છા જણાવી. મેં તેને ધિક્કાર્યો. મારી પર જુલ્મ થવાની તૈયારી થઈ. હું બૂમો પાડવા લાગી. બાદ તમે આવ્યા અને મને દુષ્ટોના જુલ્મથી બચાવી. પરમાત્મા તમારૂં કલ્યાણ કરો. આ આશિષ વિના બ્રહ્મબાળા અન્ય શું ઉપકાર કરી શકે?"

સુલોચનાની વાત પૂર્ણ થતાં કુમારે કહ્યું, "બ્હેન! મારી પાસે સર્વસ્વ છે. મને તમારા આશિષ વચનનીજ જરૂર હતી અને તે મળી

છે. બ્હેન ! હું ધારૂં છું કે તમને ઉપાડી લાવનાર પેલો દુષ્ટ કે જે તમારી માગણી કરતો હતો તેજ હશે ?"

"હા, એજ નરપશુ."

"તેનું નામ બીરૂમલ નહિ વારૂં ?"

"હા."

"ઠીક, હાલતો તે જીવતો બચી ગયો છે. વારૂં તમે આ સ્થળે છો એવી માહિતી તેણે શી રીતે મેળવી હશે ?"

"જે હમેશાં બદકામ કરનાર છે તે નિરંતર તેવા કામની શોધમાં ફર્યા કરે છે."

"એમજ હશે."

વાતોમાં મોટું પરોઢ થયું. પૂર્વાકાશમાં પ્રકાશ ઝળહળ્યો. નક્ષત્રો ધીમે ધીમે નભ મંડળમાં અદૃશ્ય થવા લાગ્યાં.

આ અરસ્સામાંજ એકાએક વાઘની ભયંકર ગર્જના સંભળાઈ. વન ધ્રુજી ઉઠયું. નાનાં પશુઓ અને પંખીયો ગભરાટથી નાસવા લાગ્યાં.

ગર્જના પ્રતિપળે વધવા લાગી. કુમાર અને સુલોચના પણ ચમક્યાં. ગર્જના દૂર સંભળાતી હતી. સુલોચના ભયભીત થવા લાગી.

કુમારે તેને કહ્યું, "બ્હેન! શા માટે ડરો છો ? વાઘ દૂર છે પણ સિંહ તમારી પાસે છે."

"ગર્જના કારમી સંભળાય છે."

"એ ગર્જના દૂર છે. પણ ગર્જના કંઈક આનંદમય છે."

"એટલે ?"

"વનરાજને કંઈક શિકાર મળ્યો હોવો જોઈએ."

ધીમે ધીમે વાઘની બુમો શાન્ત થઈ. અંધકાર અદૃશ્ય થયો.

પ્રકાશે પૃથ્વીને પ્રકાશીત કરી. પંખીયો કિલકિલાટ કરી પ્રભાતના પ્રભાવને વધુ શોભાવા લાગ્યાં.

સુલોચનાએ તત્કાળ રસ્તો જાણ્યો અને અહિંથી અમારૂ નિવાસ-સ્થાન દૂર નથી એમ જણાવ્યું. બન્ને ત્યાંથી ચાલવા લાગ્યાં. એવામાં એક ભીલ દોડી આવતો સામે મળ્યો; અને આ બન્નેને જોઇ આ-શ્ચર્ય પામી તેની ભાષામાં બોલ્યો કે; " આ તરફ મોટો વાઘ છે. તેણે બે માણુસોને ફાડી ખાધા છે માટે આમ જાવ." આટલું કહી તે ભીલ રસ્તે પડયો. સુલોચનાએ બીજો રસ્તો શોધ્યો. બન્ને એ નવા રસ્તે ચાલ્યાં.

કુમારે કહ્યું; " બ્હેન ! વાઘે બે માણુસોને ફાડી ખાધા."

" અરેરે ! કોઇ કમનશીબોના દિવસ ભરાઇ ચૂક્યા હશે."

" મને લાગે છે કે પેલા બીરૂમલ અને જાલીમતો નહિ હોય ? "

" કદાચ એમ પણ બને."

આવા પ્રકારની વાતો કરતાં બન્ને માર્ગ કાપવા લાગ્યાં. પ્રભા-તનો પુણ્યમય પ્રથમ પ્રહર ઓરજ આનંદ આપી રહ્યો હતો. રંગ-બેરંગી પુષ્પોના પમરાટથી આત્મા આનંદમય બનતો. સુલોચના અને કુમાર મંદગતીથી આશ્રમ પ્રતિ પ્રયાણ કરતાં હતાં.

# વિશ્વમોહિની.

## ભાગ ૬ ઠો.

## પ્રકરણ ૧ લું.

### આશ્રમમાં.

પ્રભાતનો પુણ્યમય પ્રભાવ પ્રભુના મહિમાને વધારી રહ્યો હતો. વનવૃક્ષો પ્રફુલ્લ બન્યાં હતાં. પંખીયો ખોરાકની શોધમાં પાંખોનો ફડફડાટ કરતાં અને વિવિધ કર્ણ-પ્રિય અવાજ કરતાં આકાશમાં ગમન કરી રહ્યાં હતાં.

આ પ્હાડી પ્રદેશમાં એક નાનકડી નદી સર્પાકારે વહન કરતી હતી. આ સરિતાના કિનારાથી થોડેક દૂર એક મોટા વૃક્ષ નીચે એક પર્ણકુટિ આવેલી હતી. આ કુટિર સુલોચનાના પિતા જગન્નાથની હતી. બે પાળેલાં હરણ પર્ણકુટિ આગળ ઉભાં રહી કોઇના આગમન માટે માર્ગ પ્રતિક્ષા કરી રહ્યાં હતાં. બે કૃષ્ણકાય વન-નિવાસી ભીલગણ પર્ણકુટિના દ્વાર પાસે બેઠેલા હતા.

પર્ણકુટિમાં કોઇ નથી. જગન્નાથ અને સુલોચના નહિ હોવાથી પર્ણકુટિ શૂન્ય ભાસે છે. જગન્નાથ ક્યાં ગયા હશે ?

આ સમયેજ સુલોચના અને વિજયકુમાર પર્ણકુટિ સમીપ આવી પહોંચ્યાં. રસ્તા તરફ નજર કરી રહેલાં હરણો સુલોચનાને જોતાંજ

લાંબી છલંગો ભરતાં તેની નજીક દોડી આવ્યાં અને જાણે ઘણા દિવસે મળ્યાં હોય એ ભાવે સુલોચનાને ગેલ કરવા લાગ્યાં. સુલોચનાએ તેમના શરીર પર હાથ ફેરવ્યો. પર્ણકુટીની રક્ષા કરતા બે કૃષ્ણકાય ભીલ પણ સુલોચનાને જોતાં આનંદ પામ્યા અને વિવિધ પ્રશ્ન પૂછવા લાગ્યા.

સુલોચનાએ તેમના મનનું સમાધાન કરી પૂછ્યું, "પિતાજી ક્યાં ગયા છે ?"

"તમારી શોધમાં." જવાબ મળ્યો.

"કયારના ગયા છે ?"

"કાલ મધ્યરાતના."

"સાથે કોઇ ગયું છે ?"

"હા, આપણા બે માણસો સાથે છે."

સુલોચનાને ફિકર થવા માંડી. એક માણસ જંગલ તરફ દોડયો. સુલોચનાએ કુમાર સાથે કુટિરમાં પ્રવેશ કર્યો. લગભગ એકાદ કલાક વિતતાં પેલો માણસ અને જગન્નાથ પાછા આવતા જણાયા. તેમની સાથે બીજા ચાર માણસો હતા. આખી રાતની રખડથી અને ઉજાગરાથી તેમનાં મુખ નિસ્તેજ જણાતાં હતાં.

સુલોચના નિર્વિઘ્ને પાછી આવી છે જાણતાં જગન્નાથને કંઇક શાન્તિ વળી.

તેમણે કુટિર પાસે આવી બૂમ મારીઃ–"બ્હેન સુલોચના."

તત્કાળ સુલોચના ઝુંપડીમાંથી બહાર આવી શીર નમાવી પિતાની સમીપ ઉભી રહી. વિજયકુમાર પણ તેની પાછળ બહાર આવી ઉભો.

કુમારને જોઇ જગન્નાથ કંઇક આશ્ચર્ય પામ્યો. અન્યજનો

પણે આ નવીન યુવકને નિહાળી રહ્યા. જગન્નાથે કહ્યું, " બ્હેન ! બનાવ શું બન્યો ? "

" આપના ગયા પછી એક વેશધારી આવ્યો અને આપ મને બોલાવો છો એમ કહી મને તેની સાથે લઇ ચાલ્યો. "

" તેં તેની સાથે જતાં કંઇ વિચાર પણ ન કર્યો ? "

" આપ એવી રીતે કોઇ કોઇ વખત બોલાવતા હોવાથી મને સંશય ઉત્પન્ન થયો નહિ. "

" નવીન માણસને પણ ઓળખી શકી નહિ ? "

" તેણે આપણા માણસોના જેવોજ વેશ ધારણ કર્યો હતો. "

" ઠીક, પછી ? "

" મને તે માણસ દૂર લઇ ગયો. મને વ્હેમ પડયો. મેં તેને પૂછયું; પણ તેણે જવાબ આપ્યો નહિ. મેં બૂમ પાડી. તે માણસે મોટો અવાજ કર્યો કે જેથી તેની મદદે તેનો એક માણસ દોડી આવ્યો. બાદ મને ઉપાડી બન્નેએ નાસવા માંડયું. મારી કરૂણ બૂમોની તેમને અસર થઇ નહિ. તેઓ મને એક વિકટ સ્થાને લાવ્યા. ત્યાં મારી પર જુલ્મ ગુજારવાની તૈયારી થઇ. પણ પ્રભુ દયાળુ છે. મને પ્રભુમાં ભરોંસો હતો. તેમણે આ વીર યુવકને ત્યાં મોકલ્યા અને આ બંધુએજ મારી રક્ષા કરી. "

જગન્નાથે દયામય નજરે કુમાર તરફ જોયું. કુમાર શીર નીચું નમાવીને ઉભો હતો. જગન્નાથે થોડીક ક્ષણ મનમાં પ્રભુ સ્તુતિ કરી કુમાર પ્રત્યે કહ્યું, " ભાઇ ! તારૂં કલ્યાણ થાવ. "

કુમારે આશિષ અંગીકાર કરી.

પુનઃ જગન્નાથે સુલોચનાને પૂછયું; " બ્હેન ! તને દુઃખ દેનાર અધમ કોણ હતો ? "

" બીરૂમલ. "

" શું બીરૂમલ ?" જગન્નાથે આશ્ચર્યતા દર્શાવતાં પૂછ્યું.

" હા. "

જગન્નાથ મનમાં બોલ્યો; " પ્રભુ ! તારી ઘટમાળ ન્યારી છે. જે બનાવ સ્વપ્ને પણ બનવો ન્હોતો જોઇતો તે પ્રત્યક્ષ બન્યો. દુષ્ટ જનોથી બચવા જંગલ વાસ કર્યો, તદપિ પાપીઓએ કેડો ન મૂક્યો. ક્યાંથી મૂકે. તેમને ભયંકર મ્હોતે મરવાનું હશે તે ક્યાંથી મિથ્યા થાય " આમ આત્મગત્ શોચતા જગન્નાથે પુત્રી પ્રત્યે કહ્યું, " બ્હેન ! પાપીઓને તેમના પાપનું ફળ બરાબર મળી ચૂક્યું."

" કોને ?"

" બીરૂમલ અને તેના સાથીદારને. "

" શું થયું ?"

" બન્ને મરી ગયા. "

" શી રીતે ? "

" વાઘે ફાડી ખાધા."

વચમાંજ કુમાર બોલી ઉઠ્યો; " કાં બ્હેન! મારૂં ધારવું સત્ય પડ્યું ને ? "

" હા, પાપીયો પોતાનાં કર્મથી મુઆ. "

" તમને તેમના મ્હોતની ખબર શી રીતે પડી ? "

" અહિં આવતાં માર્ગમાં એક માણુસ મળ્યો. વાઘની ગર્જનાઓ સંભળાતી હતી. તે માણુસ વાઘના ભયથી નાશી જતો હતો. તેણેજ અમને જણાવ્યું કે વાઘે બે માણસોને ફાડી ખાધા છે. મેં અનુમાનથી માન્યું કે કદાચ તે બે માણસો તે પાપીઓજ હશે."

" કર્મનાં ફળ આ જીવનમાંજ મળે છે. તેનું આ દૃષ્ટાંત પ્રત્યક્ષ છે. ભાઇ ? કહો તમે કોણ છો ? "

" મેં મારી ઓળખાણ બ્હેનને કરાવી છે. "

જગન્નાથે સુલોચના તરફ જોયું.

સુલોચનાએ કુમારની ઓળખાણ કરાવી તમામ વાત પિતાને વિદિત કરી. જગન્નાથ પ્રસન્ન થયો. તેણે અનેક આશિષ વચનો કુમારને સંભળાવ્યાં.

આ પછી સઘળાં પ્રાતઃ કર્મમાં પ્રવૃત્ત થયાં. ભાવિક ભીલ ભક્તો ફળ-ફળાદિ વિણવા પ્હાડી પ્રદેશમાં પ્રયાણ કરી ગયા.

સંધ્યા-પાઠ-પૂજન આદિ આ બ્રહ્મ આશ્રમમાં થવા લાગ્યું. અપૂર્વ શાન્તિ વ્યાપી રહી. મહાન ઋષી આશ્રમ હોય એવો દેખાવ થઇ રહ્યો.

ભીલ ગણો ફળ ફળાદી લઇ આવ્યા. પૂજન વંદન પૂર્ણ થતાં સઘળાંએ ફળ-ફળાદીનું પ્રાસન્ન કરી તૃપ્ત થયાં.

મધ્યાન્હ થયા. ભાનુ ભગવાન માથે આવ્યા. શીતળતા ઓછી થઇ. કુમાર નિદ્રાધિન થયો. સુલોચના અન્ય કાર્યમાં પ્રવૃત્ત થઇ. જગન્નાથે પ્રભુનું ધ્યાન ધર્યું. અન્ય માણસો પોતપોતાના કાર્યાર્થે ચાલ્યા ગયા.

નિદ્રામાં પડેલો કુમાર ઉપરથી જોનારને ભર નિદ્રામાં પડ્યો હોય એમ જણાતું હતું, પણ તેના મનમાં કંઇક અન્ય હતું. કુમાર સ્વપ્ન સૃષ્ટિમાં રમણ કરતો હતો. તે એક મોટા નગરમાં આવ્યો હતો અને ત્યાંના રાજ્યાસને વિશ્વમોહિની સાથે બેઠો હતો. એવામાં દુષ્મનોના ચઢી આવવાના સમાચાર આવે છે.

વિજયકુમાર ઉશ્કેરાઇ સૈનિકોને યુધ્ધે ચઢવાનો હુકમ આપે છે. અને પોતે પણ યુધ્ધે ચઢે છે. આ યુદ્ધમાં વિશ્વમોહિની પણ તેની સાથે જાય છે. યુદ્ધ મચે છે. વિજયકુમારના તમામ સૈનિકો હારીને

નાશી જાય છે. વિજય અને વિશ્વમોહિની કેદ પકડાય છે. બન્નેને દુશ્મન રાજા સામે ઉભાં કરવામાં આવે છે. દુશ્મન રાજા વિજયને કહેછે કે જો જીવતા રહેવું હોયતો આ તારી રાણીને કહેકે તે મારો સ્વિકાર કરે. "

વાચકો ! આ ઘટના સ્વપ્ન દ્વારા વિજયકુમાર અનુભવી રહ્યો હતો. સ્વપ્નમાં બનતા બનાવોનું સ્પષ્ટીકરણ તેના મુખપર થતા ફેરફારોથી પ્રત્યક્ષ થતું હતું. આ અરસ્સામાંજ વિજયકુમાર ભયંકર બૂમ પાડી બેઠો થયો અને લાલઘૂમ થએલાં નેત્રો વડે આસપાસ જોવા લાગ્યો.

જગન્નાથ ધ્યાનથી ચૂક્યા. પિતા પુત્રી કુમારની પાસે દોડી આવ્યાં. કુમારની વિચિત્ર અવસ્થા નિહાળી બન્ને આશ્ચર્ય પામ્યાં.

સુલોચનાએ કુમારની પાસે બેસી તેના વાંસે હાથ ફેરવતાં પૂછ્યું, "ભાઇ ! કુમાર ! શું થાય છે ? તમે આમ કેમ બન્યા છો ? "

કુમારની ખાત્રી થઈ કે સ્વપ્નજ જોયું છે. તે શરમાયો અને બોલ્યો; " બ્હેન ! ક્ષમા કરો; મેં તમને બહુ દુઃખી કર્યાં છે. મનની ભ્રમણાએ મને ભ્રમિત કર્યો છે. "

" શું થયું ? "

" મને સ્વપ્ન આવ્યું; સ્વપ્ન ભયંકર હતું; આથીજ હું ચીસ પાડી ઉઠ્યો.

" સ્વપ્નમાં શું જોયું ? " જગન્નાથે પૂછ્યું.

" કંઇક અવનવુંજ. "

" મને કહોતો ખરા ? "

વિજયકુમારે સ્વપ્નની વાત વિદિત કરી.

જગન્નાથ થોડીક ક્ષણ મૌન રહી બોલ્યા, " કુમાર ! તમે

જ્ઞાની છો મનને શા માટે ફાવે એમ જવા દોછો? મનને કબજે કરો."

"મહારાજ ! મારૂં મનજ એવું છે, હું શું કરૂં ?"

"મન મર્કટ છે; તમે ધારો એ કરવા સમર્થ છો. શું એક મન વશ નથી કરાતું ?"

"પ્રભુ ! સમજુ છું; પણ દુઃખના કારણે મનને નિયમમાં નથી રાખી શકાતું."

જગન્નાથ અને સુલોચનાને કુમારના બોલવાથી હસવું આવ્યું.

જગન્નાથે પૂછ્યું; "કુમાર ! શું તમે ખરેખરા દુઃખી છો?"

"પ્રત્યક્ષ જુઓ છો; છતાં આ પ્રશ્ન શાને કરો છો ?"

"કુમાર ! કોણ દુઃખી છે ?" સુલોચનાએ પૂછ્યું.

"હું."

"તમે તો ખરા પણ કોણ ?"

"વિજયકુમાર." કુમારે હૃદય પર હાથ મૂકીને કહ્યું.

"એતો તમારી છાતી છે? શું તેને દુઃખ થાય છે?"

"ના; પણ તેની અંદર અજબ વેદના થાય છે."

"ત્યારે એમ કહોને કે તમારા મનને."

"પ્રભુ ! હું બાળક છું. મને આ દુઃખમાંથી બચાવો. હું અક-ળાઇ ગયો છું." કુમારે કરૂણસ્વરે કહ્યું.

"કુમાર! શા માટે વ્યાકુળ બને છે? ખરૂં જોતાં કોઇને કાંઇ દુઃખજ નથી. મનુષ્ય પોતાનું સ્વરૂપ ભૂલે છે ત્યારેજ સુખ-દુઃખ થાય છે એમ સમજે છે. બાકી મનુષ્ય જો સ્વાત્મ સ્વરૂપ ઓળખે તો તેને સુખ-દુઃખ કાંઇજ નથી. આ સ્વાત્માનુભવ તને કાળે કરી સ-મજાશે. ભાઇ! હાલતો હું તને દુઃખની વાખ્યા કહું છું તે ધ્યાન પૂર્વક સાંભળ. મેં એક પુસ્તકમાંથી વાંચેલું છે અને તે અનુભવેલું આજ

તને સંભળાવું છું. મનુષ્યો જેને દુઃખ કહે છે તેના બે અક્ષરો છે. આ બે અક્ષરોથી આખી દુનિયાં ત્રાસે છે. આ બે અક્ષરનો બનેલો દુઃખ શબ્દ તેની પણ બે જાત છે. એક શારીરીક અને બીજું માનશીક. દુઃખની લાગણી મનને થાય છે. મનને કંઇક લાગતું હોય એમ સમજાય છે. મનને લાગે તે માનશીક કષ્ટ અને શરીર દ્વારા જે થાય તે શારીરીક દુઃખ. શરીર ઉપર અથવા મન ઉપર લાગવાથી અસર ઉત્પન્ન થાય છે. શરીર ઉપર કોઇ ફટકો મારે, તે ફટકો શરીર પર જે જગાએ લાગે ત્યાં ચમચમાટ થાય. તેવીજ રીતે કોઇ અપમાન કરે–ગાળદે તો તેની બળતરા–ચમચમાટ મનમાં થાય. પણ આ જે દુઃખ થાય છે તે શારીરીક અને માનસીક સુખના પદાર્થો મેળવવાની ઇચ્છામાંથી–આશામાંથી ઉત્પન્ન થાય છે. આપણે તંદુરસ્તી જાળવવાના નિયમો ન પાળીએ અને મનસ્વી પણે વર્તીએ તો શરીરમાં રોગ ઉત્પન્ન થાય અને તેથી દુઃખ થયું એમ મનાય. શરીર આત્મા સાથે જોડાઇ રહે, તેના સાધનોમાં અડચણ ન આવે એવી આપણી ઇચ્છા હોય છે; તેનો ભંગ થાય તો દુઃખ થાય. ક્ષુધા લાગી હોય અને ખાવાનું ન મળે, ટાઢ–તાપ–વરસાદ–તરસ વગેરેથી પણ દુઃખ સમજાય. આ દુઃખ શારીરીક કહેવાય. હવે માનસીક કષ્ટ શું કહેવાય તે સાંભળો. જે ચીજની ઇચ્છા કરી હોય તે ચીજ મળે નહિ તો કષ્ટ ઉત્પન્ન થાય. ઇચ્છેલી વસ્તુ મળવાની કંઇ આશા ન રહે તેથી નિષ્ફળતાનું દુઃખ થાય. ઇચ્છેલી વસ્તુ મેળવવાના પ્રયત્ન વચ્ચે કંઇ અડચણ આવે તેનું દુઃખ થાય, જે વસ્તુની ઇચ્છા પોતાને થાય અને તે વસ્તુ બીજાને મળે તો તેથી પણ દુઃખ થાય. આપણી વસ્તુ કોઇ લઇ લે તેને માટે વૈર ઉત્પન્ન થાય તે દુઃખ વગેરે માનસીક કષ્ટ કહેવાય. સાર એજ કે “ દુઃખની ઉત્પત્તિ ઇચ્છામાંથી થાય છે. જ્યારે ઇચ્છા

થાય ત્યારે તે ઇચ્છા પ્રમાણે પદાર્થ મેળવવા પ્રયત્ન કરવામાં આવે અને તે પ્રયત્ન અનુકુળ ન આવે ત્યારે દુઃખ ઉત્પન્ન થાય છે. દુઃખનો આકાર બતાવ્યો છે કે અંતઃકરણમાં દુઃખ વડે વેદના-બળતરા-ચમચમાટ થાય છે ? અંતઃકરણ શું વસ્તુ છે. અંતઃકરણ એ મગજનું યંત્ર અથવા જ્ઞાન તંતુઓનો સમુદાય છે. અંતઃકરણના યંત્રમાંથી ઇચ્છાઓ ઉત્પન્ન થાય છે. આ ઇચ્છાઓને વૃત્તિઓ પણ કહેવામાં આવે છે. જ્યારે ઇચ્છાઓ થાય છે ત્યારે અમુક પ્રકારની વૃત્તિઓ પણ ઉત્પન્ન થાય છે-જ્ઞાન તંતુઓ તણાય છે. અને જો ઇચ્છા સફળ થાય છે, તો જ્ઞાન તંતુઓ સ્થિર થઇ જાય છે અને તેથી સુખ થએલું સમજાય છે. પણ ઇચ્છામાં અડચણ આવે છે તો જ્ઞાન તંતુઓ વધુ ખેંચાય છે અને તેથી આપણને દુઃખની લાગણી ઉત્પન્ન થએલી જણાય છે. આથી સ્પષ્ટ થાય છે કે જ્ઞાન તંતુઓ તેજ અંતઃકરણ, અંતઃકરણ શાન્ત હોય તો સુખ કહેવાય અને અંતઃકરણ ઘણું ખેંચાય ત્યારે દુઃખ સમજાય.

કુમાર વચમાં બોલ્યો; " ત્યારે દુઃખનું કારણ ઇચ્છા એજને ? "

" હા."

" પણ ઇચ્છાતો દરેકને થાય ? "

" હું પણ કબુલ કરૂં છું કે ઇચ્છા દરેકને થાય, કારણ કે ઇશ્વરે આપણને જે શરીર આપેલું છે તેના પોષણ રક્ષણ માટે પણ ઇચ્છાતો થાયજ. માણસ જન્મે છે અને બાળક હોય છે ત્યારે ફક્ત પેટ પોષવાનીજ તેને ઇચ્છા ઉત્પન્ન થાય છે. તે પછી જેમ જેમ ઉમ્મરે વધે છે તેમ તેમ ઇચ્છાઓ વધુ ઉત્પન્ન થતી જાય છે, પણ આ ઇચ્છાઓ જ્યાંથી ઉત્પન્ન થાય છે તે અંતઃકરણ અથવાતો

મનને આત્મા સાથે જોડ્યું હોય તો પરીણામે મનાતું તમામ કષ્ટ નષ્ટ થાય છે અને સર્વત્ર આનંદ ભાસે છે. કુમાર! તમે પણ આખરે આ સુખની પરીસીમાએ પહોંચશો. ભગવંત તમને અખંડ શાન્તિ સમર્પો.

કુમારે માથુ નમાવી પંડીતને પ્રણામ કર્યા. જગન્નાથે તેના માથા પર હાથ ફેરવ્યો. કુમારને કંઇક શાન્તિ સુખ મળ્યું હોય એમ જણાયું. બાદ થોડીવારે જગન્નાથે પૂછ્યું; "કુમાર! કહો હવે તમારી શું ઇચ્છા છે?"

"મારી ઇચ્છા અત્યંત દુઃખમય છે; પણ આપની કૃપાથી હાલ કંઇક દબાઈ છે."

"તારી ઇચ્છા વિશ્વમોહિનીને મેળવાનીજ છેને?"

"હા પ્રભુ."

"ધીરજ ધર. તે તને મળશે. વિશ્વમોહિની સાથેજ તારૂં લગ્ન થશે."

"શું આ સત્ય છે?" કુમારે હર્ષથી પૂછ્યું.

"હા, નિરાશ થઇશ નહિ."

"તે ક્યારે બનશે?"

"હજી થોડીક કસોટી બાકી છે."

"પણ વિશ્વમોહિની છેવટે મને મળશેને?"

"જરૂર."

"અને દુષ્મનો?"

"તે તારા આજ્ઞાંકિત બનશે."

"મારે હવે શું કરવું?"

"તારો અંતરાત્મા શું કહે છે?"

વિજય થોડીક ક્ષણ મૌન રહી બોલ્યો; "આત્માની ઇચ્છાતો હાલ આપની પાસે રહેવાની છે."

"આ આશ્રમ તમારોજ છે." સુલોચનાએ કહ્યું.

"પણ આ ક્ષણે મને એક બીજી ઇચ્છા ઉત્પન્ન થાય છે."

"શું ?"

"તે આપ માન્ય કરો તો કહું ?"

"સત્ય ઇચ્છામાં મારે શા માટે સંમત ન થવું ?"

"જ્યારે હું નગરમાં જાઉં ત્યારે આપે અને બ્હેને મારી સાથે આવવું પડશે."

જગન્નાથે હસીને કહ્યું; "આવીશું."

"એમ નહિ, આપને ત્યાંજ રહેવું પડશે."

"આ સ્થળે મને અપૂર્વ શાન્તિ છે."

"ત્યાં પણ આપ પૂર્ણ શાન્તિ અનુભવશો. આજથી મેં આપને મારા ગુરૂ માન્યા છે. સુલોચના મારી બ્હેન છે. મારી આ ઇચ્છા સ્વીકારો. મને આનંદ થશે."

"તમારી ઇચ્છા. કુમાર! ચાલો આપણે ફરવા જઇએ."

જગન્નાથ-સુલોચના-કુમાર પ્હાડી પ્રદેશમાં ભ્રમણ કરવાને નીકળી પડયાં.

## પ્રકરણ ૨ જું.

### કારાગૃહમાં.

અજ્ઞાની તારા અંતરમાં દેખ વિચારી,

અંત સમે કોઇ કામ ન આવે, સગાં કુટુંબ નરનારી--અજ્ઞાની૦
જોબન ધનનું જોર જણાવે, ફાટી આંખે ફરતો,
કાળ કરાળ કઠણ શિર વેરી, દિલમાં કેમ નથી ડરતો રે. અજ્ઞાની૦

દેવાનંદ.

પાપાત્માઓ જીવન પર્યંત પાપકર્મમાં રચ્યા-પચ્યા રહે છે. એવાઓને શાસ્ત્રનાં વચન; વિદ્વાનોના ઉપદેશ કંઇપણ અસર કરી શકતા નથી. પત્થર પલળે તો તેઓ પલળે. જેમ છાણના કીડા છાણમાં મરે એ પ્રમાણે તેમનું જીવન પાપકર્મમાંજ પૂર્ણ થાય છે.

રાજા હેમસિંહને કંઇપણ અસર થઇ નહિ. તેનું સર્વસ્વ ગયું તદપિ હતો તેવો રહ્યો. તેણે અને બંકાએ ઉત્પાત મચાવ્યો. રાજકન્યા વિશ્વમોહિની અને મણીકાન્તાનું હરણ કર્યું. નિર્દોષ બાળાઓ પાપીઓના પંજામાં સપડાઇ. મણીકાન્તા સામી થઇ પણ અબળાનું શું ગજું ? પાપાત્માઓએ તે બન્નેને દવા સુંઘાડી બેશુદ્ધ બનાવી અને પ્હાડપરથી ઉતરી એક છૂપા રસ્તે થઇને પોતાના છાવણીમાં આવ્યા. ત્યાં આવી તેમણે પોતાના સૈનિકોને કંઇક ખાનગી સુચના આપી બે ઘોડા તૈયાર કરાવ્યા. આ પછી બંકા અને રાજા બેશુદ્ધ બાળાઓને લઇ ઘોડેસ્વાર થયા. સૈનિકોએ બન્નેને નમન કર્યું. રાજા

અને બંકાએ અશ્વોને દોડાવી મૂક્યા. સૈનિકો બન્નેની પાછળ જોઇ રહ્યા. બાદ સૈનિકો પણ ઝાડીમાં ગૂમ થઇ ગયા.

રાજકન્યા અને મણીકાન્તાને ઉપાડી બન્ને દુષ્ટો એક વિકટ અરણ્યમાં આવી પહોંચ્યા. બન્નેએ આખો દિવસ મુસાફરી કરી હતી; રાત્રિ પડતાં પણ તેમની મુસાફરી ચાલુ હતી. મધ્યરાત્રિ સૂધી તેમણે મુસાફરી કર્યા કરી. ઘોડા થાકયા અને પોતે પણ અકળાયા. આથી વિશ્રાન્તિ માટે એક સારી જગા પસંદ કરી બન્ને ઘોડેથી નીચે ઉતર્યા. મેદાનમાં બન્ને બેશુદ્ધ બાળાઓને જમીન પર સૂવારી.

વ્હેમસિંહના મનમાં આનંદ માતો ન્હોતો. તે રાજકન્યાને જોઇ મનમાં મલકાતો હતો અને હવે વિશ્વમોહિની મારી પ્રાણ પ્રતિમા છે એમ નિશ્ચયથી માનવા લાગ્યો. બંકાએ અને તેણે ઘણી વાર સુધી વાતો અને ભવિષ્યની મસલત કર્યા કરી. અંતે વ્હેમસિંહે કહ્યું; " બંકા ! આ હવે કયારે શુદ્ધિમાં આવશે ? "

" તે જેમ મોડી શુદ્ધિમાં આવશે તેમાંજ આપણને લાભ છે."

" હું આને બેશુદ્ધ જોઇ શકતો નથી. "

" કારણ ? "

" મારી પ્રાણ પ્રતિમા છે તેથી. "

" આપને તેની આ દશા જોઇ કષ્ટ થતું હશે નહિ વારૂં ? " બંકાએ હશીને પૂછ્યું.

" અરે દુઃખ તે કેટલું ? મારા જીગરના ટુકડે ટુકડા થઇ જાય છે."

" હવે વધારે વખત દુઃખ સહન કરવું પડશે નહિ. "

" કેમ ? "

" થોડીવારમાંજ બન્ને શુદ્ધીમાં આવશે. "

"શી રીતે ?"

"એમની મેળેજ."

"કંઇ ઉપચારની જરૂર નથી ?"

"ના."

"હું માની શકતો નથી કે કંઇ ઉપચાર કર્યા વિના બન્ને શુદ્ધિમાં આવે."

"તમે જોયા કરો."

"શું જોયા કરૂં ? મને સ્પષ્ટ સમજાવને ?"

"મેં જે દવા સુંગાડી છે તેની અસર અમુક વખત સુધીજ રહે છે. તે સમય પૂરો થવા આવ્યો છે, એટલે એ બન્ને આપો આપ શુદ્ધિમાં આવશે."

"એમકે ?"

"હા."

"બંકા ! મારે તને એક વાત પૂછવી છે ?"

"ખુશાથી પૂછો."

"વિશ્વમોહિની માનશે ?"

"શું ?"

"હજી ના સમજ્યો ?"

"ના"

"જો સાંભળ, હું તને સ્પષ્ટ સમજાવું. હું એમ પૂછું છું કે વિશ્વમોહિની મને પતિ તરીકે સ્વીકારશે ?"

"શા માટે નહિ ? તમારા જેવો પતિ તેને ક્યાં મળનાર છે ?"

"તે વિજયકુમારને ચાહે છે."

"તે હું જાણું છુ."

"હું વિજયકુમાર જેવો છું?"

"તેનાથી પણ સુંદર."

"વિશ્વમોહિની સમજી જાય તો ઠીક."

"એની મેળે સમજશે; હવે ક્યાં જવાની છે?"

"ઘણી હઠીલી છે."

"તેની હઠ હવે વધુ વખત રહેશે નહિ."

"મને તેની ઘણી દયા આવે છે; પણ જ્યારે તે નથી માનતી ત્યારેજ મારે નિરૂપાયે કંઇક કડક થવું પડે છે." એટલામાં બન્ને બાળાઓ શુદ્ધીમાં આવતી જણાઇ.

તરત હેમસિંહ બોલી ઉઠયો; "બંકા! તારૂં કહેવું ખરૂં, જો આ બે હાલી."

"હમણાંજ પૂર્ણ શુદ્ધીમાં આવશે."

"અરે વાહરે બંકા." રાજા બન્ને બાળાઓની તરફ આતુર નયને જોઇ રહ્યો. તારાઓનો જાંખો પ્રકાશ પથરાયો હતો. આ જાંખા પ્રકાશમાં રાજા અને બંકા આ વિકટસ્થાનમાં બેસવાથી કંઇક વિચિત્ર ભાસતા હતા.

પાછલી રાત્રિનો સમય હતો. ટાઢ કકડીને પડી હતી. શીયાળવાંના અવાજ ચારે તરફ સંભળાતા હતા.

વિશ્વમોહિની અને મણીકાન્તા થોડીવારે પૂર્ણ શુદ્ધિમાં આવ્યાં. ભયાનક રાત્રિ વિકટ સ્થાન અને સમિપમાં બે માણસો નિહાળી બન્ને બાળાઓ ચમકીને બેઠી થઇ. હૃદય ધડકવા લાગ્યાં. ઠંડી અને ભયથી શરીર ધ્રુજવા લાગ્યાં.

આખરે મણીકાન્તાએ હીંમત એકત્ર કરી પૂછ્યું, "તમે કોણ છો?"

રાજા નિરૂત્તર રહ્યો, પણ તરત બંકાએ જવાબ આપ્યો; "અમે માણસો છીએ."

અમને અહિં કોણ ઉપાડી લાવ્યું છે ? "

" અમે ? "

" શામાટે ? "

" તમને સુખી કરવાના ઇરાદે. "

" અમે જ્યાં હતાં ત્યાંજ સુખી હતાં. "

" અમે એમ માનતા ન્હોતા. "

" અમે સુખી છીએ કે દુઃખી તેની તમારે શી જરૂર ? "

" તમારા સુખમાંજ અમારો સુખ-સ્વાર્થ સમાએલો છે. "

" એટલે ? " મણીકાન્તાએ વિકળતાથી પૂછ્યું.

" સમજી જાવને ? " બંકાએ કહ્યું.

" હું તમારૂં બોલવું સમજી શકતી નથી. "

" તમે જુઠ્ઠાં છો. મનમાં બધુંએ સમજો છો ? "

" સ્પષ્ટ સમજાવો કે તમારો શું ઇરાદો છે ? "

" તમે ચમકશો તો નહિ ને ? "

" શા માટે ? "

" મારા સ્પષ્ટ કથનથી. "

" ના, કહો ? "

" અમારો વિચાર તમારી સાથે શરીર સંબંધ સાંધવાનો છે. "

" એટલે ? " મણીકાન્તાએ લાલપીળી થઇ પૂછ્યું.

" તમને અમારી હૃદય દેવીયો બનાવવી છે. "

" તમે કોણ સુઆ છો ? " મણીકાન્તાએ ગર્જનામય અવાજે પૂછ્યું.

" તમારા આજ્ઞાંકિત સેવકો. " બંકાએ શાન્તિથી કહ્યું.

" તમારાં નામ ? "

" બંકા અને હેમસિંહ મહારાજ. "

માથા પર વિજળી ટૂટી પડી હોય એ મુજબ નામ સાંભળી રાજકન્યા અને મણીકાન્તા ચમક્યાં; અને સઘળું રહસ્ય સમજી ગયાં. પ્હાડ પરથી લઇ જતે વખતે જોકે બન્નેએ આ દુષ્ટાત્માઓને ઓળખ્યા હતા; પણ પછીથી બેશુદ્ધ થતાં અને આ વિકટ સ્થાનમાં આવતાં બન્ને બાળાઓ પોતાની સામે કોઇ બીજા હશે એમ ધારતિ હતી. પણ જ્યારે એના એજ દુષ્મનો જાહેર થયા ત્યારે બન્નેના શોક સંતાપનો પાર રહ્યો નહિ. હવે શી રીતે છૂટાશે ? હે હરી અમારી રક્ષા કરો. આવી રીતનો આર્તનાદ બન્ને બાળાઓના હૃદયમાંથી એક સાથે નીકળવા લાગ્યો. મણીકાન્તાને શાન્ત જોઇ મોતીલાલે પૂછ્યું, " કાં સુંદરી ! મૌન કેમ ધારણ કર્યું ? "

મણીકાન્તા બોલી નહિ.

પુનઃ પાપીએ કહ્યું; " બોલોને ? શું વિચાર કરો છો ? "

" હું તમારી મૂર્ખતાનો વિચાર કરૂં છું. " મણીકાન્તાએ કહ્યું.

" સુંદરી ! તું બહુ હઠીલી છે. મૂર્ખ શબ્દ વાપરતાં વિચાર કરજે પછીથી પસ્તાવું પડશે. સમજજે કે તું આજથી મારી પ્રાણપ્યારી બની ચૂકી છે. "

" ચંડાળ ! જીભ સંભાળ. "

" મોહિની શા માટે ગુસ્સે થાય છે ? તું પ્રતાપને અને આ રાજકન્યા વિજયને ચાહો છો એ હું જાણું છું, પણ તમે હવે તે બન્નેને ભૂલી જાવ. તેમની તરફનો પ્રેમ અમને સમર્પો. અમને ચાહો. અમે તમારી સેવા કરીશું. અમે તમને સ્વર્ગ સુખનાં ભોક્તાં બના-

વીશું. માટે હઠીલાઇ ત્યાગી ઉભાં થાવ અને તમારા પનોતાં પગલાંથી અમારા રંગભુવન પાવન કરો."

મણીકાન્તા છેડાઇ બોલી ઉઠી, "અધર્મી ! અમે તારૂં કંઇપણ સાંભળવાં ઇચ્છતાં નથી. તમારા રંગભુવનમાં આગ લાગો. અમે તમારી સાથે પ્રાણાંતે પણ આવનાર નથી. અમને તમારા તરફના સુખની તલમાત્ર ઇચ્છા નથી. અમારો પ્રેમ અચળ છે. અમે જેને અમારા માન્યા છે તેમનીજ અમે છીએ. અમારૂં સુખ દુઃખ તેમના ચરણની સેવામાંજ છે. બસ એજ અમારા આરાધ્ય દેવ છે. તમે તેમના ચરણોની સેવા કરવાને પણ તદ્દન નાલાયક છો."

"મણીકાન્તા ! તારા શબ્દો ઝેરી તીરની ગરજ સારે છે ?"

"છતાં તમારૂં કમ ભાગ્ય છે કે તેથી પણ તમને અસર થતી નથી."

"હઠ શાને કરે છે ?"

"અમે અમારા વિચારથી વિચલિત થનાર નથી."

"લક્ષ્મી ચાંલ્લો કરવા આવે ત્યારે મુખ ધોવા જનાર મૂખ મનાય છે."

"અમે ભલે એવાં મૂર્ખ રહ્યાં."

"માનુની મ ને ?"

"ચૂપ થા."

"આખરે માનવુંજ પડશે ?"

"અમારો નિશ્ચય ફેરવનાર કોઇ પણ નથી."

"દુઃખના દાવાનળમાં સળગશો."

"પરવાહ નહિ, પણ તમે તો સદાકાળ નર્ક કુંડમાંજ સળગશો."

"કોણ અમે ?"

"હા."

"બધું જુઠું ?"

"પરાઇ સ્ત્રીયોના અભીલાષી કોઇ દિવસ સુખી થયા સાંભળ્યા છે ?"

"હા, આનંદ અને વિજયકીર્તિ પ્રાપ્ત કરીનેજ મરણને શરણ થયા છે ?"

"આનંદ નહિ તેમ વિજય પણ નહિ. પરાઇ સ્ત્રીની ઇચ્છાથી જીવન હળાહળ બનાવી પાપાત્માઓ શ્વાન સમ મરણ પામ્યા છે. જે દુષ્ટો નિર્દોષ અબળાઓને સતાવે છે તે રૌરવ નર્કના અધિકારી થાય છે. સમજો; છતી આંખ્યોએ અંધ બનેલા કામાંધો સમજો."

"હું તારો ઉપદેશ સાંભળવા નથી માગતો."

"હું જાણી ચૂકી છું કે તને અસર થનાર નથી. તું પત્થર છે–પ્રેત છે."

"મારૂં અપમાન ?"

"અપમાનનું તને જ્ઞાનજ ક્યાં છે ?"

"સુંદરી ! વિચાર કરકે હું કોણ છું અને આ કોણ છે ?" મોતીલાલે રાજા તરફ હાથ લંબાવી પૂછ્યું.

"તું પીશાચ છે; તારી સાથેનો પ્રેત છે, બન્ને નરાધમ છો."

"મારો ક્રોધ વધે છે."

"તેમાં તું ભષ્મ થા."

"બસ એજ વિચાર ?"

"વારંવાર શું પૂછે છે ?"

"મહારાજા ! હવે સહન થતું નથી. હું મારો પ્રયોગ અજમાવું છું." બંકાએ રાજાને કહ્યું.

રાજાએ તેને થોડીકવાર સબુર કરવાનું કહી મણીકાન્તા પ્રત્યે કહ્યું; " હું જાણું છું કે તું ઘણી ડાહી છે અને સાથે ચાલાક પણ છે. મણીકાન્તા! તારે આવી રીતે ઉશ્કેરાઇ ફરીને એમ બોલવાની જરૂર નથી. સ્ત્રીઓના ધર્મ તું સમજે છે. શાન્ત થા. થોડીકવાર વિચાર કર. "

" અમારે શું વિચાર કરવાનો છે ? "

" તમારે સુખી થવાનો. "

" અમે સુંખીજ છીયે. "

" તમે માની શકો; પણ હું માનતો નથી. "

" કારણ ? "

" તમે પરણો ત્યારેજ સુખી થઇ શકો . "

" અમે પરણેલાં છીએ. "

" ખોટું. " રાજા હશી પડયો.

" રાજા ! અમે જે પ્રેમ સમર્પ્યો છે તેનેજ હૃદયથી પરણી ચૂકયાં છીએ. "

" એમ પરણ્યાં ન કહેવાય. "

" ત્યારે ? "

" ધામધૂમથી પરણો ત્યારેજ. "

" તેમ પણ થશે. "

" ના, હવેતો આપણેજ ધામધૂમથી પરણીશું. "

" રાજા ! તમે આ શું બોલો છો ? તમારે પતિવ્રતા પ્રેમદા છે, છતાં ભ્રષ્ટ બુદ્ધિ કેમ બનો છો ? "

" મને જુવાન છોકરી સાથે પરણવાનું મન થયું છે ? "

" કાલે તમારૂં મન નર્ક સ્થાન પ્રતિ દોડશે તો ? રાજા વિચાર કર. તું વૃદ્ધ થયો છે. મરણના કુંડાળામાં તારા પગ આવી ચૂકયા છે,

છતાં શા માટે પાપ કર્મ કરી રહ્યો છે ? હવે તો તારે પાપથી બચવા હરીનુંજ ભજન કરવું જોઇએ."

"મારો હરી મારી પાસે છે."

"ક્યાં છે ?"

"આ રહ્યો." રાજાએ વિશ્વમોહિની નજીક જઇ તેના ખભે હાથ મૂક્યો. તત્કાળ વિશ્વમોહિનીએ તેના હાથને ઝાટક મારતાં કહ્યું, "કમનશીબ કંગાલ ! દૂર મરી રહે. જો નજીક આવીશ તો આ કટાર તારા કલેજામાં હુલાવી દઇશ ?" રાજકન્યાએ કટાર કાઢી.

કામાંધ રાજા ડર્યો નહિ, પણ ખડખડાટ હશી પડયો.

વિશ્વમોહિની બોલી; "નષ્ટ ને ભાન હોયજ નહિ."

"દિલદાર ! તારૂં કહેવું બરાબર છે."

"તું કામાંધ છે, છતી આંખે અંધ છે."

"તે પણ વ્યાજબી છે. તારીજ અંધારી મને લાગી છે."

"સમજ, ખવીસ; સમજ ?"

"સમજી ચૂક્યો છું."

"તારા મ્હોતની નોબત વાગી રહી છે."

"મ્હોતની નહિ આપણા લગ્નનાં ચોઘડીયાં વાગી રહ્યાં છે."

"ખરેખર તું નરાધમજ છે."

"એતો પરણશો ત્યારે ખરી ખબર પડશે."

"ચિતા સુંદરી જોડે પરણજે."

"નહિ; મરતાં-જીવતાં પણ તારી સાથેજ પરણીશ; તનેજ મારી પ્રાણેશ્વરી બનાવીશ અને તનેજ સુખની સીમાએ પહોંચાડીશ. તું તારે ગમે એમ બોલ્યા કરને. મને કંઇ પણ અસર થનારજ નથી. તેમ હું તને પરાણે પણ પરણ્યા વિના રહેનારજ નથી."

" પીશાચ ! છાનો મરી રહે. " મણીકાન્તાએ ઉશ્કરાઇ રાજાને ધકકો માર્યો. રાજા દૂર જઇ પડયો. મોતીલાલ ઉશ્કેરાયો. તેણે તરતજ ગજવામાંથી એક નાની શીશી કાઢી અને તેની ઉપરનું ઢાંકણુ ફેરવ્યું. તત્કાળ પાણી જેવી એક ઝીણી ધાર ફુવારા માફક ઉડી; અને તે ધાર વિશ્વમોહિની તથા મણીકાન્તા પર પડી. બન્ને એક સાથેજ કારમી ચીસ પાડી બેશુદ્ધ બની ગયાં. અલ્પ ક્ષણમાં તો શબતુલ્ય અવસ્થા બન્નેએ પ્રાપ્ત કરી,

" ઘણીજ હઠીલીયો, બંકા ! હવે કેમ કરશું ? "

" પેલા ભયાનક કિલ્લામાં કેદ કરશું. જ્યાં સુધી નહિ માને ત્યાં સુધી તેમને ત્યાંજ પૂરી રાખશું. "

" તેમની પાસે કોણ રહેશે ? "

" આપણા બે માણસો કે જેઓ ત્યાં હાજર થયાજ હશે. "

" તમે તેમને આવવાની આજ્ઞા આપી છે ? "

" હા. "

" ચાલો ત્યારે. "

વિશ્વમોહિનીને રાજાએ અને મણીકાન્તાને મોતીલાલે ઉપાડી ઘોડા પર સ્વારી કરી આગળ પ્રયાણ કર્યું. પ્રાતઃકાળ થતાં પહેલાં તેઓ એક પ્હાડી પ્રદેશમાં ટૂટેલા કિલ્લા આગળ આવી પહોંચ્યા. આ કિલ્લો દેખાવમાં ભયાનક હતો. તેની અંદર અનેક પ્રકારના ભેદમય રસ્તાઓ અને કારીગરી હતી. આ ભાંગેલા કિલ્લાના એક સ્વચ્છ ગુપ્ત ભાગમાં મણીકાન્તા અને વિશ્વમોહિનીને રાખવામાં આવ્યાં. બે સેવકો હાજર થયા. તેમને બન્નેની સંભાળ રાખવાનું સૂચવી બંકા અને રાજા પોતાની છાવણી તરફ પાછા ફર્યા.

## પ્રકરણ ૩ જું.

### બહાદુરો સપડાયા.

ખંડેરની પશ્ચિમ દિશાએ આવેલા પ્હાડી પ્રદેશમાં બે પ્રવાશીઓ આમતેમ જોતા ચાલ્યા જતા હતા. તેમની ચપળ ચક્ષુઓ ચારે તરફ ફરતી હતી. આથી એમ જણાતું હતું કે તેઓ કોઇની શોધમાં નીકળ્યા હોય. ખરેખર એમજ હતું. આ બન્ને પ્રતાપસિંહ અને નવલસિંહ હતા. બન્ને રાજકુમારી અને મણીકાન્તાની તપાસમાં નિકળ્યા હતા. તેમને દિવસો વિતવા આવ્યા પણ કંઈ પત્તો લાગ્યો નહિ. દુષ્મનોનાં ઠેકાણાં જોયાં; પ્હાડોમાં ફર્યા; ગીરી–ગુફાઓ શોધી પણ પ્રયત્ન નિષ્ફળ નીવડયા. આખરે બન્ને કંટાળ્યા. શું કરવું ? કયાં જવું ? રાજકન્યા અને મણીકાન્તાને ઉપાડી શત્રુઓ કયાં છુપાયા હશે ? રાજકુમારની શી દશા હશે ? વગેરે અનેક વિચારો બન્નેને થવા લાગ્યા. સાંજ પડતાં બન્નેજણ એક સ્વચ્છ ઝરા પાસે આવી પહોંચ્યા. થાક પુષ્કળ લાગ્યો હતો. બન્નેએ ઝરાના જળથી હાથ મુખ ધોઇ ત્યાં વિશ્રામ લેવાનું વિચાર્યું.

શિયાળાના દિવસો ટુંકા હોવાથી વખતને જતાં વાર શી ? એકાદ કલાક આરામ મેળવી બન્નેએ આગળ વધવાનો વિચાર કર્યો; પણ જવું કયાં એ પ્રશ્ન પ્રથમજ ઉપસ્થિત થયો.

પ્રતાપે પૂછ્યું; " નવલ ? "

" કેમ શું કહો છો ? " નવલે નિરાશ વદને પુછ્યું.

" આપણી મહેનત નિષ્ફળ નીવડી."

"હા, ઘણું રખડયા પણ કંઇએ ભાળ મળી નહિ."

"હવે શું કરવું ?"

"તેજ વિચાર થઇ પડયો છે ને ?"

"આપણે જવું કયાં ?"

"મને સમજ પડતી નથી."

"પાછા જઇશું ?"

"ક્યાં ?"

"નગરમાં."

"કુમારને શું જવાબ આપશો ?"

"ત્યારે હવે કરવું શું ?"

બન્ને ઉંડા વિચારમાં પડયા. બાદ નવલ આવું છું કહી ઉભો થયો અને ઝરા સમિપ ચાલ્યો. વિચારમાં ને વિચારમાં નવલ ઝરા તરફ જવાને બદલે કિનારે કિનારે આગળ વધ્યો. થોડેક દૂર આવ્યો. નજીકમાં ઝાડી અને ઉંચો પ્હાડ આવેલો જણાયો. નવલ ઉભો રહ્યો. વિચાર ત્યાગી આસપાસ જોવા લાગ્યો. સામે ઝાડ-પાનથી ભરપુર વિકટ ઝાડી આવેલી હતી. નવલ એ ઝાડી તરફ અવલોકી રહ્યો.

આ અરસામાં એક અજબ બનાવ બન્યો. એકાએક વાંસળી વાગવાનો અવાજ નવલના કાને સંભળાયો. નવલના કૌતુહલનો પાર રહ્યો નહિ. આ વિકટસ્થાનમાં વાંસળી કોણ વગાડતું હશે ? લાવ તપાસ કરૂં. નવલ ઝાડીમાં પ્રવેશ્યો. વાંસળીનો મધુરો અવાજ કર્ણ પ્રિય લાગતો હતો. નવલ આનંદ પામ્યો અને વાંસળીના અવાજના આધારે આગળ વધ્યો.

નવલ ધીમેથી પગ ઉપાડતો હતો. જેમ આગળ જતો ગયો તેમ વાંસળી વાગવાનો અવાજ નજીક આવતો ગયો. નવલ મધ્ય

ઝાડીમાં આવ્યો. ત્યાંથી પ્હાડનું ચઢાણ શરૂ થતું હતું. એ ચઢાણ આગળ એક સમચોરસ પત્થર પડેલો હતો, આ પત્થર પર એક રૂપ લાવણ્યમયી દેવાંગના સમાન સુંદર સુંદરી બિરાજી હતી અને તેના કોમળ-રક્ત અધરોષ્ટ પર બંસી રાખી ગાનમાં ગુલતાન બનેલી હતી.

નવલ આ રમ્ય દૃશ્ય જોતાંજ વિસ્મય પામ્યો. પોતે સ્વર્ગમાં હોય એમ તેના મનમાં થવા લાગ્યું. નવલ ભાન ભૂલ્યો અને એક જગાએ છૂપાઇને તે લાવણ્યમયી લલનાના વદન કમળને ધ્યાન પૂર્વક નિહાળી રહ્યો.

નવલ તે સુંદરતાની દેવી તરફ ઘણીવાર જોઇ રહ્યો. આ અદ્દ્ભુત દૃશ્ય હતું. નવલના મનમાં વિચાર થયો કે લાવ આ અદ્દ્ભુત દૃશ્ય પ્રતાપને પણ બતાવું ? આ જન શૂન્ય સ્થાનમાં આ શો ચમત્કાર? આ શું જાદુ ? એ રમ્ય રમણી કોણ હશે ? શું દેવકન્યા હશે? અપ્સરા વનવિહાર કરવા આવી હશે ? આમ ગડભાંગ કરતો નવલ ઉતાવળે પગલે ત્યાંથી બહાર નીકળ્યો અને વિજળીની ઝડપે પ્રતાપ પાસે દોડી આવી બોલ્યો.

" પ્રતાપસિંહ."

પ્રતાપે ચમકીને તેના સામે જોયું. દોડવાથી નવલને શ્વાસ ચઢયો હતો. પ્રતાપ સમજ્યો કે નક્કી કંઇક નવા જુનું થયું છે.

આમ સમજી પ્રતાપે પૂછ્યું; " તને આટલો શ્વાસ કેમ ચઢયો છે ? "

" તે પછીથી કહીશ, પણ તમે ઉભા થાવ."

" કેમ ? "

" માર્ગમાં કહીશ, મારી સાથે ચાલો."

" ક્યાં જવું છે ? "

" અહિં નજીક."

પ્રતાપે તેની સાથે ચાલવા માંડયું. ઝરા આગળ જતાંજ વાંસળી-નો અવાજ સંભળાયો. પ્રતાપ ગંભીરતાથી વાંસળી સાંભળી રહ્યો. નવલે પૂછ્યું, " કેમ કંઈ સંભળાય છે ? "

" હા, વાંસળીનો મધુર અવાજ સંભળાય છે. નવલ ! આ જન શૂન્ય સ્થાનમાં વાંસળી કોણ વગાડતું હશે ? "

" તેજ બતાવવાને હું આપને અહિં લઇ આવ્યો છું."

" શું તું જોઇને આવ્યો ? "

" હા."

" કોણ વાંસળી વગાડે છે ? "

" એક રમ્ય રમણી કે જેના સમાન રૂપ મેં આજ પર્યંત કોઇપણ રમણીમાં જોયું નથી."

" શું સાચું કહે છે ? "

" તમારા પગના સોગન. ચાલો. "

પ્રતાપ આશ્ચર્ય પામ્યો. બન્ને ઝાડીમાં આવ્યા. વાંસળીનો સ્વર સ્પષ્ટ સંભળાયો. થોડીવારમાં તો વાંસળી વગાડનારીનો રમ-ણીય દેખાવ પણ નજરે પડયો.

પ્રતાપના આશ્ચર્યની સીમા રહી નહિ. તે એકાગ્ર નજરે તે સુંદ-રતાની દેવીને અવલોકી રહ્યો.

નવલે પૂછ્યું; " કેમ જોયુંને ? "

" હા. "

" કેવી રમ્ય રમણી છે ? "

" આવું રૂપ મેં આજ પર્યંત અવલોકયું નથી. "

" મને લાગે છે કે તે કોઈક દેવી હશે ? " નવલે કહ્યું.

"તપાસ કરવાની જરૂર છે."

"હું તેની પાસે જાઉં." નવલે પૂછ્યું.

"તું જા અને હું ઝરાની આગળ બેઠો છું. જો આપણે બન્ને તેની પાસે જઇશું તો તે કદાચ ગભરાશે."

"તમારી કંઇ જરૂર નથી. હું એકલોજ તપાસ કરી આવું છું." નવલે કહ્યું.

"સંભાળજે; ભાન ભૂલે નહિ."

"બહુ સારૂં."

પ્રતાપ પાછો ફર્યો અને ઝરાના કિનારે આવી બેઠો.

નવલ ધીમે કદમે સુંદરીની તરફ જવા લાગ્યો. નવલના હૃદયમાં આ વખતે ભય અને કંઇક અદ્‌ભુત કૌતુહલ ઉત્પન્ન થઇ રહ્યું હતું,

પત્થર પર પ્રતિમાની માફક બેઠેલી બાળાએ નવલને આવતો જોયો. પણ અજબ જેવું તો એ હતું કે તે નવલને જોઇ કંઇ પણ ભય પામી નહિ, તેમ વાંસળી વગાડતી પણ બંધ થઇ નહિ.

વાંસળી વગાડવાની ધુનમાં તે નવલ તરફ બેદરકાર જેવી જણાઇ. નવલ પણ તેના આવા રંગ-ઢંગ નિહાળી અજબ થયો; અને થોડીવારમાં તેની છેક નજીક આવી સુંદરીની બરાબર સામે ઉભો.

હજી પણ તે સુંદરતાની દેવી નવલની તરફ લગીર પણ નજર કર્યા વિના વાંસળી બજાવી રહી હતી. નવલને તેની બેપરવાઇથી કંઇક લાગ્યું પણ કંઇ નહિ બોલતાં શાન્ત ઉભો રહ્યો.

લગભગ અર્ધો કલાક સુધી તે સુંદરીએ વાંસળી વગાડ્યા કરી. બાદ વગાડવું બંધ કરી તેણે નવલના સામે દૃષ્ટિ કરી. નવલની

અને તેની આંખ્યો મળી. નવલના હૃદયમાં ધબકારા જોરથી થવા લાગ્યા. રમણી પણ કંઇક આશ્ચર્ય પામી અને નવલના મુખ સામે એકજ નજરે જોઇ રહી મંદમંદ હસવા લાગી.

નવલને આથી વધુ અજાયબી ઉત્પન્ન થઇ. તેનાથી શાન્ત ન રહેવાયું. તે બોલ્યો; " તમે કોણ છો ? "

" કોણ હું ? " રૂપાની ઘંટડીના સૂરની માફક તે બાળાએ કોમળ અવાજે પૂછયું.

" હા. "

" શું તમે મને નથી ઓળખતા ? "

" ના. "

" ખરેખર તમે કોઇ દિવાના છો ? "

" મેં તમને કયાંઇ પણ જોયાં નથી. "

" પણ હું તમને ઓળખું છું; અને તમે મને પણ ઓળખો છો."

" હું તમને ક્યાંથી ઓળખું ? "

"તમે ઠગ છો. ઓળખાણવાળાંને પણ ભૂલી જાવ છો ? "

" અરે ! બાઈ ! એ તો જણાવો કે આપણે કયાં ભેગાં થયાં હતા ? "

" આપણે ઘણી વખત ભેગાં થયાં છીએ; વળી આપણે સગાં પણ થઇએ છીએ. "

નવલ આભો બન્યો અને બોલ્યો; " શું આપણે સગાં થઇએ છીએ ? "

" હા. "

" તમે ભૂલતાં હશો ? મારા જેવો બીજો કોઇ હશે ? "

" ના ના, તમેજ. હું તમને બરાબર ઓળખું છું. "

"ત્યારે કહો કે આપણે શું સગાં થઈએ ?"

"કહું ?"

"હા."

"તમે ગાંડા થઇ જતા નહિ."

"શા માટે ?"

"સાંભળીને ?"

"હું તો ઘણો ડાહ્યો છું."

"એતો હમણાં સમજાશે."

"કહી દ્યો કે આપણે કેવી સગાઈના સબંધથી ઓળખાઇએ છીએ ?"

"વર-વહુના."

"ઓ બાપરે ? આતો જબરૂં કૌતક ?" નવલ વિજળીની માફક ચમકી બે ડગલાં પાછળ હઠયો; અને આંખ્યો ફાડીને પોતાની વહુ થનારીને જોઇ રહ્યો.

પેલી રમણી નવલની આ દશા નિહાળી ખડખડાટ હશી પડી. મોતી સમાન ઉજવળ દંત પંક્તીઓ સ્પષ્ટ દેખાઇ. તેની સુંદરતામાં અધીક વધારો થઈ રહ્યો.

નવલ હજી પણ મૌન રહ્યો. સુંદરી ઉભી થઇ અને નવલનો હાથ પકડી બોલી; "કાં પીયુજી તબીયત ઠેકાણે છે ને ?"

નવલના હાથમાંથી શકતી જતી રહી હોય એમ જણાયું. તેનું સમસ્ત શરીર કંપવા લાગ્યું. શરીર પર પસીનો વળ્યો. તે મનમાં વિચારવા લાગ્યો, અરે આ શું ? આ બલા કોણ હશે ? કોઇ વંતરી તો નહિ હોય ? જો એમ હશે તો રાંડની મને ચુસી ખાસે.

બાપરે ! આ નવલ આજ સૂધી કોઇનાથી ડર્યો નથી; પણ આજે આ ભેદી બલાએ ગભરાવ્યો છે. હું......

નવલ આગળ બોલે એ પહેલાંજ પેલીએ પૂછ્યું; "કાં વરજી ! શું વિચાર કરો છો ?"

"બાઇ ! હું તારો વર નથી. તું એમજ મને વર શાને ઠરાવે છે ? હું કંઇ સસ્તો નથી."

"તમે પાગલ થયા છો અને તેથીજ તમે તમારી પરણેતરને ભુલી જાવ છો."

"હું પરણ્યોજ નથી."

"મનથી તો પરણ્યા છો ને ?"

નવલ વિચારમાં પડયો. પુનઃ રમણી બોલી: "કેમ બોલતા નથી ? તમે પેલી વસંતમાલતીને ચાહો છો ને ?"

"હા."

"તેજ હું છું."

"તું તે હોયજ નહિ ? કયાં તે અને ક્યાં તું ?"

"હું નવા અવતારમાં આવી છું."

"ત્યારે મને પણ નવા અવતારમાં આવવાદે."

"હું લાવીશ. ચાલો હવે મારા પિયુજી." તે રમણી નવલને ખેંચવા લાગી.

"મને કયાં લઇ જાય છે ?"

"આપણા રંગભુવનમાં. ચાલો ગભરાવ છો શાને ?"

"રંગભુવન કયાં આવ્યું છે ?"

"તે થોડીવારમાંજ જાણશો."

"મારે નથી આવવું, મને મૂકી દે."

"હાથમાં આવેલા વરને હવે તે જવા દેવાય કે ?"

"મારે તારા વર થવું નથી."

"પણ મારે તમારી વહુ થવું છે તેનું કેમ ?"

"અફસોસ ! આ તો જીવતી ચૂડેલ." આમ મનમાં બબડી નવલે રમણીના હાથમાંથી હાથ છોડાવવા જોર કર્યું; પણ હાથ છૂટી શક્યો નહિ. નવલ આજીજી કરવા લાગ્યો. એક બહાદુર પુરૂષ રમણીની આગળ કરગરવા લાગ્યો. રમણી હસવા લાગી. છેવટે નવલનું લોહી ઉકળી આવ્યું. તે જમીન પર બેસી જતાં બોલ્યો. "મારે નથી આવવું."

"મારે તમને પરાણે લઇ જવા પડશે."

"તાકાત હોય તો લઇ જા."

"એમ ?" કહી તે રમણીએ ત્રણ તાલી બજાવી. તત્કાળ નજીકમાં આવેલી એક શીલા અદ્ધર થઈ. પ્હાડમાં પોલાણ જણાયું. તેમાંથી પાંચ વિરૂપ દેખાવના માણસો બ્હાર નીકળી આવ્યા અને આજ્ઞાંકિત સેવકોની માફક રમણીની આગળ ઉભા રહ્યા. રમણીએ તે લોકોને ઇસારતથી કંઇક સમજાવ્યું. કે જેથી તરતજ બે માણસોએ નવલની નજીક ધસી જઇ નવલની બન્ને આંખ્યો પર એક પાટો કસકસાવીને બાંધી દીધો. નવલે ઘણું જોર કર્યું; પણ સઘળું નકામું ગયું. બાદ ચાર માણસો તેને ઉંચકી પ્હાડની પોલાણમાં લઇ ગયા. રમણીએ એક માણસના કાનમાં કંઇક સમજાવી ત્યાં બેસાર્યો અને પછી પોતે પણ પ્હાડના પોલાણમાં પેસી ગઇ.

* * * *

ઝરાના કિનારે બેઠેલો પ્રતાપ નવલની રાહ જોઇ કંટાળ્યો. ઘણો વખત થયો. વાંસળી પણ વાગતી ક્યારનીએ બંધ થઇ. હજી

નવલ કેમ આવ્યો નહિ. પ્રતાપના મનમાં અનેક વિચારો થવા લાગ્યા. તેણે ઝાડીમાં જવાનો નિશ્ચય કરી એ તરફ ચાલવા માંડયું. એટલામાં દૂરથી બે ઘોડેસ્વારો પોતાની તરફ ચાલ્યા આવતા જણાયા. પ્રતાપ એ તરફ જોઇ રહ્યો. ઘોડેસ્વારો નજીક આવી પહોંચ્યા. પ્રતાપે તરત તેમને ઓળખ્યા. તે સોમેશ્વર જોશી અને બીજા બે રંગીયો હતા. તેઓ કુમારની શોધમાં નીકળ્યા હતા. પ્રતાપને આનંદ થયો. તેણે કુમારની ખુશખબર પૂછી.

સોમેશ્વરે કુમારના ચાલ્યા જવાના સમાચાર જણાવ્યા.

પ્રતાપના શોકની સીમા રહી નહિ. તેણે નગર તરફ જવાનો નિશ્ચય કર્યો. જોશીને અને બીજા બે રંગીયોને ઘોડાપરથી નીચે ઉતરી પોતાની સાથે ચાલવાનું કહ્યું. પ્રતાપે બનેલી બીના જોશીને જણાવી. જોશીને ભેદ ભાસ્યો અને ભૂત-પ્રેતની શંકા ઉદ્ભવી. પ્રતાપ અને રંગીયો પેલા પત્થર આગળ આવ્યા. આ વખતે ત્યાં પેલી સુંદરીને બદલે એક કદરૂપો માણસ બેઠેલો હતો. પ્રતાપના આશ્ચર્યમાં વૃદ્ધિ થઇ. તેણે તે માણસની નજીક જઇ નવલના વિશે પૂછયું. તે માણસે મુખથી કંઇ પણ નહિ બોલતાં ઉભા થઇ ઇસારતથી પોતાની પાછળ ચાલ્યા આવવાનું સમજાવ્યું. પ્રતાપ અને બીજા તેની પાછળ જવા લાગ્યા. પેલા કદરૂપાએ પેલો ભેદી પત્થર ખસેડયો. અને તેમાં સઘળાને દાખલ કરી પત્થર હતો તેમ ગોઠવી દીધો. પ્હાડની પોલાણમાં અંધારૂં ઘોર હતું. કંઇ પણ જોવાઇ શકાતું ન્હોતું. પ્રતાપ અને તેના સાથીયો હાથ પ્હોળા રાખીને ચાલતા હતા. પેલો કદરૂપો નિર્ભયતાથી આગળ ચાલ્યો જતો હતો. કેટલેક આગળ જતાં ઉંચે ચઢવાનાં પગથીઆં આવ્યાં. લગભગ સોએક પગથીયાં ચઢી સઘળા એક સ્થળે આવ્યા. ત્યાં પણ ઘોર અંધારૂં હતું. પેલા કદરૂપાએ શીયા-

ળના જેવો અવાજ કર્યો. અલ્પ સમયમાંજ તેના જેવો એક બીજો કદરૂપો હાથમાં સળગતો ઠાકડો પકડી ત્યાં દોડી આવ્યો. પ્રતાપ અને તેના સંગીયો આ લોકોને પિશાચ માનવા લાગ્યા. વળી પાછા આગળ ચાલ્યા. એક નેળ આવી. તે પણ વટાવી. એક દરવાજાના આકારની ગુફા આવી. તેમાં સઘળા પેઠા. પાછળથી ગુફાપર પત્થર ઢંકાયો. બધાએ ઘણી વાર ચાલ્યા કર્યું. છેવટે સઘળા એક નાનકડા મેદાનમાં આવ્યા. આ જગાએ પ્રતાપ અને રંગીયોને થોડીકવાર ઉભા રહેવાનું કહી પેલા બે ચાલ્યા ગયા. ઘોર અંધકાર ફરી વળ્યો. કશું જણાતું ન્હોતું. ઘણીવાર થઇ પણ પેલા પાછા આવ્યા નહિ. પ્રતાપ અને રંગીયોને વ્હેમ પડયો. તેઓ આગળ ચાલ્યા. એક માણસ આમતેમ ફાંફા મારતો અથડાયો. પ્રતાપે તેને કોણ છે એમ બૂમ મારીને પૂછ્યું.

તે માણસે પ્રતાપનો અવાજ ઓળખી કહ્યું, "હું નવલ."

"કોણ નવલ ! અરે તું ક્યાંથી ?"

"હું અહિં સપડાયો છું અને તમે પણ સપડાયા છો. અહિંથી નીકળવાનો એકે રસ્તો નથી."

"પેલી બલા કોણ હતી ?"

"કોઇ ચૂડેલ. તેણેજ મારી અને તમારી આ દશા કરી છે."

પ્રતાપ-જોશી અને અન્ય રંગીયો સ્તબ્ધ બન્યા. આ સ્થળે તેમની રંગ વિદ્યાનાં સાધનો પણ પાસે ન્હોતાં કે જેથી રંગવિદ્યા અજમાવી રસ્તો મેળવે.

સઘળા નિરાશ-હતાશ બની ત્યાં ચોગાનમાં બેઠા; અને વ્યથિત હૃદયે રાત્રિ પૂરી કરવા લાગ્યા.

# પ્રકરણ ૪ થું.

## ઘેલાના ઘરમાં ગોટાળો.

ઘેલાગોરને ગામ ગએ ચાર દિવસ થઇ ગયા હતા. બીજે દિવસે પાછો આવીશ કહી જનાર ઘેલાને વધુ દિવસ થયા જાણી છબીલી વિચારમાં પડી અને મન સાથે અનેક તર્ક-વિતર્ક કરવા લાગી. ગોરની ગેરહાજરીમાં છબીલદાસ હમેશાં છબીલીની પાસે આવતો; અને કલાકોના કલાક છબીલી સાથે ગાળતો મથુર આ જોતો; પણ છબીલી ચાલાક હોવાથી મથુરને પૈસા વાપરવા આવી બહાર ફરવા મોકલતી. મથુરને પણ એટલીજ જરૂર હતી. પૈસા વાપરવા મળ્યા એટલે બાદશાહ. નવી માની તરફથી તેને પૈસા વાપરવા મળતા; આથી તે કંઇપણ બોલતો નહિ. ઘેલાના ગયા પછી ઘરમાંથી કલેશ કંકાશ નાબુદ થયો હતો. છબીલી પણ ઘણી ખુશી થઇ હતી અને મનમાં ઇચ્છતી કે ઘેલો સદા બહાર ગામ રહે અગર મરે તો કેવું સારૂં.

આજે સવારનો સમય છે. છબીલી નાહિ-ધોઇ સારાં કપડાં પહેરી છબીલદાસની રાહ જોઇ રહી હતી. છબીલદાસ દરરોજ સવારમાં આવતો; અને ત્યાંજ જમતો. આજે તે હજી સુધી નહિ આવ્યો હોવાથી છબીલી ચિંતા કરતી હતી.

મથુર ત્યાં બેસી એક ચોપડી વાંચતો હતો. છબીલી તેની પાસે આવી. મથુરે ચોપડી વાંચવી બંધ કરી તેને પૂછ્યું; " આજે પેલા કેમ આવ્યા નથી ? "

" કોણ ? " છબીલીએ પૂછયું.

" પેલા છબીલદાસ."

" કંઇક રોકાયા હશે. તારે શું કામ છે ? "

" મારે તો કંઇએ કામ નથી; પણ......

" કેમ અટકી ગયો ? "

" નહિ કહું ? "

" કહેને ? " છબીલીએ આગ્રહ કર્યો.

" તમે ક્યાંક ગુસ્સે થાવ તો ? "

" નહિ થાઉં.'

" તમારે અને છબીલદાસને ઠીક બને છે નહિ વારૂ ? "

છબીલીએ ડોળા ઘુરકાવી પૂછયું, " એટલે ? "

" છબીલદાસ આપણી પર માયા સારી રાખે છે." મથુરે વાત પલટી.

" હા, તને રોજ પૈસા વાપરવાને મળે છે એ બધો પ્રતાપ તેમનોજ છે."

" છબીલદાસ અને તમે મને બહુજ વ્હાલાં લાગો છો."

" તારા બાપા ના હોય તો તને અમારી પાસે ગમેને ? "

" એટલે ? મારા બાપા ક્યાં જાય ? "

" સમજ કે કદાચ મરી જાય."

" મને પહેલાંતો કંઇક રડવું આવે; પણ પછી તમે છો એમ સમજી મારા બાપાને ભૂલું."

" હું તને તારા બાપ કરતાં પણ સારી રીતે રાખું."

" એનીતો મને ગળા સુધી ખાત્રી છે; પણ આજે છબીલદાસ હજી સુધી કેમ નહિ આવ્યો હોય ? "

" શી ખબર પડે ? કદાચ કોઇ કામમાં રોકાયા હશે ? "

" હું તેમને ઘેર જઇ ખબર કાઢી આવું ?"

" તેં ઘર જોયું છે ?"

" હા."

છબીલી કંઇક વિચાર કરી બોલી; " ના; તેમને ત્યાં જવાની જરૂર નથી, ઘણાએ આવશે."

" ત્યારે હું હવે બહાર જાઉં ? "

" ના, તેમના આવ્યા પછી જજે."

મથુરે પુનઃ પુસ્તક વાંચવા માંડયું. એટલામાં બારણાં ખખડવાનો અવાજ સંભળાયો. મથુરે પુછયું,

" કોણ હશે ? "

" એતો હું, બારણાં ઉઘાડો. "

મથુરે અવાજ ઓળખી છબીલી પ્રત્યે કહ્યું; " છબીલદાસ આવ્યા. જાવ કમાડ ઉઘાડો."

છબીલી આનંદના આવેશથી બારણાં ઉઘાડવા દોડી અને દ્વાર ઉઘાડી છબીલદાસનો હાથ પકડી અંદર લઇ આવી. અંદર આવતાં અધવચ છબીલદાસે ગોરાણીના ગૌર ગાલ પર ચુંબન લીધું.

છબીલી છેડાઇને બોલી; " તમે ઘણા ખરાબ છો. "

" કેમ વારૂ ? "

" હિંડતાં તે આવું થતું હશે ? "

" એમાં શું ? મારી પ્રાણપ્યારીએ શ્રમ લઇ દ્વાર ઉઘાડયાં તેથી મારે તેનો સત્કાર કરવોજ જોઇએ. "

" તમે નિર્લજ્જ છો. "

" ત્યારે તમે કયાં ઓછાં છો ? "

આમ ધીમેથી બોલતાં બન્ને મથુર જ્યાં બેઠો હતો ત્યાં આવ્યાં.

છબીલદાસને જોઇ મથુરે કહ્યું, "પધારો છબીલદાસજી."

"કેમ ભાઇ મઝામાં છેને ?"

"હાજી, તમને દીઠે વિશેષ."

વચમાં છબીલી બોલી; "મથુર ! તને મારે એક શીખામણ દેવી છે."

"ખુશીથી દ્યો."

"તારે છબીલદાસને આવી રીતે બોલાવવા નહિ."

"ત્યારે ?"

"કાકા કહીને બોલાવવા."

"એમ કેમ ? તે કયાં મારા બાપાના ભાઈ છે ? શું તમે તેનાં ભાભી થાવ ?"

"ના."

"ત્યારે કાકા કેમ કહેવાય ?"

"મોટાને કાકા કહેવાય ?"

"ત્યારે મોટાને મામા ના કહેવાય ? હું આજથી છબીલદાસને મામા કહીને બોલાવીશ."

"મૂર્ખા ! મામા તો માના ભાઇને કહેવાય ?"

"તમે આ છબીલદાસને મારા દેખતાં છબીલદાસભાઇ નથી કહેતાં ? તમે તેમને એક ભાઇની માફક ચાહો છો અને તે તમને બ્હેન જેવાં ગણે છે; એટલે મારે તો તેમને મામા કહેવા એજ વ્યાજબી છે."

" ચાલ જવાદે એ વાત; અને મને કહે કે તારા બાપના કંઇ સમાચાર આવ્યા ? " છબીલદાસે પૂછ્યું.

" ના, મને ઘણી ફીકર થાય છે. " મથુરે કહ્યું.

" અને મને પણ ચિંતા થયાજ કરે છે. "

મથુર આત્મગત્ બોલ્યો; " માને ચિંતા થાય છે ? કેટલી જુઠ્ઠી. હરામની મારા બાપને તો મરે એમ ઇચ્છે છે અને કહે છે કે ચિંતા થાય છે. મારા બાપની બુદ્ધિ પણ બ્હેર મારી ગઇ છે કે અતીશય કંજુસાઇ કરે છે. પરીણામ ખરાબ આવવાનું. જતે દહાડે આ છબીલો અને છબીલી જરૂર પસાર થવાનાં. મારા બાપને શી રીતે કહું ? "

" કેમ મથુર ! શું વિચારે ચઢ્યો ? "

" તમારા અને મારા બાપના. "

" લે હવે બજારમાં જા અને આવતી વખતે સાંજને માટે કંઇક શાક-પાંદડાં લેતો આવજે. "

" હું આજે બહાર જવા ઇચ્છતો નથી. "

" કેમ ? "

" મારી તબીયત ઠેકાણે નથી. શાક મંગાવવું હોયતો આ છબીલદાસને મોકલો. "

" તેમનું મારે કામ છે. "

" શું ? ",

" મારી પેલી સોનાની બંગડીયો છે તેની ખીલી બગડી ગઇ છે તે તેમની પાસે દુરસ્ત કરાવવી છે. "

" તે ભલે ને કરાવો. "

" પણ શાક કોણ લાવશે ? "

" અત્યારનું તો છે ને ? "

" પણ સાંજે ? "

" બપોરના લઇ આવીશ. "

" બપોરના સારૂં ન મળે; માટે અત્યારે જા. ચલાય નહિ તો ગાડી કરજે. લે આ રૂપીયો. " છબીલીએ મથુરના હાથમાં રૂપીયો મૂક્યો.

રૂપીયો જોઇ મથુર ખુશી થયો. તે તત્કાળ ઉભો થયો અને કપડાં પ્હેરી છબીલી અને છબીલદાસ તરફ જોતો બહાર નીકળ્યો.

છબીલીએ તેના ગયા બાદ બારણાં બંધ કર્યાં અને પછી છબીલદાસના ગળામાં હાથ નાખી વિવિધ ચાળાઓ કરતાં કહ્યું " વ્હાલા! કહો હવે શું વિચાર પર આવ્યા ? "

" તારો વિચાર મારે કબુલ છે ? "

" ત્યારે હવે આપણે નિશ્ચય પર આવવું જોઇએ. "

" તું પ્રથમ નિશ્ચય પર આવ ને ? "

" મારો તો નિશ્ચય થઇ ચૂક્યો છે ? "

" શું ? "

" તમેજ મારા પ્રાણાધાર છો. "

" એતો બધું ખરૂં, પણ કહે હવે શું વિચાર કર્યો ? "

" શાનો ? "

" અહિંથી પલાયન થવાનો ? "

" ક્યારે ? "

" જો એ કાળમૂખો આજે ના આવે તો આપણે મોટા પરોઢીએ પસાર થઇ જવું. "

" પેલું...ખોળી કાઢ્યું ? "

"ના, તેમાં તમારી મદદની જરૂર પડશે."

"શું કરવાનું છે ?"

"જમીનમાં માથોડાપૂર ખાડો ખોદવો પડશે."

"શું એટલું ઉંડું દાટયું છે ?"

"હા."

"ત્હેં તે જગા બરાબર જોઇ છે ?"

"હા."

"ત્યારે આજે રાત્રે હું અહિંજ રહીશ. પણ મથુરીયાનું શું કરીશું ?"

"તેને ભવાઇ જોવા મોકલશું."

"એ પણ ઠીક."

"તમે પણ તૈયારી કરજો." છબીલીએ કહ્યું.

"હુંતો તૈયાર જ છું. મારે જે સાથે લેવાનું છે એ બધું તૈયાર કરી રાખ્યું છે."

"શું તૈયાર કર્યું છે ?"

"થોડાક રૂપીઆ અને તારે માટે ઘરેણું."

"આપણે પહેલાં કયાં જઇશું ?"

"મુંબાઇ."

"પણ ઠરીને ક્યાં રહીશું ?"

"કોઇ સારા શહેરમાં."

"વ્હાલા ! તમારા પ્રતાપે જ હું સુખી થઇશ. કસાઇને ઘેરથી ગાય છોડાવવા જેટલું પુણ્ય તમને મળશે. અરેરે ! આ લોભીયાના ઘરમાં આવી મેં કંઇ પણ સુખ જોયું નથી. પણ વ્હાલા...

છબીલી આગળ બોલી શકી નહિ. તેની આંખ્યોમાં અશ્રુ ઉભરાયાં.

છબીલદાસે ધોતીયાના છેડાથી તેની આંખ્યો લુછતાં કહ્યું, "મારી મેનાં! શા માટે રડે છે? તારૂ વદન શા માટે કરમાવે છે? તારી આંખ્યોમાં આંસુ જોઇ મારૂં જીગર ટુકડેટુકડા થઇ જાય છે. છબીલી! છાની રહે અને તારે જે કહેવું હોય તે કહે."

"મારા લીધે તમારે પણ ઘણું કષ્ટ વેઠવું પડશે?"

"અરે તારે માટે તો હું મરવાને તૈયાર છું."

"મને નીભાવશોને?"

"એટલે?"

"સદા પાળશોને?"

"આમ પૂછવાનું કારણ?"

"અનેક લોકો ભોળી અબળાઓને ફસાવીને સ્વાર્થ પૂર્ણ થતાં તજી દેછે. મેં આવા અનેક દાખલા સાંભળ્યા છે."

"તને મારો વિશ્વાસ નથી?"

"છે, પણ સ્હેજ શંકા થાય છે."

"હું ઇશ્વરને અને માતાજીને હજરા હજુર ગણી સોગન ખાઉં છું કે જીવીશ ત્યાં સુધી પાળીશ. તને દુઃખ નહિ દઉં. બોલ, છે હવે કાંઈ?"

"ના વ્હાલા, હવે મને સંપૂર્ણ ખાત્રી થઇ." છબીલી છબીલાને વળગી પડી ગાઢ આલિંગન આપ્યું. સ્વર્ગના શીખરે પહોંચ્યાં હોય એવો આનંદ બન્ને અનુભવવા લાગ્યાં પણ એવામાંજ તેમના રંગમાં ભંગ પડયો.

બહારગામ ગએલો ઘેલો એકાએક ઘેર આવ્યો. બારણાં બંધ જોઇ તેણે બુમ મારી. તેની બુમથી બન્ને ચમકયાં. એક બીજાંથી અળગાં થઇ ઉભાં. તેમનાં મુખ કરમાયાં. બન્નેના મુખપર કાળાશ ફરી

વળી. બહાર ઘેલો કમાડ ખખડાવી ઉઘાડવાની ઉતાવળ કરી રહ્યો હતો. અંદર છબીલો અને છબીલી ગભરાતાં હતાં. તરત છબીલીએ એક યુક્તી ખોળી કાઢી અને છબીલદાસને એક કોઠીમાં પૂર્યો. આ પછી તરત જ છબીલીએ કમાડ ઉઘાડયાં. ઘેલાએ ધાંટા પાડી વાર લગાડવાનું કારણ પૂછ્યું.

છબીલીએ મીઠાં વચનથી જવાબ આપ્યો. ઘેલો આમતેમ નજર ફેરવતો ઘરમાં આવ્યો અને ખભા પરની ઝોળી ખીંટી પર ભરાવી ઓરડામાં જઇ બેઠો, છબીલીએ સ્નાન કરવાનું બ્હાનું કાઢી ઓરડાનું બારણું બંધ કર્યું અને પછી કોઠીમાંથી છબીલદાસને બહાર કાઢી જતા રહેવાનું સૂચવ્યું. છબીલદાસ રસ્તે પડયો. છબીલીએ સ્નાન કરી લીધું અને પછી ઓરડાનું દ્વાર ઉઘાડી ઘેલાની સમક્ષ સ્થાન લીધું.

## પ્રકરણ ૫ મું.

### કંજુસની કુટિલતા.

ઘેલો શંકાશિલ દ્રષ્ટે છબીલી તરફ ઘણીવાર જોઇ રહ્યો. છબીલી સમજી ગઇ કે તેને વ્હેમ પડયો છે. પણ તે કંઇ બોલી નહિ. થોડીવારે ઘેલાએ પૂછ્યું, "મથુર કયાં ગયો છે?"

"મને ખબર નથી."

"તને કહ્યા વિના ગયો છે?"

"હા, તે મને કયારે કહીને જાય છે?"

"ઠીક, હવે તું જલ્દીથી ખાવાનું બનાવી દે, મને ટકડીને ભૂખ લાગી છે."

"શું ખાવાનું કરી આપું?"

"જલ્દી થાય એ."

છબીલી ઉઠી અને રસોડા તરફ ગઇ.

બપોર થવા આવ્યા હતા. ઘેલાને ભૂખ લાગી હતી. એવામાં મથુર આવ્યો. બાપને જોતાંજ તેનું મુખ ઉતરી ગયું. ઘેલાએ તેના સામે ડોળા ઘુરકાવી પૂછ્યું; "અલ્યા ક્યાં ગયો હતો?"

"બહાર ફરવા."

"ક્યારનો ગયો હતો?"

"સવારનો."

"તું આમ ક્યાં સુધી રખડયા કરીશ?"

"ત્યારે શું કરૂં?"

"ભણવા જા."

"મારે ભણવું નથી."

"થોડુંક બામણીયું તો શીખ?"

"શું કરવા?"

"પરણાવા-સરાવા."

"મારે એવું શીખવું નથી. બધું ખોટું છે."

"થોડીક સંધ્યા તો શીખ્ય?"

"તમે ક્યાં શીખ્યા છો?"

"મારા દહાડા તો ગયા પણ તારા નહિ જાય. સમજ્યો?"

"કેમ?"

"દહાડે દહાડે વખત બગડતો જાય છે."

"તે બગડતો વખતજ અમને બહાદુર બનાવશે."

"ચપોચપ જવાબ આપતાં શરમાતો નથી?"

"પહેલાંથી વિનય-વિવેક શીખવવો હતોને?"

ઘેલો ચૂપ થઈ ગયો. તેને સ્વપ્ને પણ ખબર ન્હોતી કે મથુરીયો આવી રીતે જવાબ આપશે. ગામથી રખડીને આવ્યો હતો. ભૂખ લાગી હતી; તેમાં મથુરના જવાબે હદ વાળી. ઘેલો છેડાયો; અને મથુરને બે ચાર ગાળો ચોપડાવી ધમકાવ્યો.

મથુર પણ તેના બાપથી જાય એવો ન્હોતો. તેણે પણ બાપને સંભળાવવામાં બાકી રાખ્યું નહિ.

છબીલીએ રસોડામાંથી બહાર આવી બન્નેને શાન્ત કર્યા.

ઘેલો ઉઠયો અને બહાર ચોકમાં આવી બેઠો. એવામાં બહારથી એક છોકરો આવ્યો, ઘેલાએ તેના સામે જોઇ પૂછયું, "અલ્યા કયાંથી આવ્યો છે?"

"જોડેના ફળીયામાંથી."

"કેમ શું કામ છે?"

"હું છબીલદાસને બોલાવવા આવ્યો છું."

"અહિ કયાંથી છબીલદાસ?" ઘેલાએ છબીલદાસના નામથી ધાંટો કાઢી પૂછયું.

"તે સવારના અહિં આવ્યા છે. તેમને એક માણસ બોલાવે છે તેથી હું બોલાવા આવ્યો છું."

"જા, છબીલદાસ અહિં મુઓ નથી."

છોકરો ભય પામી ચાલી ગયો. છબીલી ધ્રુજવા લાગી.

ઘેલાએ રૌદ્ર સ્વરૂપ ધારણ કર્યું.

તેણે છબીલીને પાસે બોલાવી પૂછયું, "અલી! આજે અહિં કોણ આવ્યું હતું?"

"ક્યાં ?"

"અહિં ?"

"આપણે ઘેર ?"

"હા, હા, આ ઘરમાં ?" ઘેલાએ ગર્જના યુક્ત સ્વરે પૂછ્યું.

"અહિંતો કોઇ આવ્યું નથી."

"રાંડ! જુઠું બોલે છે ? છબીલો આવ્યો હતો કે નહિ ?"

"એતો થોડીકવારજ અહિં આવી–રોકાઇ ચાલ્યા ગયા હતા."

"કેમ અલ્યા મથુર! તે વખતે તું અહિં હતો કે ?" ઘેલાએ મથુરને પૂછ્યું.

"હું તમારા સવાલનો એક પણ જવાબ આપવાને લાચાર છું."

"મશાણમાં જા રાંડના." કહી ઘેલાએ પુનઃ છબીલીને પૂછ્યું; "તે કેમ આવ્યો હતો ?"

"આપણને રળાવા."

"હેં ! રળાવા ?" ઘેલાએ ધીમા અવાજે પૂછ્યું.

"હા."

"કહે, કહે, તે શું રળાવા આવ્યો હતો ?" ઘેલાએ પૂછ્યું.

"જાણે એમ બન્યું કે તમે ગયા ગામ અને આજ સુધી ન આવ્યા. છબીલદાસને રાહુના જાપ જપાવવા હતા, તેથી તે કહેવા આવ્યા હતા. મેં કહ્યું કે એતો ગામ ગયા છે. પણ તમારે જપ કરાવવાનો હું બંદોબસ્ત કરી આવું છું. તમે જાવ. અમારી તરફથી જપ કરવા માણસ આવશે. પછી તરત છબીલદાસ ચાલ્યો ગયો. મેં આપણા પેલા બટુકશંકરને જપ કરવા મોકલ્યો."

"ત્હેં એ ઠીક કર્યું પણ દક્ષણા શું મળી ?"

"આપણને સાત રૂપીઆ મળ્યા."

"ક્યાં છે તે રૂપીઆ ?"

"લ્યો આ રહ્યા." છબીલીએ સાડલાના છેડેથી છોડીને સાત રૂપીઆ ઘેલાના હાથમાં મૂક્યા. રૂપીઆ જોતા જ ઘેલો ઠંડો થયો. તેણે પૂછ્યું. "બટુકશંકરને કંઇ આપ્યું."

"હા."

"શું ?"

"જમી આવ્યો અને ઉપર બે આના આપ્યા."

"બે આના ન આપ્યા હોત તો ચાલત. હશે જા; હવે ઝટ ખાવાનું કરી દે. કેટલી વાર છે ?"

"તૈયાર છે."

"લાવ ત્યારે, હું અહિંજ ખાઇ લઇશ."

છબીલી રસોડામાં ગઇ અને એક થાળીમાં જમવાનું ભોજન લઇ આવી ઘેલાની આગળ મૂક્યું. ઘેલાએ ખોરાક તરફ જોયું. આ સાથેજ તેનું મુખ અમાવાસ્યા જેવું ભયાનક બન્યું. તેની આંખ્યો લાલચોળ બની. મુખમાંથી ક્રોધના ઉષ્ણ શ્વાસ નીકળવા લાગ્યા, તેણે મોટી બરાડ પાડી છબીલીને પૂછ્યું, "અલી ? આ શું બનાવ્યું છે ?"

"કંસાર." છબીલીએ ધડકતા અંતઃકરણે કહ્યું.

"તને કંસાર બનાવવાનું કોણે કહ્યું હતું ?"

"આપે કહ્યું કે જલ્દી થાય એવું ખાવાનું બનાવ. તેથી મેં કંસાર બનાવી દીધો."

"હત્ તારૂં સત્યાનાશ જાય રાંડ શંખણી ! તું તો મને ભીખ માગતો કરવા બેઠી છે. કુભારજા ! ખીચડી બનાવી હોત તો જલ્દી ન થાત કે ?"

" ખીચડીને વાર લાગે અને આ જલ્દી બને."

" તારા બાપનું કપાળ બને." ઘેલો ટાઢ ચડી હોય એમ કંપવા લાગ્યો.

છબીલીએ કહ્યું, " સ્વામી! થયું એ થયું, આપ જમી લ્યો."

" શું કહ્યું ?" ઘેલાએ જાણે સાંભળ્યું ન હોય એમ મોટા અવાજે પૂછ્યું.

" આપ ખાઇ લ્યો."

" શું? આ?" ઘેલાએ થાળી તરફ હાથ કરી પૂછ્યું.

" હા."

" મારો જીવ જાય પણ હું આ ખાઉં નહિ."

" કેમ ?"

" મારો દમ નીકળી જાય."

" શું આ ખાવાથી ?"

" હા, હા, ઓ વંતરી! શું તું નથી જાણતી કે હું એકને એકજ ખોરાક ખાઉં છું? શું તારે આ નવો ખોરાક ખવરાવી મને મારી નાખવો છે?"

" પ્રભુ! મરી નહિ જવાય, બે કોળીયા ખાઇ લ્યો."

" અરે લગીર પણ નહિ."

"ત્યારે ખીચડી બનાવી દઉં ?"

" આનું ઠેકાણું પાડયા વિના આજે હું ખાનાર નથી."

" શાનું ? શું આ કંસારનું ?"

" હા."

" એનું ઠેકાણું શું પાડવું છે? મથુર ખાઇ જશે."

આ સાંભળતાં જ ઘેલાએ ડોળા કાઢી કહ્યું, " શું મથુર ખાઇ જશે ?"

"હા." છબીલીએ ડરતાં-ડરતાં કહ્યું.

"ઓ ચૂડેલ! તારી આજે આવી વિપરીત બુદ્ધિ કેમ થઇ છે. જો મથુરીયો કંસાર ખાય તો છે એનાથી વધારે બગડી જાય."

"હદ થઇ. હું હવે તમને શું કહું? કંસાર ખાવાથી કોઇ દીવસ કોઇ બગડયું હોય એવું મેં મારા બાપ જન્મારામાં સાંભળ્યું નથી."

"પણ તારી હયાતીમાં તો સાંભળ્યુંને? આજ મથુરીઓ કંસાર ખાય, તેને સારો લાગે, સ્વાદ પડે, કાલે માગે. નકરી આપીએ તો કંકાશ કરે. જીભ્યાસ્વાદનાં ભયંકર પરીણામ આવેલાં મેં મારી નજરો નજર જોયાં છે અને આ કાનના પડદા ઉઘાડી સાંભળ્યા છે."

"ત્યારે આપની મરજી હોયતો હું ખાઇ લઇશ."

"હાં, હવેજ સમજાયું. કંસાર ખાવાની મરજીથીજ તેં આ તાગડો રચ્યો. પણ આ ઘેલો કાચો નથી. તે તારા જેવી દસને ગુંજામાં ઘાલીને ફરે એવો છે સમજી?"

છબીલી મનમાં અકળાઇ અને આવો વિચિત્ર પ્રકૃતિનો પતિ મળ્યાનો શોક કરતી તેના પારબ્ધને નિંદવા લાગી. તેની આંખ્યોમાં આંસુ આવ્યાં. મુખ મ્લાન બન્યું. મથુરને પણ તેના બાપ પર ગુસ્સો ચઢયો. તેણે મનમાંને મનમાં બાપને ઘણાંએ કુવચન સંભળાવ્યાં. ઉંડા વિચારમાં પડયો અને એ રાંધેલા અનાજની શી વ્યવસ્થા કરવી તેનો નિશ્ચય ગોઠવવા લાગ્યો. ઘણીવાર થઇ. અંતે છબીલીએ પૂછયું; "કહોને શું કરવું છે?"

"શાનું રાંડ શંખણી?" ઘેલાએ વિચારમાં ભંગ પડવાથી ધુરકી પૂછયું.

"તમારે માટે શું ખાવાનું કરૂં?"

"મારે આજે કંઇ ખાવું નથી."

"શું અપવાસ કરશો?"

"હા, આ કંસાર નજરે જોયાનું પ્રાયશ્ચિત."

"ત્યારે આ કંસાર કુતરાને ખવરાવી દઉં ?"

આ સાંભળતાંજ ઘેલાના ક્રોધાગ્નિમાં ઘીનો સંચાર થયો. તેણે તાડુકો કરી છબીલીને ધક્કો માર્યો. છબીલી પડી ગઇ અને રોતી કકળતી દૂર જઇ બેઠી.

મથુર હવે ચૂપ રહી શક્યો નહિ. તે તત્કાળ ઘેલાની નજીક આવી બોલ્યો; "તમે શું કરવું ધાર્યું છે ?"

"શેનું અલ્યા ?"

"આ કંકાશ શાને માંડયો છે ?"

"આંધળો છે ? જોતો નથી ? રાંડે કંસાર રાંધી નુકશાન કર્યું તે ?"

"એમાં નુકશાન શાનું ?"

"ત્યારે ફાયદો થયો હશે કેમ ?"

"હાસ્તો. તમે ખાવ. ઘીવાળો કંસાર ખાવાથી શરીરમાં તાકાત આવશે."

ઘેલાએ ક્રોધીત વદને મથુર સામે જોઇ કહ્યું, "મારો પ્રાણ ગએ પણ હું ખાનાર નથી."

"ત્યારે કરવું શું ધાર્યું છે ?"

"નાણાં ઉપજાવીશ."

મથુર અચંબો પામી બોલ્યો, "શું આ રાંધેલા ખોરાકનાં ?"

"હા."

મથુરે ખખડાટ હશી પૂછ્યું; "કોણ ખરીદશે ?"

"જેને ખાવાની મરજી હશે તે ?"

"ખરેખર તમે એક ભયંકર માણસ છો."

"ગમે એવા છીએ. મુઆ પછી ખબર પડશે બચ્ચા. પૈસો એકઠો કરતાં કેમ થયું હશે ?"

"પણ એ નાણાં કરવાનાં શું ?"

"વાપરી નાખવાના કેમ લ્યા ?"

"ના દાટી મૂકવાનાં અને જોવાનાં. તમારાથી તો પ્રભુ તોબાહ. તમારો જેવો બાપ ભયંકર પાપીનેજ મળે છે. તમારે ત્યાં જન્મ લઇ પેટભર ખાવાનું પણ મળ્યું નથી. આનંદનો એક પણ શબ્દ સાંભળ્યો નથી. નિરંતર કંકાશ-ક્લેશ અને હાય પૈસાના અવાજ સાંભળી મારા કાન બ્હેરા થઇ ગયા છે. પ્રભુ કરે ને તમે મરી જાવ અગર તમારા પૈસા લુંટાઇ જાવ."

ઘેલાનો ક્રોધ વધ્યો. તે મથુરની તરફ દોડી ગયો અને મથુરનો હાથ પકડી બોલ્યો; "શું બોલ્યો અલ્યા ?"

"તમારે સાંભળવું હતું ?"

"આમ ફાટયો છે શાનો ?"

"તમારી ઉપર."

"મારી નાખીશ."

"કંજુસ એજ ઇચ્છે."

"છાનો મરી રહે."

"હવે હું છાનો રહેનાર નથી. તમારૂં માનનાર પણ નથી."

"શું કરીશ ?"

"તમારી પુંજી પાયમાલ કરીશ. રાત્રે આ ઘર સળગાવીશ અને તેમાં તમને બાળી મુકીશ."

ઘેલો ગભરાયો. તેણે ત્રાડ પાડી કહ્યું, "મારા ઘરમાંથી નીકળ."

મથુર બહાર ચાલ્યો ગયો. ઘેલો વિકાળ નજરે તેની તરફ જોઇ રહ્યો.

આ પછી ઘેલો બહાર નીકળ્યો અને એક ગરીબ માણસને બોલાવી લાવી તેના હાથમાં કંસારનું પાત્ર આપ્યું. પેલા આવનારે તેના શું પૈસા લેવા છે એમ પૂછ્યું. ઘેલાએ વધારે માંગ્યું. તત્કાળ પેલા માણસે વાસણ નીચે મૂકી જણાવ્યું કે મારે ન જોઇએ. પૈસા વધારે છે. ઘેલાએ તેને શું આપવું છે એમ પૂછ્યું. જવાબમાં તે માણસે નહિ જેવી રકમ જણાવી. ઘેલાએ ચોકખી ના પાડી. પણ એ સાથેજ આ લોભી બ્રાહ્મણે વધારે પૈસા પડાવવાની મરજીથી પેલાને કહ્યું કે આ તારે લેવુંજ પડશે અને મારા માગેલા પૈસા આપવા પડશે. આ કંસાર હવે અમારા કામમાં આવે તેમ નથી. તારે લેવાની મરજી ન્હોતી; તો તું તેને અડયો શામાટે ? તારો અડેલો કંસાર અમારે નકામો છે. માટે પૈસા આપી દે.

પેલો માણસ ગરીબ હતો; પણ ઘેલાથી ગાંજ્યો જાય એવો ન્હોતો. તેણે એક પાઇ પણ આપવાની ચોકખી ના પાડી. બન્ને વચ્ચે રકઝક થવા લાગી. અંતે વાત મારામારી પર આવી. કંસારનું વાસણ ઠોકર વાગવાથી ઉંધું વળ્યું. કંસાર પગતળે ચગદાયો ને ધૂળ ભેગો મળ્યો. ગરબડથી પડોશીયો દોડી આવ્યા અને બન્નેને છોડાવ્યા. પેલો ગરીબ રસ્તે પડયો. પડોશીયોએ ઘેલાને ઘણો ઠપકો દિધો. ઘેલાએ પડોશીયોને પણ ગાળો ચોપડાવી. પડોશીયો જતાં રહ્યાં. ઘેલો પણ ગુસ્સાના આવેશથી ઘર બહાર નીકળી પેલા સફેત શાહુકારોના મકાન તરફ વળ્યો. છબીલીના શોક સંતાપનો પાર રહ્યો નહિ.

# પ્રકરણ ૬ ઠું.

## લાલન શેઠાણી.

સાંજનો સમય છે. દેખાવ ખુશનુમા છે. આ વખતે ડંકા અને વંકાએ રાખેલા ભાડાના સુશોભિત મકાનમાં લાલન શેઠાણી હિંચોળા પર હિંચી રહ્યાં હતાં. લાલન શેઠાણી તરીકે ઓળખાતી; પણ પ્રથમ ગણીકાનું કાર્ય કરતી. ડંકા અને વંકા તેને આ નગરમાં લાવ્યા હતા. આ ત્રિપુટી પૂર ઠાઠમાઠથી રહી લોકોને ધૂતવાનો ધંધો કરતી હતી.

મોજ-શોખ વગેરેમાં ઘણું દ્રવ્ય વપરાતું. ડંકા-વંકા તેમની ધૂર્ત કળાથી ઘણું ધન મેળવતા; પણ તે સઘળું હરામનું હોવાથી હરામ માર્ગેજ વપરાતું. વ્હેમસિંહનું રાજ્ય હતું ત્યારે તેમને સારો તડાકો હતો. રાજ્ય તરફથી બન્ને ગુપ્તચરનું કામ કરતા. અનેક નિર્દોષ જનોને ફસાવતા. ખોટા પૂરાવા ઉભા કરતા અને પૈસા પ્રાપ્ત કરતા. લોકોના ઘરમાં ચોરીયો પણ કરાવતા. રાજા વ્હેમસિંહનું આખું રાજતંત્ર સડેલું હોવાથી આવા હરામખોરો ફાવે એમાં આશ્ચર્ય જેવું કાંઇજ ન્હોતું.

રાજા વ્હેમસિંહના રાજ્ય અમલના નષ્ટ થવા પછી વિજયકુમારના પિતાએ રાજ્યમાં સુવ્યવસ્થા અને સારો અમલ સ્થાપ્યો. લુચ્ચા-લાંચીયા અને દુષ્ટ અમલદારો દૂર થયા. ડંકા-વંકા પણ ઘેર બેઠા. રાજ્ય તરફથી તેમની પર છૂપી દેખરેખ રહેવા લાગી. રાજ્યના સખ્ત બંદોબસ્તથી તેમના ધંધા ધૂળમાં મળ્યા. છેવટે તેમની પ્રપં-

ચજાળમાં ઘેલો સપડાયો, ઘેલો દર અડવાડીયે આ નામ ધારી શેઠના મકાને જતો અને ખુશામદ–આશિર્વાદ વગેરેથી શેઠ અને શેઠાણીની કૃપા સંપાદન કરવા લાગ્યો. ઘણા દિવસ વિતતાં ઘેલો ઘરનો માણસ થઇ પડ્યો. શેઠાણી અને શેઠ તેની સમક્ષ વિના સંકોચે વાતચીત કરતાં. ગમ્મત કરતાં ઘેલો પણ તેની કળા અજ. માવતો. ઘેલું બોલી શેઠ શેઠાણીના હાથ જોઈ શેઠ શેઠાણીને ખુશ ખુશ રાખતો.

મોતીલાલ બંકા તરફથી આ લોકોને ખર્ચ જોગ મળતું. નગ. રમાં બનતા દરેક બનાવની બાતમી બંકાને પહોંચાડતા. ઘેલાને સીધાં અને દાન–વસ્ત્ર મળવા લાગ્યાં. ઘેલો આ શેઠ શેઠાણીને દેવ જેવાં માનતો.

રાજા વ્હેમસિંહ તરફથી મળતું દ્રવ્ય ઘર ખર્ચમાં વપરાઇ જતું. મોજ–મજાહ ભોગવનારાં વધુ દ્રવ્યના અભાવે અકળાતાં. લા. લનના દાગીના પણ વેચાઇ ગયા હતા, લાલન આનંદની અને પૈસાની ભૂખી હતી. તે નિરંતર ડંકા–વંકાને પૈસાને માટે કહેતી. ડંકા–વંકા તેને સમજાવતા; અને બ્રાહ્મણનું ધન આવશે, રાજા વ્હેમસિંહનો રાજ્ય અમલ સ્થપાશે પછી નાણુંની ટંકશાળ પડશે વગેરે કહી લાલનનું શાન્તવન કરતા.

આજે લાલન બની–ઠની હિંચકાપર હિંચી રહી હતી. ડંકા–વંકા મકાનમાં ન્હોતા. તેઓ કંઇ કાર્યને અર્થે બહાર ગયા હતા. ઘણીવાર થઇ પણ ડંકા–વંકા આવ્યા નહિ. લાલનને ચિંતા થવા લાગી. તે મનમાં વિચારવા લાગી; આજે આટલી વાર કેમ લાગી હશે ? શું તેઓ સપડાઇ તો ગયા નહિ હોય ને ? ના,. સપડાયતો

નહિ. ચાલાક છે. ત્યારે આજે તેમને વાર કેમ લાગી હશે ? આમ વિચાર કરી રહી હતી એવામાં જ ઘેલાગોરની પધરામણી થઇ.

લાલને હસતા વદને તેને આવકાર આપી આસન આપી પોતાની સામે બેસાડયો.

ઘેલાએ પૂછ્યું, “ આજે શેઠજી ક્યાં પધાર્યા છે ? ”

“ એક અગત્યના કામે બહાર ગયા છે. ”

“ એવું શું અગત્યનું કામ છે ? ”

“ ખાનગી છે. ”

“ હું કોઇને નહિ કહું. બા સાહેબ ! મને જણાવો ? ”

“ મહારાજ ! તમે ભોળા રહ્યા. મ્હોં બહાર વાત નીકળે તો પરીણામ ખોટું આવે.”

“ બા સાહેબ ! આપની ભૂલ થાય છે. આપે હજી આ ઘેલાને બરાબર ઓળખ્યો નથી. આપ નાનાં છો, પણ આ ઘેલાએ તો ઘણી દીવાળીયો જોઇ છે. ”

લાલન હશી અને બોલી, “ તમે વિદ્વાન છો એવી મને ખાત્રી છે. મહારાજ ! શેઠ આજે રૂપીઆ ઘરે લઇ આવવાના કામમાં પડયા છે. આ નગરમાં અમારા ઘણા રૂપીઆ લોકોના ઘરે જમા-ધીરેલા અને વ્યાજે આપેલા પડેલા છે. આ સઘળા રૂપીઆ પંદર દિવસમાં એકઠા કરી લેવાના છે. ”

“ તેનું કારણ ? ”

“ વાત સાંભળવામાં આવી છે કે આ નવો રાજા રૂપીઆ લઇ કાગળના રૂપીઆ ચલાવનાર છે. ”

“ હેં ! શું કહો છો ? ” ઘેલાને ફાળ પડી. તે ઉંડી ચિંતામાં પડયો.

થોડીવારે ઘેલાએ પૂછ્યું, "આ વાત ક્યાંથી મળી ?"

"રાજ્યના એક ઉંચ્ચ અધીકારી તરફથી આ બાતમી મળી છે."

"જો આમ બને તો ગજબ થઇ જાય. અરેરે! રાજાઓને આવી અવળી મતી કેમ થતી હશે? પ્રજાની પાસે ધન છે એ ક્યાં એમના બાપનું છે. ખરેખર કળીયુગ બેસી ચૂક્યો. રાજાની હરામ બુદ્ધિ થઇ. રાજા મન ચોરે તો પૃથ્વી રસકસ ચોરે. રાજાએ તો ન્યાય યુક્ત રાજ્ય ચલાવવું જોઇએ. પ્રજાને પુત્ર જેવી ગણવી જોઇએ. રૈયત કેમ ધનવાન બને એની પૂરતી કાળજી રાખવી જોઇએ. પણ આમ નહિ કરતાં જે રાજા પ્રજાનું ધન ચુસવાની ઇચ્છા કરે, નવનવા કરો નાખી પ્રજાના પૈસા હરવાની હરામ દાનત રાખે, આવા રાજા રાક્ષસ રૂપ છે. કળીયુગમાં આવા રાજાની વૃદ્ધિ થવાનીજ. ગરીબડી રાંકડી પ્રજાના દુઃખની સીમા રહેશે નહિ. જો આ નગરનો રાજા આવી ખોટી બુદ્ધિ કરશે તો તેની પર જગન્નાથ ભગવાન જરૂર રૂઠશે." ઘેલાએ પોતાના મનનો ઉભરો કાઢ્યો.

લાલન થોડીકવાર વિચાર વશ રહી બોલી; "જે રાજ્યમાં બ્રાહ્મણોને દુઃખ પડે તે રાજ્યનું નિકંદનજ નીકળવાનું."

"એમાં શો શક? બ્રાહ્મણ ભગવાન રૂપ છે. સાક્ષાત અગ્નિ નારાયણ છે. બ્રાહ્મણનો ક્રોધ આખા જગતને નાશ કરી શકે છે."

"પણ બ્રાહ્મણે ક્રોધ કરવો જોઇએ નહિ. બ્રાહ્મણમાં તો નિરંતર દયાનો વાસ હોવો જોઈએ."

"ખરૂં છે."

"બ્રાહ્મણને ગમે એટલું દુઃખ પડે તોપણ કદાપિ ક્રોધ કરે જ નહિ."

"બસબસ."

"ત્યારે તમે રાજાની પર ક્રોધ કેમ કર્યો ?" લાલને પૂછ્યું.

"રાજાએ કરવા ધારેલા અન્યાયથી મને ક્રોધ ઉત્પન્ન થાય છે."

"રાજા છે, ધારે એ કરી શકે. સત્તા આગળ શાણપણ કામનું શું ?"

"રૈયતને છેડી–સતાવી કોઇ રાજા સુખી થાયજ નહિ. તેનું સુખ રૈયતના સુખમાંજ રહેલું છે."

"રાજા વ્હેમસિંહના રાજ્યમાં કયાં પ્રજાને સુખ હતું ?"

"તેનું પરીણામ જોયું ને ?"

"હશે જવાદો એ વાત. આપણે શું ? મહારાજ ! તમારે ક્રોધાયમાન થવાની જરૂર નથી. રાજા ગમે એમ કરે. રૂપાના બદલે ભલે શીશું અને કલાઇનું નાણું ચલાવે તેમાં તમારૂં શું જવાનું છે. નુકશાન તો અમારાં જેવા પૈસાદારોને છે કે મહા મહેનતે એકઠો કરેલો સોના રૂપાનો ઢગલો આપી દઇ તેના બદલે તે આપે ચલાવે તેવું નાણું લેવાનું. કહો મહારાજ ! આમાં તમારે કંઇ ખોવાનું છે ?" ઘેલો બોલ્યો નહિ. પોતાની પાસે રોકડા રૂપીઆ છે તેનું શું કરવું ? રાજા કાગળનું અગર એવું બીજું કંઇ ચલણ ચલાવશે તો મારા એકઠા કરેલા રૂપીઆનું શું થશે ? વળી જ્યારે રાજા ઢંઢેરો બહાર પાડી જણાવશે કે પ્રજાએ પોતાનું તમામ નાણું દરબારમાં રજુ કરી બદલામાં નવું નાણું લઇ જવું. આમ નહિ કરનારને સખ્ત સજા થશે. આવો ઢંઢેરો બહાર પડે અને હું નાણું છૂપાવી રાખું તો મારી શી વલે ? મારે શું કરવું ? અરેરે ! પૈસો પેદા કરવામાં કેટલી મુશીબત; તેને સાચવી રાખવામાં કેટલું સંકટ; તેમ વાપરવા અને કોઇને આપવામાં પણ કેટલી ભયંકરતા ?" ઘેલો વિચાર સાગરમાં ડુબ્યો.

લાલન તેના મુખપરથી તેના મનમાંનો વિચાર જાણી ગઈ.

તેણે પૂછ્યું, "કાં મહારાજ? શું વિચારમાં પડ્યા છો? તમારી પાસે કંઇ પુંજી છે? હોયતો વેળાસર ચેતજો."

"શું કરવું બા?" ઘેલાએ છેવટે પૂછ્યું.

"તમારી પાસે રોકડ છે?"

"આપના પુણ્ય પ્રતાપથી ઘણી મહેનતે અને ભીખને અંતે કંઇક બે પૈસા એકઠા કરેલા છે."

"એમ! વાહ, હું ખુશી થઇ. વારૂ કેટલી મૂડી છે?"

"છે થોડી ઘણી."

"શેઠ આવશે એટલે કહીશ અને પછી તે જે કહે એ પ્રમાણે કરજો."

"જય થાવ, બા સાહેબનો જય થાવ."

"મને તમારી ઘણી દયા આવે છે."

"આપતો સતી માતા છો. મારા જેવા બાહ્મણોનાં કૃપા સાગર છો. બા દિર્ઘાયુ થાવ; સુપુત્રની વૃદ્ધિ થાવ."

આ અરસ્સામાં દાશીએ આવી કહ્યું, "બા સાહેબ શેઠ પધાર્યા."

લાલન ઉભી થઇ અને ઘેલા પ્રત્યે કહેવા લાગી; "મહારાજ! અત્યારે તમે જાવ. શેઠ થાકીને આવ્યા હશે. અમારે સલાહ વિચાર કરવાના છે. તમારી વાત શેઠ સાહેબને હું નિવેદન કરીશ." આટલું કહી લાલન દાસીને સીધુ દક્ષણા લાવી બ્રાહ્મણને આપવાની આજ્ઞા કરી ત્યાંથી ચાલતી થઇ.

દાસીએ બ્રાહ્મણને દાન આપ્યું. ઘેલો ચાલતો થયો. તેના મનમાં પોતાની મુડીની ગડભાંગ થવા લાગી. વળી આખા દિવસનો ભૂખ્યો હતો. ઘેલો ઘેર આવ્યો. છબીલીએ ખીચડી બનાવી હતી. તે ઝપાટા બંધ ખાઇ લઇ એકાન્ત ઓરડામાં જઇ સૂતો અને મૂડીનું શું કરવું તેના

વિચારમાં ડૂબ્યો. પેલી તરફ ડંકા વંકા મકાને આવ્યા. લાલને સઘળી વાત કરી. ડંકાએ લાલનને શાબાશી આપી અને પોતે શું ધાર્યું છે એ વાત લાલન બરાબર સમજાવી. બાદ લાલને પૂછયું.

"નવા સમાચાર કંઇ છે?"

"હા, વિજયકુમાર ગૂમ થયો છે. ઘણી તપાસ કરી પણ પત્તો મળતો નથી. વળી પ્રતાપ નવલ અને કેટલાક રંગીઓ પણ આજે કેટલાક દિવસોથી ગૂમ થઇ ગયા છે. શહેરપર શોકનું વાદળ ફરી વળ્યું છે. આ તક અમૂલ્ય હોવાથી બંકાનગરપર ચઢાઇ લાવવાની તૈયારી કરે છે. સુંદરી! આપણું નશીબ તેજ છે. બ્રાહ્મણનું ધન થોડા દિવસમાં હાથ આવશે; બંકા જીતશે. રાજા વ્હેમસિંહનો રાજ્ય અમલ પાછો શરૂ થશે. આપણાં ખીસ્સાં ચિકાર ભરાશે, પછી આગળની માફક ચાલશે." આમ બોલતાં મોતીલાલે લાલનને હૃદયદાન દીધું. બન્ને હિંચકાપર બેઠાં અને આશાના હિંચકે હિંચવા લાગ્યાં.

## પ્રકરણ ૭ મુ.

### કપટીઓનાં કારસ્થાન.

અમલગઢમાં રાત્રિનું સામ્રાજ્ય સ્થાપિત થઇ ચૂકયું છે. કૃષ્ણપક્ષની રાત્રિ હોવાથી સર્વત્ર અંધકાર વ્યાપી રહેલ છે. રાજ્યનાં ઝાંખાં ફાનસો અંધકારમાં થોડોક પ્રકાશ ફેલાવી રહ્યાં છે. શીયાળાની લાંબી રાત્રિનો સમય છે. શ્વાન—શીયાળવાં દૂરથી આર્તનાદ પાડી રહ્યાં છે. જળ જંપી ગયું છે. અમ-

લગઢમાં તોફાન પછીની શાન્તિ સમાન શાન્તિ પ્રવૃત્તિ રહી છે. મધ્યરાત્રિનો સમય છે. પહેરેગીરો પણ નિર્ભયતાથી પોતપોતાના સ્થાને નિદ્રાનું આરાધન કરી રહ્યા છે. આ વખતે બે શ્યામ સાલ્લાધારી વ્યક્તિઓ રાજમાર્ગપર થઇને ઝપાટા બંધ પસાર થતી હતી. બન્ને એવા માર્ગે ચાલતા હતા કે પહેરેગીરો તેમને જોઇ શકે નહિ. ભયાનક ભાસતી આ બન્ને આકૃત્તિયોને નિહાળી રસ્તાપર બેઠેલાં શ્વાન ભયભીત થઇ ભસતાં હતાં. આડું અવળું જોયા વિના તે બન્ને વ્યક્તિયો રાજમહેલ સમિપ આવી આગળ વધતી અટકી અને ત્યાં આવેલા એક સઘન વૃક્ષ નીચે બન્ને ઉભી રહી.

આ બે માણસોનું રાજમહેલ આગળ આવવું કંઇક ભેદમય હતું. કુટિલ કર્મ કરવાને કાળી રાત્રિ કુટિલોને અનુકુળ થઇ પડે છે. આ મુજબ આ બન્ને પણ કંઇક કુટિલ કર્મ કરવાને આ સ્થળે આવ્યા હોય એમ અનુમાન થતું હતું.

વાચકો ! તમે આ બન્ને બદમાસોને ઓળખી ગયા હશો ? તમે એટલું તો જાણી શકયા હશો કે એ બન્ને કંઇક ભયાનક કામ કરવાને માટેજ મધ્યરાત્રિએ નીકળ્યા હશે? એમજ હતું. આ બન્ને લુચ્ચાઓના સરદાર સહેત શયતાન પેલા ડંકા તથા વંકા હતા.

મોતીલાલ બંકાનો ઇરાદો આજ રાતના નગરપર છાપો મારવાનો છે. તેણે સૈન્ય એકત્ર કર્યું છે. છાપો મારતા પહેલાં તેણે એવી ગોઠવણ કરી છે કે હરકોઇ ઉપાયે રાજમહેલને ચારે તરફથી આગ સળગાવવી. એ આગ સળગાવવાનું કાર્ય તેણે ડંકા-વંકાને સોંપ્યું હતું. મોતીલાલે નિશ્ચય કર્યો હતો કે આ છેલ્લા પ્રયત્નમાં જીતવું યા મરવું. તેણે કામ ચોક્કસ કર્યું હતું. સૈનિકોની સંખ્યા પણ સારી એકત્ર કરી હતી. અમલગઢના અનેક લાલચુ-બેઇમાન માણસોને

ધન આપી ફોડયાં હતાં. ડંકા-વંકાને પણ હાલમાં ઘણા પૈસા મળતા હતા. આ કામ આજ રાત્રે પૂરૂં થનાર હતું. આજે પાપાત્માઓના મ્હોત યા જીવનની છેલ્લી બાજી હતી.

ડંકા-વંકાએ રાજમહેલના જમાદારને થોડાક રૂપીઆ આપવા ઉપરાંત મોટી લાલચ આપીને ફોડયો હતો. જમાદાર ફુટતાં તેની હાથ નીચેના પચાસેક સિપાહીયો પણ ફુટયા. આ સઘળા બેવફાઓને ડંકાએ રાજમહેલને આગમાં ભસ્મીભૂત કરવાનું કાર્ય સોપ્યું હતું.

રાજમહેલની નજીક આવેલા વૃક્ષ નીચે ઉભા રહી બન્ને જણા જમાદારની રાહ જોઇ રહ્યા હતા. જમાદારને આવવાનો સમય વિત્યો. ડંકા-વંકા શંકાશિલ થવા લાગ્યા.

વંકાએ પૂછ્યું, "હજી એ કેમ નહિ આવ્યો હોય ?"

"હું પણ એજ વિચાર કરૂં છું." ડંકાએ જણાવ્યું.

"જમાદાર દગો તો નહિ દેને ?"

"મને નથી લાગતું કે તે એમ કરે."

"અને ધારો કે કદાચ એમ થયું તો ?"

"તો પણ શી ફિકર છે. બાજી હજી આપણા હાથમાં છે."

"ડંકા ? આપણે આ બાજીમાં જીત મેળવશું ?"

"જરૂર."

"રાજ્યની પાસે સૈન્ય પૂરતી સંખ્યામાં છે."

"આપણી પાસે પણ મજબુત માણસો છે."

"મોતીલાલ બાહોશ તો ખરો."

"તેના સમાન રંગી અને બહાદુર માણસ આપણા દેશમાં નથી."

"આ કાર્યમાં ફત્તેહ મળે તો આપણા જન્મારાનું દળદર ફીટે."

"હા, દોસ્ત."

"મોતીલાલનો પણ આ છેલ્લો પ્રયત્ન છે અને આપણો પણ આ છેલ્લો દાવ છે."

"આ છેલ્લા દાવમાંજ આપણા કિસ્મતનો આધાર છે."

"મહેલ કયારે સળગાવવાનો નિશ્ચય કર્યો છે."

"રાત્રિના પાછલા પહોરે."

"આપણે બંકાની પાસે જવું પડશે?"

"હા, જમાદારને સૂચના આપ્યા પછી આપણે તરત તેની પાસે જવાનું છે."

"આ લડાઇમાં મહારાજ બ્હેમસિંહ સાથે રહેશેને?"

"હા."

"ત્યારે હવે જમાદાર કયારે આવશે?"

"તેણે જણાવેલો વખત વિતી ચૂકયો છે."

"મને લાગે છે કે તે તેનું કામ હજી પૂરૂં કરી નહિ રહ્યો હોય?"

"કદાચ એમ પણ બને."

"આપણે કયાં સુધી તેની રાહ જોઇશું?"

"હજી અર્ધો કલાક."

"તે નહિ આવે તો?"

"મારી ખાત્રી છે કે તે આવશે અને તે વળી તેનું તમામ કામ પૂર્ણ કરીનેજ."

"અને ધારો કે કદાચ તે ન આવ્યો તો?"

"તે પછીથી જોઇ લેવાશે. આગળથી એવા વિચાર કરવાની કંઇ જરૂર નથી."

બન્ને આ પ્રમાણે વાતચિત કરી રહ્યા હતા. એવામાં જ દૂરથી કોઇક મનુષ્યે શીયાળવાના જેવો સાંકેતિત અવાજ કર્યો. જે સાંભળતાં જ ડંકાએ પ્રતિઉત્તર સમાન એવો જ અવાજ કર્યો.

વંકાએ વિસ્મય પામી પૂછયું, "શું છે ?"

"જમાદાર આવ્યો."

"શું તેણે જ અવાજ કર્યો ?"

"હા."

"તમે તેને આમ વર્તવાની સુચના આપી હશે ?"

"હા."

જમાદાર ઉતાવળથી ત્યાં આવ્યો. આ બેવકાનો દેખાવ યમદૂત સમાન હતો. શરીરે મજબૂત અને ઉંચો હતો. લાંબી દાઢી હતી. શરીર પર કાળા રંગનો જબ્બો ઓઢેલો હતો. કમ્મરે તરવાર ઝૂલી રહી હતી. માથા પર બલુચી સાફો બાંધ્યો હતો. આંખ્યો ખુની હતી. આ બેઇમાન પેલા મહમદ અહમદનો સગો થતો હતો.

તેને આવેલો જોતાંજ ડંકાએ પૂછયું; "કાં ખાન સાહેબ ! સિંહ કે શિયાળ ?"

"અરે એમતે હોય ?"

"ત્યારે ?"

"સિંહ." જમાદારે મૂછપર હાથ નાંખી કહ્યું.

"એમ ? શાબાશ છે. કહો શું કર્યું ?"

"કામ પૂરૂં કર્યું."

"શી રીતે ?"

"મહેલની આસપાસ સળગી ઉઠે એવો પ્રવાહી છાંટયો છે. અને રાળ પણ વેરી છે."

"તે વસ્તુ પૂરતી થઇને ?"

"હા."

"આ કામ તમે એકલાએ કર્યું કે બીજા કોઇની મદદ લેવી પડી હતી ?"

"મારા એકલાથી કેવી રીતે બની શકે ? મારા તમામ નોકરો કામે વળગી ગયા હતા."

"કોઈને વ્હેમ પડયો નથીને ?"

"બિલ્કુલ નહિ."

"રાજા અજીતસિંહ ક્યાં છે ?"

"રાજ મહેલમાં."

"નગરમાં સૈન્ય કેટલું છે ?"

"તે હું જાણતો નથી."

"રાજ મહેલમાં કેટલા માણસો છે ?"

"આશરે બસો."

"તમારા તાબામાં કેટલા છે ?"

"પચાસ."

"ઠીક; તમે હવે સાવધ રહેજો."

"અમારે શું કરવું ?"

"રાજમહેલની ઘડીઆળમાં ચારના ટકોરા થતાંજ તમારે આગ સળગાવવી."

"તેમ થશે, પછી ?"

"અમે હુમલો લાવશું અને તમારે અમને મળી જવું."

"અમે એમજ કરશું."

"તમારા નોકરોને સમજાવી મૂકજો."

" એ કામ મેં પહેલાંથી જ કરી મુકયું છે."

" ઠીક ત્યારે અમે હવે રજા લઈએ છીએ ?"

" ક્યાં જવું છે ?"

" આપણા મહારાજા પાસે."

" તેમને મારા સલામ કહેજો."

" સારૂં, બીજું કંઈ કહેવું છે ?"

જમાદાર બોલ્યો નહિ. ડંકા વ્હેમાયો. તેણે પુનઃ પૂછ્યું; " કેમ બોલ્યા નહિ ?"

" મારે કહેવાનું એજ કે મેં જે આ કામ કર્યું છે તે ધ્યાનમાં રાખજો."

" મારી ધ્યાનમાં બરાબર છે."

" મારી મહેનતનો બદલો મળવો જોઇએ."

" બરાબર."

ડંકા-વંકા જમાદારને મળી રસ્તે પડયા. નગર બહાર નીકળતાં એક માણસ બે ઘોડા લઇને ઉભો હતો. ડંકા-વંકા ઘોડાપર સ્વાર થયા. ઘોડા લઇ ઉભો રહેનાર માણસ નગર તરફ પાછો ફર્યો.

બન્નેએ અશ્વોને ચલાવ્યા. બન્નેના અશ્વો જોડાજોડ ચાલતા હતા. વંકાએ પૂછ્યું, " જમાદારને શું આપવાનું કર્યું છે ?"

" તે અત્યારે કંઇ કહી શકાય નહિ."

" બિચારો છે તો ભોળો."

" અને સાથે નિમકહરામ."

" આપણે ફત્તેહ મેળવીએ તો તેને સારૂં ઇનામ આપજો."

" હું બંકાને ભલામણ કરી ."

આમ વાત કરતા બન્ને આગળ પ્રયાણ કરી રહ્યા હતા.

બન્નેની ઇચ્છા છાવણીમાં જલ્દીથી પહોંચી બંકા અને રાજાને મળવાની હતી. ભવિષ્યની મોટી મોટી આશાઓ બાંધતા બંકા અને વંકા છાવણીના ગુપ્ત સ્થળે જવા અતી વેગથી જતા હતા.

વાંચકો ! ચાલો આપણે તેમની અગાઉ છાવણીમાં પહોંચી જઈ ત્યાંનો રંગ અવલોકીએ.

## પ્રકરણ ૮ મું.

### દગાબાજ દુશ્મનો.

જે સ્થળે રાજા વ્હેમસિંહની છાવણી આવેલી હતી; તે સ્થળ કોઇના જાણવામાં ન્હોતું. ચારે તરફ પ્હાડો આવેલા હતા. પ્હાડોની વચ્ચમાં મોટું મેદાન હતું. મેદાનમાં અનેક ગુફાઓ–વૃક્ષો આવેલાં હતાં. પાણીની ખોટ ન્હોતી. નાના મોટા ઝરા રાત્રિ–દિવસ વ્હેતા હતા. આ સ્થળે આવવાને એક જ રસ્તો હતો. એક સાંકડી ખીણ વાટે આ સ્થળે અવાતું હતું. ખીણના મુખ આગળ ઘીચ ઝાડી અને એક વાવ આવેલી હતી. આ વાવ જીર્ણ થઇ ગએલી હતી. તેનું બાંધકામ ટૂટી ગયું હતું. અંદરના પાણીપર લીલ બાઝી હતી. થોડાંક પગથીઆં ભાગી ટૂટી હાલતમાં કાયમ હતાં. આ વાવ આગળ જ ડંકાને પ્રથમ બંકાની મુલાકાત થઇ હતી.

પ્હાડોની વચ્ચમાં આવેલા મેદાનમાં અનેક સૈનિકોની રાવઠીઓ આવેલી હતી. એક બાજુ અશ્વોની લાંબી પાયગા નજરે પડતી હતી.

પ્હાડોની વચમાં જાણે ગામ વસ્યું હોય એવો દેખાવ થઇ રહ્યો હતો.

મધ્યરાત્રિ વીતી ચૂકી હતી. છાવણીમાં મસાલો સળગી રહી હતી. સૈનિકો શસ્ત્રથી સજ્જ થએલા હતા. પગપાળા સૈનિકોની એક લાંબી હાર એક બાજુ ઉભેલી હતી. બીજી બાજુએ અશ્વારોહિ સૈનિકોના અશ્વો હારબંધ ઉભેલા હતા.

સેના નાયકો પોતપોતાની ટૂકડીઓને લઢાઇની સૂચના આપી રહ્યા હતા. મોટો સેના નાયક એક બાજુ ઉભો રહી સૈનિકો તરફ જોઇ રહ્યો હતો.

છાવણીમાં આ વખતે બંકા અને વ્હેમસિંહ જણાતા ન્હોતા. સઘળા સેનાનીયો તેમની રાહ જોઇ રહ્યા હતા જ્યારે છાવણીમાં આ પ્રકાર બની રહ્યો હતો ત્યારે બંકા અને વ્હેમસિંહ પેલી વાવ આગળ પડેલા એક પત્થર પર બેસી કંઇક મસલત ચલાવી રહ્યા હતા.

કાળી રાત્રે બન્નેનો દેખાવ અદભૂત ભાસતો હતો. પડી ભાંગેલી વાવ આગળ જાણે બે રાક્ષસો બેઠા હોય તેવો ભાસ થતો હતો. બન્નેએ ઘણીવાર સુધી ખાનગી મસલત ચલાવી.

મસલતને અંતે રાજાએ પૂછ્યું; " આપણે હવે કુચ કરીશું ? "

" ના, હજી વાર છે."

" સવાર થઇ જશે તો ? "

" સવાર થવાને હજી ઘણીવાર છે."

" કેટલા વાગ્યા હશે ? "

" લગભગ બેનો સૂમાર થયો હશે."

" ત્યારે હવે કોની વાટ જોવાની છે ? "

" પેલા ઓ...ની."

" પેલા ડંકા-વંકાની ? " રાજાએ પૂછ્યું.

"હા."

"તેઓનો ભરોંસો શું?"

"આવા કામમાં તેમનો ભરોંસો રાખવા યોગ્ય છે."

"તેમણે તેમનું કામ ખતમ કર્યું હશે?"

"અવશ્ય."

એવામાંજ ઘોડાનાં પગલાં સંભળાયાં. બન્ને આતુરતાથી એ તરફ જોઇ રહ્યા. થોડીવારમાંજ ડંકા–વંકા ત્યાં આવ્યા. મોતીલાલે રંગવિદ્યાના પરીબળે પ્રકાશ કર્યો. પરસ્પરનાં મુખ જણાયાં. ડંકા–વંકા ઘોડેથી ઉતરી મહારાજાના ચરણમાં પડયા.

રાજા વ્હેમસિંહે બન્નેને સ્વસ્તે ઉભા કરી પોતાની પાસે બેસવાનું માન આપી પૂછયું, "ઠીક થયું કે તમે વેળાસર આવી પહોંચ્યા."

"અમે અમારા જણાવેલા વખતે જ આવ્યા છીએ."

"કહો શું સમાચાર છે?"

"સમાચાર સારા છે."

"કામ પૂરૂં થયું?"

"આપની સૂચના મૂજબ તમામ કામ પૂરૂં થયું છે."

"પેલી...સૂચના આપી છે ને?"

"હા."

"રાજમહેલમાં કોણ–કોણ છે?"

"રાજા અને બીજાં."

"પેલાનો પત્તો લાગ્યો?"

"કોનો?"

"વિજયકુમારનો?"

"ના."

" પેલા પ્રતાપ-નવલ અને બીજા રંગીયો ક્યાં છે ? "

" કુમારની શોધમાં."

" મેં એમ સાંભળ્યું છે કે તેઓ ઘણા દિવસ થયા પણ હજી પાછા ફર્યા નથી. "

" બરાબર છે. તેમના વિશે લોકોમાં જુદી-જુદી અફવાઓ ચાલે છે. "

" ઠીક, જે થયું તે આપણા સારાને માટેજ."

" આપણને સમય અનુકુળ છે."

" હા, ફત્તેહ આપણીજ છે."

" ત્યારે ચાલો આપણે તૈયારી કરીએ."

" હા ચાલો."

રાજા ઉભો થયો. તેની પાછળ સઘળા ચાલ્યા, અને છાવણીમાં આવ્યા. સૈનિકોએ રાજાને જોતાં જ શસ્ત્રો નમાવી માન આપ્યું.

રાજાએ સર્વ સૈનિકોને કુચ કરવાની આજ્ઞા આપી. સેના નાયકો આગળ ચાલ્યા. તેઓની પાછળ સૈનિકો ચાલ્યા. મશાલ વાળાઓ સૌને મોખરે ચાલતા હતા. ઘોડેસ્વારોની સરદારી રાજાએ અને બંકાએ લીધી. સઘળા ઝાડી વટાવી બહાર નીકળ્યા.

રાજા વ્હેમસિંહના હર્ષનો પાર ન્હોતો. વિજય તેને સમિપ ભાસતો હતો. તે તેના મનમાં અનેક આશાઓને સ્થાન આપતો હતો. રાત્રિના પાછલા પ્રહરે અમલગઢથી થોડેક દૂર આવી સઘળા આગળ વધતા અટક્યા.

બંકાએ સૈનિકોને ચાર વિભાગમાં ગોઠવ્યા અને તે દરેક વિભાગપર ચાર સરદારો નિયુક્ત કર્યા. તે ચારેને ચાર બાજુએથી હલ્લો કરવાની સૂચના મળી. સઘળી વ્યવસ્થા કરી બંકાએ ડંકાને પાસે બોલાવી કહ્યું,

"તમારે હવે એ કાર્ય કરવાનું છે."

"સેવક તૈયાર છે, આજ્ઞા ફરમાવો ?"

"તમે નગરમાં જાવ."

"પછી ?"

"જમાદાર આગ સળગાવે કે તરત રણશીંગુ ફુંકો."

"બીજું કંઇ ?"

"બસ એજ, પણ સાવધ રહેજો."

"ફિકર નહિ." કહી ડંકા રસ્તે પડયો.

તેના ગયા પછી બંકાએ વંકાને કહ્યું, "તમે પણ નગરમાં જાવ."

"નગરમાં જઇ શું કરૂં ?"

"મુખ્ય દરવાજે ઉભા રહો."

વંકા પણ ચાલતો થયો.

બન્નેના ગયા બાદ બંકાએ સૈન્યના ચાર વિભાગને રણચિંગાનો અવાજ સાંભળતાંજ ચારે તરફથી હલ્લો કરવાનું સૂચન કર્યું. બંકાની સૂચના બરાબર સમજી લઇ ચારે સેના નાયકો પોતપોતાની ટુકડીઓ સાથે રવાના થયા. સઘળાના રવાના થાય બાદ બંકા રાજા અને થોડાક અંગરક્ષકો ત્યાંથી ચાલી એક છૂપા રસ્તે થઇને અમલગઢમાં પ્રવેશ્યા. ઘોર અંધકાર વ્યાપેલો હતો. ફાનસો પણ હોલવાઇ ગયાં હતાં. ચારે તરફ નિઃસ્તબ્ધતા વ્યાપેલી હતી. દિશાઓ ખાવા ધાય એવી માલમ પડતી હતી. મોતીલાલ અને રાજા સમયની રાહ જોઇ રહ્યા. થોડીવારેજ રાજ મહેલની પીતળની ઘડીઆળમાં પહેરેગીરે ચાર ડંકા વગાડયા. આ સાથેજ રાજમહેલની દક્ષિણ બાજુએ એકાએક પ્રકાશ જણાયો. જોતજોતામાં મોટો ભડકો થયો અને રાજમહેલની ચારે તરફ વિંટાઇ વળ્યો. અચિંતું રણશીંગુ પણ વાગ્યું.

ઘોર નાદથી નિદ્રાધિન જનો જાગી ઉઠયાં. મહેલનાં તમામ માણુસો જાગૃત થયાં. આગે પ્રચંડ રૂપ પકડયું હતું. મોટો જવાળામૂખી પ્હાડ સળગતો હોય એવો દેખાવ બની રહ્યો હતો. મહેલની અંદરના માણુસો જીવ બચાવવા નાશભાગ કરવા લાગ્યાં. આખું નગર ખળભળી ઉઠયું. આ અરસ્સામાંજ કાનને ફાડી નાખે એવીવ્હેમસિંહ મહારાજાના નામની જય ગર્જના સંભળાઇ. નગરના સૈનિકો તરતજ સમજી ગયા કે આ સઘળું કારસ્થાન દુષ્મનનુંજ છે. શત્રુઓ ચારે તરફથી દોડી આવી નિઃશસ્ત્ર સૈનિકોની કતલ ચલાવવા લાગ્યા. શાન્તિ વિખરાઈ ગઇ. મારો કાપોના પોકાર અને શસ્ત્રોના ચળકાટ—ખખડાટ સંભળાવા લાગ્યા. મહારાજા અજીતસિંહ ખડગસિંહ દિવાન ચતુરસેન સાથે બહાર નીકળ્યા અને જેટલા સૈનિકો હાજર હતા તેટલાની સરદારી લઇ દુષ્મનો સાથે લઢવા લાગ્યા. નગરજનો ભયભીત થઇ ગયાં. બહાદુર યુવાનો શસ્ત્રો પકડી રાજમહેલ તરફ દોડવા લાગ્યા. ભયાનક કાપાકાપી ચાલી રહી. મિત્ર અને શત્રુની બરાબર ઓળખાણુ પડતી ન્હોતી. એક તરફ દારૂણુ યુદ્ધ મચી રહ્યું હતું. બીજી તરફ રાજમહેલ ભડભડાટ સળગતો હતો. બીકણુ લોકો જીવ બચાવવા નાશી છૂટતા હતા. મહારાજા અજીતસિંહ દિવાન ચતુરસેન અને રાજપુતો મરણીયા થઇને લઢતા હતા. દુષ્મનોનું જોર વિશેષ હતું. મહારાજા અજીતસિંહના સૈનિકો ટપોટપ રણુમાં સુવા લાગ્યા. અજીતસિંહે અને ચતુરસેને ઘણા દુષ્મનોને ગત પ્રાણુ કરી નાખ્યા. બન્નેના શરીર પર અનેક જખમો થયા હતા. સર્વાંગ લોહીથી રંગાઇ ગયાં હતાં. દિવાને બન્ને મહારાજાને જતા રહેવાની સૂચના આપી, પણુ તેમણે માન્યું નહિ અને દિવાનને જતા રહેવાનું કહેવા લાગ્યા. રાજા અને દિવાન દુષ્મનના દળમાં રૂદ્ર ભગવાનની માફક

ઘુમતા હતા, તેમનાં પરાક્રમથી દુશ્મનો પણ સ્તબ્ધ બન્યા, અને કંઇક પાછાં પગલાં ભરવા લાગ્યા.

રાજા વ્હેમસિંહ-બંકા-ડંકા-વંકા વગેરે દૂર ઉભા રહી આ મામલો નિહાળી રહ્યા હતા. પેલો આગ સળગાવનાર જમાદાર નજીકમાં ઉભો હતો. તેને બંકાએ કંઇક ખાનગી સૂચના આપી જમાદાર તુરત યુદ્ધ સ્થળે ગયો અને દૂર ઉભો રહી રાજા સામે બંદુક ટાંકી બ્હાર કર્યો. યુદ્ધમાં ઘુમતા-સર્વાંગે રંગાએલા રાજાની છાતીમાં ગોળી વાગી. બીજી ગોળી છૂટી અને તેણે કાજા ખડગસિંહની છાતી ભેદી. ચતુરસેને આ દ્રશ્ય જોયું. ગાંડા હાથીની માફક એ તરફ દોડયા અને રાજાને મારનાર અધર્મીની છાતીમાં તલવાર ભોંકી ભોંય ભેગો કર્યો. જમાદાર થોડીવાર તરફડી કરેલા કામનો બદલો લેવા ઇશ્વરના દરબારમાં ગયો. ખડગસિંહ અજીતસિંહ પણ સ્વર્ગે સંચર્યા તમામ રાજભક્તો કામ આવી ગયા. ચતુરસિંહ પણ મોટા પરોઢીએ રણમાં પડયા. દુશ્મનોની ફત્તેહ થઇ. રાજમહેલ ભસ્મીભૂત થયો. નિવૃત્ત થએલા શત્રુઓ હવે આગ હોલવવાના કાર્યમાં મંડયા. આગ હોલવી નાખી. રાજા વ્હેમસિંહે બીજા મહેલમાં પ્રવેશ કર્યો. તેના આગમન સમાચાર જાણતાંજ પ્રજાના ભયનો પાર રહ્યો નહિ. સવાર થયું. નગરમાં ત્રાસનું સામ્રાજ્ય શરૂ થયું. જે જે માણસોએ વિજયકુમારને મદદ કરી હતી અને જેઓ પોતાના રાજ્ય અમલની નિંદા કરતા હતા તે તમામને પકડી કેદમાં પૂર્યા. શયતાન અમલદારોએ નિર્દોષ પ્રજાજનોને રંજાડવામાં કંઇ બાકી રાખ્યું નહિ. આખો દિવસ પકડા પકડી મારપીટમાં પૂરો થયો. રાજા વ્હેમસિંહે રાત્રિએ પોતાનો રાજ્ય અમલ જાહેર કર્યો. રાત્રિએ તોફાન સમ્યું. દુશ્મનો પર અંધકારનો કાળો પડદો પડયો.

## પ્રકરણ ૯ મું.

### પંડિતનો આશ્રમ.

પંડિત જગન્નાથના આશ્રમમાં વિજયકુમાર રહેતો હતો. આશ્રમમાં આવી રહ્યા પછી તેણે કંઇક શાન્તિ સુખ સંપાદન કર્યું હતું. જગન્નાથ તેને વિવિધ પ્રકારનો ઉપદેશ કરતા હતા. સુલોચના કુમારને સગા ભાઇની માફક ચ્હાતી. રાજમહેલમાં રહેવા કરતાં આ સ્થળે કુમારને આનંદ મળવા લાગ્યો. સુલોચના અને કુમાર દરરોજ જંગલમાં ઘણે દૂર ફરવા જતાં. કુદરતની કારીગરી અને પ્રભુના પ્રભાવની લીલા નજરે પડવાથી કુમારના સંતપ્ત હૃદયમાં શાન્તિ વ્યાપી રહેતી.

અમલગઢમાં બનેલા બનાવની કુમારને ક્યાંથી ખબર પડે? તેણે સઘળી જંજાળ ત્યાગી હોય એમ તેની શાન્તિ ઉપરથી અનુમાન થતું હતું.

આજે પ્રભાત કાળે સુલોચના અને કુમાર આશ્રમથી થોડેક દૂર ફરતાં હતાં. સુલોચના પ્હાડી પ્રદેશની ભવ્ય રમ્યતા વર્ણવી રહી હતી. કુમાર બ્રહ્મબાળાના મીઠા શબ્દો ધ્યાન પૂર્વક શ્રવણ કરી રહ્યો હતો.

આમતેમ ફરતાં–ફરતાં કુમાર અને સુલોચના એક ભીલના ઝુંપડા આગળ આવ્યાં. ઝુંપડું નાનું હતું. ઝુંપડાની બહાર અગ્નિની ધુણી ધીકતી હતી. ભીલ–તેની સ્ત્રી અને બાળક ત્યાં બેસીને તાપતાં હતાં. તેઓ આ બન્નેને આવેલાં જોઇ આનંદ પામ્યાં અને ઝુંપ-

ડામાંથી સાદડી લાવી ત્યાં પાથરી. કુમાર અને સુલોચનાએ સાદડી પર સ્થાન લીધું.

પોતાને ઘેર દેવ પધાર્યા હોય એવો આનંદ આ ભીલ અને તેની સ્ત્રીને થયો. ભીલનું નાનું બાળક બન્નેની તરફ આશ્ચર્યતાથી જોઇ રહ્યું. સુલોચનાએ તેને ઉપાડી ખોળામાં બેસાડયું. પેલો ભીલ આવુંછું કહી જંગલમાં દોડયો.

તેના ગયા પછી કુમારે સુલોચના પ્રત્યે કહ્યું, " બ્હેન ! હું તમને થોડાક પ્રશ્ન પુછવા ઇચ્છું છું ? "

" ખુશીથી પૂછો. " સુલોચનાએ મૃદુ હાસ્ય કરી પૂછ્યું.

" નગરનાં મનુષ્યો સુખી કે આ જંગલ નીવાસી સુખી ? "

" તમે શું માનો છો ? "

" મારી માન્યતા જુદીજ છે. "

" કહો તો ખરા ? "

" મને તો નગર નિવાસી જનો કરતાં આ સ્થળે રહેનારાં લાખ્ખો દરજ્જે સુખી જણાય છે. "

" તમારૂં માનવું જોકે સત્ય છે પણ આ ગરીબ-ભોળાં જનો ટાઢ-તાપ- વર્ષાનું દુઃખ સહન કરે છે, નિર્ધન છે વળી સખ્ત મજુરી કરી જમીન ખેડે છે. અનેક સંકટો સહન કરે છે. તમારા સિવાય આ લોકોને કોણ સુખી કહી શકે ? "

" બ્હેન ! આ લોકો જોકે સર્વ સંકટ સહન કરે છે; પણ જે શાન્તિ સુખ તેઓ અનુભવે છે એવું સુખ શ્રીમંતો પણ નહિ અનુભવી શકતા હોય. "

" કુમાર ! સંતોષ એજ પરમ સુખ છે. જગતનો ન્યાય અવળો છે. જગતનાં જનો આવા કંગાલ-ગરીબ જનોને તિરસ્કાર

મય દૃષ્ટે જુએ છે. પણ તેમને ખબર નથી કે આ કંગાલ લોકોની સખ્ત મહેનત-મજુરીથીજ તેઓ સુખ સાહ્યબી ભોગવી શકે છે કુમાર ! જુઓ; આ બાળક અને સ્ત્રીના દેદાર પર દૃષ્ટિ કરો. પહેરવાને પુરતાં કપડાં પણ નથી. ઠંડીથી ધ્રુજે છે. શું શ્રીમાનોની ફરજ નથી કે આવાંઓની દયા ખાવી ? આવાં અનેક ગરીબો દેશમાં છે કે જેમને દિવસમાં એકવાર પણ પેટ પૂરતું ખાવાનું મળી શકતું નથી. ખેડુતોની પણ આવી દશા છે.આ સઘળાનો બદલો ઇશ્વર જરૂર આપશે. "

કુમારે એક દીર્ઘનિઃશ્વાસ નાખી કહ્યું, " બ્હેન ! તમારૂં કહેવું વ્યાજબી છે. જ્યાં ગરીબો અને ખેડુતો દુઃખી થાય છે; તે દેશ આખરે પાયમાલ થાય છે. રાજા અને પૈસાપાત્ર મનુષ્યોની ફરજ છે કે તેમણે આવાં જંગલોમાં આવી; ગરીબ ખેડુતોના ઝુંપડે-ઝુંપડે ફરી દુઃખી જનોનાં દુઃખનું નિરિક્ષણ કરવું જોઇએ અને એ લોકો પોતાનાં સગાં ભાંડુ છે એમ સમજી તેમને સુખી કરવાનો પ્રયત્ન આદરવો જોઇએ. પણ અફસોસ. આવું કોણ સમજે છે? રાજા અને પ્રજા બન્ને પોતપોતાનો ધર્મ ભૂલ્યા છે. આથી દેશમાં અધર્મની વૃદ્ધિ થએ જાય છે. પ્રભુ ! સર્વને સન્મતિ સમર્પો. "

કુમાર અને સુલોચના આ પ્રમાણે વાતો કરી રહ્યાં હતાં એવામાંજ પેલો ભીલ પાછો આવ્યો, તેના હાથમાં એક માટીનું વાસણ હતું.

સુલોચનાએ તેને પૂછ્યું, " ભાઇ ! તમે ક્યાં ગયા હતા ? "

" મારા એક સગાના ઝુંપડે. "

" શું કામ ? "

" તમારે માટે દુધ લેવા. "

" અમારે દુધ પીવાની કંઇ જરૂર નહોતી; શામાટે નકામી મહેનત લીધી ? " કુમારે કહ્યું.

" ભાઇ ! એ શું બોલ્યા ? તમે અને આ મારાં બ્હેન મારા આ ગરીબ ઝુંપડે આવો અને હું કંઇ ના કરૂં તો હું કેવો ગણાઉં ? મારી ઉપર ભગવાન જરૂર કોપે. "

ભીલ ઝુંપડામાં વાસણ લેવા ગયો. સુલોચનાએ કહ્યું, " કુમાર ! જોયું ? કેવું નિખાલસ હૃદય ! આવું હૃદય લક્ષ્મી પુત્રોનું હશે કે ? "

" બ્હેન ! આજે મને અપૂર્વ જ્ઞાન મળ્યું છે, પ્રભુનાં સાક્ષાત દર્શન હું આ સ્થળેજ કરૂં છું. ધન્ય છે, ગરીબ જન તને ધન્ય છે. શું તારો પ્રેમ ? "

" બીચારાના ઝુંપડામાં ધાતુનું એક પણ વાસણ નથી. " સુલોચના બોલી.

" ધાતુના વાસણના અભાવેજ બિચારો માટીના પાત્રમાં દુધ લઇ આવ્યો. " કુમારે કહ્યું.

બન્નેએ દુધ પીધું. અવર્ણીય આનંદ અનુભવ્યો. ગરીબ જનનો પ્રેમ જોઇ બન્ને પ્રસન્ન થયાં. કુમારે અને સુલોચનાએ થોડીક વાર તે ભીલજનની સાથે વાતો કરી. તેના બાળકને રમાડયું. ભીલના આનંદનો પાર ન્હોતો. પોતાને ઘેર પ્રભુ પધારે એવો આનંદ તેને થતો હતો.

આ પછી કુમાર અને સુલોચનાએ ત્યાંથી ગમન કર્યું. બીજા ગરીબોનાં ઝુંપડાં જોયાં. બધાની સાથે વાતો કરી દુઃખ જાણ્યાં. કુમારને ઘણું જાણવાનું મળી આવ્યું. બાદ બન્ને આશ્રમ પ્રતિ આવવા નિકળ્યાં.

રસ્તામાં ચાલતાં કુમારે પૂછ્યું; “ બ્હેન ! આ ગરીબ લોકોમાંજ સાક્ષાત પ્રભુનો નિવાસ છે તે મેં આજેજ જાણ્યું. અહા ! શું તેમની સાદાઇ અને ભોળાઇ.”

“ ભાઇ ! પ્રભુનાં ખરેખરાં દર્શન તો આ ગરીબોનાં ઘરમાંજ થાય છે. ” સુલોચનાએ કહ્યું.

“ સત્ય છે, આ ગરીબોની મહેનતથીજ અન્યજનો સુખ સાહ્યબી ભોગવી શકે છે.”

“ પણ તેઓને ક્યાં ગરીબોની દરકાર છે ? ”

“ ત્યારે જોવાનું એજ છે ને ? ગરીબોના ભોગે શ્રીમાન થવાય છે–સુખ સાહ્યબી ભોગવાય છે તદપિ ગરિબો પ્રત્યે કોણ દયામય નજર કરે છે ? કોણ તેમનાં કષ્ટ જાણે છે ? કોણ તેમની સંભાળ લે છે ? કોણ તેમની વાત સાંભળે છે ? જગતમાં ગરીબ થવું એ ગૂન્હો ગણાયછે. સંસારમાં સર્વત્ર સંપત્તિવાનનો વિજય થાય છે. જગતનું સૂત્ર આમજ ચાલી રહ્યું છે.”

“ બ્હેન ! હાલતો જોકે તમારા કહેવા મુજબ જ જગતમાં ચાલી રહ્યું છે; પણ એક વખત એવો આવશે કે આજનાં ગરીબો આખા જગતનાં માલીક થશે. ન્યાય–સંપત્તિ સઘળું તેમના હાથમાં જશે અને ત્યારેજ જગતમાં સુખ શાન્તિનું સ્થાપન થશે.”

“ કુમાર! તમારા કહેવામાં બરાબર સમજ પડી નહિ.”

“ શું ન સમજાયું ? ”

“ તમે કહો છો કે જગતમાં ગરીબોનું રાજ્ય થશે.”

“ હા.”

“ એ શું સંભવિત છે ? ”

“ હા, કુદરત અસંભવિતને પણ સંભવિત બનાવે છે.”

" અને ત્યારેજ શાન્તિ પ્રવર્તશે નહિ વારૂ ? "

" હા, ધનમદ ઓછો થયા વિના શાન્તિ નથી. સો ગરીબો મરે છે ત્યારે એક શ્રીમાન બને છે. મારી માન્યતા મુજબ ધનનો જથો એક સ્થળે એકત્ર રહેવો જોઇએ નહિ. ધન વ્હેચાતું જ રહેવું જોઇએ. ગરીબો પાસે ધન ન હોય અને તે દુઃખી થાય. શ્રીમાનો પાસે ધન રહે અને તેઓ સુખચેન ઉડાવે અને ગરીબો પ્રત્યે બેદરકાર રહે. ગરીબો પોતાનો ભોગ આપી શ્રીમાનોને સુખી કરે ત્યારે શ્રીમાનો તેમની દયા ખાવાને બદલે નિરંતર પ્રમાદ અને સ્થાર્થમાંજ રચ્યા પચ્યા રહે. બ્હેન ! આ અન્યાયનો બદલો પરમેશ્વર જરૂર આપશે. અને તેથીજ મેં કહ્યું કે એકવખત એવો આવશે કે ગરીબો જગતમાં પૂજાશે. ધનવાનોનું ધન એમના કાબુમાં રહેશે અને તેઓ-જ સર્વ કાર્યના કર્તા–હર્તા બનશે."

" એતો સમય સમયનું કાર્ય કરશે."

" એમજ."

આવી રીતે વાતો કરતાં બન્ને જણાં આશ્રમમાં આવ્યાં. પંડિત રાહ જોઇ રહ્યા હતા. સઘળાંએ સાથે બેસી ફળાહાર કર્યો. મધ્યાન્હ થયા. ભીલ લોકો આશ્રમ સમિપ એકત્ર થયા. પંડિતે પ્રભુની સ્તુતિ ગાઇ ઉપદેશ શરૂ કર્યો. સઘળા ધ્યાન દઇને સાંભળવા લાગ્યા.

" જગતમાં દયા–દાન અને દીનતા એજ પ્રભુને મેળવવાનો માર્ગ છે. જેમ તિર્થસ્થાનોમાં યાત્રા અને સ્નાન કરવાથી મનુષ્ય પવિત્ર થાય છે, તેમ પોતાનું ચિત્ત એક ક્ષણવાર સ્થિર કરનારો માણુસ પવિત્ર ગણાય છે. આવો મનુષ્ય અંતે પ્રભુના ધામમાં જાય છે. પણ જે મનુષ્ય પોતાની બુદ્ધિથી પાપ કરે છે તે કરોડો

ગોવધ કરનાર કરતાં પણ વધારે પાપી છે. પરંતુ સ્વઆત્મ બુદ્ધિથી ચિત્ત નિર્મળ રાખી સદ્દવર્તન અને સદાચારથી જે ચાલે છે મનુષ્ય ભાગ્યશાલી અને આ લોકમાં તેની કીર્તિ વધે છે. અને તેની બરોબર કોઇ થતું નથી અને થશે પણ નહિ. વળી વિદ્યા એ મોટામાં મોટું અને ઘણામાં ઘણું ગુપ્ત ધન છે. માટે દરેકે તે ધન મેળવવાને મન-વચન અને કર્મથી પ્રયત્ન કરવો જોઇએ. આ ધન મેળવવામાં બેદરકાર રહેનાર માણસ બેવકુફ ગણાય છે અને પશુ તુલ્ય જીવન ગુજારે છે. અને એ ધનથી જગતમાં સુખ-વૈભવ મળે છે અને એ ધનના પરીબળેજ ભગવાનને પણ મળી શકાય છે. આ વિદ્યા ધન અનેક પ્રકારના ભોગ થાય અને સુખ દેનાર છે. એટલુંજ નહિ પણ અમૃતની ખાણ છે. વિદ્યા પરદેશમાં બંધુ સમાન છે અને દેવતાઓથી પણ અધિક છે. વિદ્વાન ધનવાન કરતાં પણ આખા જગતમાં ઉતમ ગણાય છે. પરંતુ વિદ્યા વિનાનો મનુષ્યતો તદન નકામોજ મનાય છે.

મૂર્ખ માણસની ગર્જના જંગલનાં શિયાળવાંની ગરજના સમાન છે, પણ જેમ વનરાજ બળવાન છતાં વગર પ્રયોજને ગર્જના કરતો નથી તેમ ખરો વિદ્યાભ્યાસી પણ નકામો બકવાદ કરતો નથી.

વચમાં કુમાર બોલ્યો; " મારે એક પ્રશ્ન પૂછવો છે ? "

" ખૂશીથી પૂછો. "

" વિદ્યા ધન ઘણાંની પાસે હોય છે; તદપિ તેઓ મૂર્ખ મનાય છે એનું શું કારણ ? "

" કુમાર ! વિદ્યાનુ ક્ષેત્ર વિશાળ છે, વિદ્યાનો સારો અને દુરૂપયોગ થાય છે. જેની જેવી બુદ્ધિ. "

" વિદ્યાવાન જ્ઞાની ખરો કે નહિ ? "

" વિદ્યાનો વિકાશ કરે; અને બુદ્ધિનો ઉપયોગ કરે તોજ જ્ઞાન માર્ગમાં પ્રવેશ કરી શકાય."

" ત્યારે જ્ઞાન વિના સઘળું નકામુંજ ને ? "

" જરૂર. "

" જ્ઞાન પ્રાપ્ત કરવા શું કરવું જોઇએ ? "

" પ્રથમ વિદ્યા સંપાદન કરવી. ક્રોધને તજવો, કોઇ પણ વસ્તુમાં વિશેષ પ્રીતિ રાખવી નહિ. ઇંદ્રિઓને સ્વાધિનમાં રાખવી. ક્ષમા દયા અને શાંતિથી વર્તવું. મનુષ્યના ભલાનું કાર્ય નિરંતર કરવું. લોભ ન રાખવો. સુપાત્રને દાન આપવું. મનુષ્ય પ્રાણીની દુઃખમય સ્થિતિમાં ભાગ લેવો. આ પ્રમાણે વર્તવાથી મનુષ્ય જ્ઞાનવાન બની શકે છે. કુમાર! સમજ પડી ને ?"

" હાજી. "

" બીજું કાંઇ પૂછવું છે ? "

" હા. "

" પૂછો ? "

" રાજા મોટો કે વિદ્વાન ? "

" તું શું માને છે ? "

" હું બન્નેને મોટા માનું છું. "

" પણ જગતમાં મોટું કોણ મનાય છે ? "

" રાજા. "

" વિદ્વાન નહિ ? "

" ના, જગતમાં વિદ્વાનનું માન હોય છે પણ તેમની પાસે સંપત્તિ નહિ હોવાના કારણે તેઓ મોટા મનાતા નથી. આજકાલ જે ધનવાન હોય એજ મોટો. તેજ સર્વ કાર્યનો કર્તા-હર્તા. "

"જગતમાં એમ મનાતું હશે; પણ હું માનતો નથી."

"આપની શું માન્યતા છે?"

"કુમાર! ધનવાન કરતાં વિદ્વાન મોટો છે. ધનવાનનું ધન લુંટાઇ જાય છે; પણ વિદ્વાનનું ધન અખુટ છે. તેમ રાજા અને વિદ્વાન કદી સરખા હોતા નથી. રાજા પોતાના રાજ્યમાં માન મેળવી શકે છે પણ વિદ્વાન માણુસ સર્વત્ર માનને પાત્ર મનાય છે. કુમાર! જેણે વિદ્યા સંપાદન કરી નથી, જેણે પરમાત્માનું ધ્યાન ભજન કે આરાધન કર્યું નથી; જેણે સદાચાર કે સ્વધર્મનું પાલન કર્યું નથી તેવા મનુષ્યો આ પૃથ્વી પર ભાર રૂપ છે. મારૂં કહેવાનું તાત્પર્ય એજ કે જ્યાં બોધ છે ત્યાં ક્રોધ નથી. જ્યાં ક્રોધ છે ત્યાં બોધ નથી. ક્રોધ સમયે વિષયરૂપી પ્રકાશ ઉત્પન્ન થાય છે; પરંતુ બોધ થતાં ચિદ રૂપ (આનંદમય) અખંડ અને અવિનાશી પદ પ્રાપ્ત કરાય છે."

પંડિતનું બોલવું બંધ થતાં સઘળાએ પ્રભુના નામની જય ગર્જના પોકારી. એક કલાક ઉપદેશ ચાલ્યો. બાદ સઘળા વિખરાયા. સુલોચના અને પંડિતજી અન્ય કાર્યમાં પ્રવૃત્ત થયાં.

કુમાર ત્યાંથી થોડેક દૂર જઇ ફરવા લાગ્યો. તેના મનમાંથી વિશ્વમોહિનીના વિચાર કંઇક અંશે શાન્ત થયા હતા. પણ પણ તેને બદલે ગરીબ ઇશ્વર વગેરેના તરંગો ઉછળતા હતા. જગતમાં સત્ય શું અને અસત્ય શું? આવા અનેક વિચાર તેને થઇ રહ્યા હતા.

આ અરસ્સામાંજ એક અજબ પ્રસંગ બન્યો. કુમારની દ્રષ્ટિ દૂરથી દોડી આવતા એક ઘોડેસ્વાર પર પડી. ઘોડો પૂરપાટ દોડી આવતો હતો. સ્વાર અને ઘોડો થાકી ગયા હતા. ઘોડાના મુખે ફીણુ આવ્યું હતું. કુમાર અજબ થયો અને તેની તરફ જોઇ રહ્યો.

જોતજોતામાં સ્વાર નજીક આવી પહોંચ્યો. કુમારે હાથ ઉંચા કરી તેને થોભવાનું સુચવ્યું. ઘોડેસ્વારે ગભરાટથી અને ભયથી પાછળ નજર કરી અને પછી ઘોડાપરથી નીચે ઉતરી પૂછ્યું; "તમે કોણ છો અને મને શા માટે અટકાવો છો?"

" તે પહેલાં તમે મને જણાવો કે તમે કોણ છો ? " કુમારે પૂછ્યું.

એ જણાવવા જેટલો મને અવકાશ નથી. "

" કારણ ? "

" હું ભયમાં છું. "

" આ સ્થળ નિર્ભય છે. તમને શું ભય છે ? "

" દુષ્મનો મારી પાછળ પડયા છે. "

" દુષ્મનો કોણ છે ? "

" વ્હેમસિંહના સૈનિકો. "

" તમે કોણ છો ? "

" હું મહારાજા અજીતસિંહનો સેનાપતિ છું."

" હેં ! શું તમે સેનાપતિ સર્જનસિંહ ? " કુમારે આશ્ચર્યતાથી તેના તરફ જોઈ રહી પૂછ્યું.

" હા, તમે મને ક્યાંથી ઓળખો ?" સેનાપતિએ પૂછ્યું.

" શું તમે મને નથી ઓળખતા ? શું તમે તમારા રાજકુમારને પણ ભૂલી ગયા ? "

" શું તમે વિજયકુમાર ? " સેનાપતિએ વિસ્મીત વદને પૂછ્યું.

" હા."

સર્જનસિંહ કુમારને ભેટી પડયો. કુમારે હકીકત પૂછી. સર્જનસિંહે બનેલી તમામ બીના કુમારને વિદિત કરી.

કુમારના ક્રોધનો પાર રહ્યો નહિ. તેનું મન વ્યાકુળ બન્યું. પિતાના અને દિવાનના મૃત્યુ સમાચાર તેને વજ્રઘાત સમાન લાગ્યા. એવામાં જ દુષ્મનો દોડી આવતા જણાયા. કુમાર અને સેનાપતિ પણ કુટી તરફ દોડી ગયા. પંડીત અને સુલોચનાને સાવધ કરી કુમારે ત્યાં પડેલો શંખ ફુંક્યો. શંખ ભય વખતે વગાડવામાં આવતો. શંખનો ઘોર અવાજ પર્વત પ્રદેશમાં પથરાઇ રહ્યો. અલ્પ ક્ષણમાં જ કામઠાંધારી ભીલ લોકો ચારે તરફથી દોડી આવતા જણાયા. દુષ્મનો પણ નજીક આવી પહોંચ્યા. દુષ્મનોની સંખ્યા પચીસની હતી. ભીલ લોકોએ તેમને ઘેરી લીધા, અને તેમને મારી નાખવા ઉત્સુક બન્યા. પણ કુમારે તરત તેમને તેમ કરતા અટકાવ્યા. અને દુષ્મનોનાં હથીઆર છીનવી લઇ તેમને છોડી મૂક્યા.

દુષ્મનોનાં દિલ પીગળ્યાં. તેમણે વિજયકુમારનું શરણ સ્વીકાર્યું. વિજયકુમારે ભીલ લોકોને વિદાય કરી સેનાપતિ સાથે મસલત કરી નિશ્ચય કર્યો કે રાજભક્ત રાજપૂતોને અને જીવતા રહેલા સૈનિકોને એકત્ર કરી દુષ્મનપર હુમલો કરવો. સેનાપતિ અને વિજયકુમારને આશ્રયે રહેલા સૈનિકો રાજભક્ત માણસોને એકત્ર કરવા રવાને થયા. આઠેક દિવસ વિતતાં ઘણા સૈનિકો હાજર થયા. કુમારે આ સ્થળે જ છાવણી નાખી અને વધુ માણસોની ભરતી કરવા માંડી."

## પ્રકરણ ૧૦ મું.

### ભેદી મકાનમાંના કેદીયો.

પ્રતાપસિંહ, નવલ અને તેમની સાથેના બે રંગીયો પ્હાડના ભેદી મકાનમાં કેદ પૂરાયા હતા. સ્થળ એવું અગમ્ય હતું કે તેઓને કંઇ પણ ખબર પડી નહિ કે પોતે ક્યાં પૂરાયા છે. જે રાત્રિએ તેમને આ સ્થળે લાવીને રાખવામાં આવ્યા; તે સ્થળે ગાઢ અંધકાર વ્યાપેલો હતો. નવલ અવાજથી ઓળખાયો હતો. પરસ્પર મળ્યા, પણ અંધકારના કારણે એક બીજાના મુખનું દર્શન કરી શકયા નહિ. આખી રાત્રિ તેમણે વાતો કરવામાં વ્યતિત કરી. પ્રાતઃકાળ થયો. અંધકારની જગાએ થોડોક પ્રકાશ પથરાયો. કેદીયોએ એક બીજાના મુખનાં દર્શન કર્યાં. તેમણે આસપાસ જોયું તો જણાયું કે ચારે તરફ પ્હાડની--પત્થરની મોટી દિવાલો આવેલી છે. લગભગ પચાસેક માણસો રહી શકે એવડા મોટા ચોકમાં તેઓ બેઠા છે. માથા ઉપર પત્થરની છત આવેલી છે. તેમાં એક જાળીયું મૂકેલું હતું. તેમાંથી અજવાળું આવતું હતું. દેખાવ એક મોટી ગુફાના આકારનો હતો.

પ્રતાપ અને તેની સાથેનાઓ ઉભા થયા અને ચારે તરફ તપાસ કરી બહાર નીકળવાનો માર્ગ ખોળવા લાગ્યા. આ વખતે તેમની પાસે એક પણ પહેરેગીર ન્હોતો. આથી તેમણે માર્ગ મળે તો નાશી છૂટવાનો નિશ્ચય કર્યો. સઘળા ચારે તરફ ફરી વળ્યા. દિવાલો બારીકાઇથી તપાસી પણ કંઇ માલમ પડયું નહિ. વધુ અજાયબી જેવું તો એ હતું કે તેઓને જે દ્વારવાટે આ સ્થળે લાવવામાં આ-

વ્યા હતા, તે દ્વાર પણ જણાયું નહિ. તે દ્વાર ખોળવાને બધાએ ઘણીએ મહેનત કરી પણ કંઇ માલમ પડયું નહિ. સઘળા નિરાશ અને હતાશ બન્યા. આ સ્થળેથી કેવી રીતે મૂક્ત થવું ? કેદ કરનાર કોણ હશે ? કેદ કરવામાં તેની શું મતલબ હશે ? સુંદર જણાતી સુંદરીને આવું કાર્ય કરવાનું શું કારણ હશે વગેરે અનેક વિચારો કેદીયોના મનમાં થઇ રહ્યા હતા. ઘણીવાર થઇ. સઘળા ચૂપચાપ બેસી રહ્યા. કોઇ આવે તો ખુલાસો મેળવીએ; પણ ઘણીવાર થઇ છતાં ત્યાં કોઇ આવ્યું નહિ. સઘળા ઉંડા શોકસાગરમાં ડુબ્યા. કોઇ બોલતું ન્હોતું. શાન્તિ પથરાઇ રહી હતી. છેવટે પ્રતાપે અકળાઇને સોમેશ્વર જોશી તરફ જોઇને પૂછ્યું; “ જોશીજી ! હવે કેમ કરીશું ? ”

“ હું પણ તેજ વિચાર કરી રહ્યો છું.” જોશીજીએ ગમગીન વદને કહ્યું.

“ આ સ્થળેથી બહાર નીકળવાનો એક પણ માર્ગ નથી.”

“ ના, ચારે તરફ સરખી દિવાલો આવેલી છે.”

“ આપણને જે દરવાજાથી દાખલ કર્યા તે દરવાજો પણ અત્યારે જણાતો નથી.”

“ ના, તે પણ જાણે અલોપ થઇ ગયો હોય એમ જણાય છે.”

“ આપણને અહિં પૂરનાર કોણ હશે ? ”

“ શું ખબર પડે ? મને લાગે છે કે પેલી ખૂબસૂરત બલાનું જ આ કારસ્થાન હોવું જોઇએ.”

“ પણ તેને આવું પગલું ભરવાનું શું કારણ હશે ? ”

“ તે રાંડને મારી સાથે પરણવું છે.” શાન્ત બેસી રહેલો નવલ બોલી ઉઠયો.

" શું ખરૂં કહે છે ? " પ્રતાપે આશ્ચર્યતા દર્શાવતાં પૂછ્યું.

" હા, તે રાંડ મારા ગળે પડી છે અને કહે છે કે બસ તુંજ મારો પતિ છે."

" આતો ઘણું અજબ થવા જેવું."

" અને તેથીજ એ ચૂડેલે આ ગજબનું કામ કર્યું હોવું જોઇએ." જોશીએ કહ્યું.

" જોશીજી ! આપ જુઓ તો ખરા કે એ ચૂડેલ કોણ છે ? "

" શી રીતે જોઉં ? "

" કેમ વારૂ ? "

" મારૂં પંચાંગ પણ સાથે નથી."

" ગણીત ગણી જુઓને ? "

" મેં તમારા પહેલાં ગણી જોયું પણ કંઇ સમજાતું નથી."

" ત્યારે આ બધો શો ઉત્પાત."

" હાલમાં આપણ દરેકને પનોતી બેઠેલી છે."

" ક્યાં સુધી રહેશે ? "

" થોડાંક અડવાડીયું બાકી છે."

" ક્યારની બેઠી છે ? "

" બે વરસથી."

" બસ તેથીજ આ સઘળી ઉથલપાથલ થઇ છે."

" પણ હવે પછી જરૂર સુખ મળશે." જોશીએ કહ્યું.

" પણ એટલામાં તો શુંનું શું થઇ જશે."

" અરેરે ! કુમારની શી દશા હશે ? "

" ભાઇ ! અત્યારે તો આપણી દશા વિચારો."

" અફસોસ ! અહિં કોઇ પણ માણસ નથી કે જેથી તેને કંઇ પૂછી શકાય. "

" આ સ્થળ ભયંકર ગુફાના આકારનું છે."

" ત્યારે હવે કરવું શું ? " પ્રતાપે કંટાળીને પૂછ્યું.

" કોઇ માણસ આવે તો માલમ પડે." જોશીએ કહ્યું.

" જો પેલી ચૂડેલ જણાય તો આ વખતે જરૂર તેનું માથું ભાગી નાખું." નવલે કહ્યું.

" નવલ ! જોજે એવું સાહસ કરતો. ઉશ્કેરાઇ એવું પગલું ભરીશ તો આપણું છૂટવું મૂશ્કેલ થશે, આપણે હવે દરેક કાર્ય શાન્તિથી અને યુક્તિથી કરવાની જરૂર છે."

" પણ હજી સુધી આપણી પાસે કોઇ આવ્યું નથી, તેથી શું સમજવું ? " નવલે પૂછ્યું.

" કદાચ તમારા સન્માનની તૈયારી પણ થતી હોય ? " પ્રતાપે મજાકરૂપે કહ્યું.

" મારૂં સન્માન ? " નવલે પૂછ્યું.

" હા. "

" કારણ ? "

" તમારી પત્નિ છે એટલે તમારા માટે ધામધૂમ કરે. "

" અને શાને બનાવો છો ? મૂઇ રાંડ એ પત્ની અને મુઓ હું. ચંડાલણીએ ગજબ કર્યો છે. " નવલે કહ્યું.

આ આરસ્સામાં એક મોટો અવાજ થયો. સઘળા ચૂપ થઇ ગયા અને એ તરફ જોઇ રહ્યા. અવાજ પછી શાન્તિ પથરાઇ. બીજો અવાજ થયો નહિ.

નવલે કહ્યું; " એ શાનો અવાજ થયો હશે ? "

" કોઇ ભારે વસ્તુ પડવાનો અવાજ હતો. "

" ચાલો આપણે એ બાજુ તપાસ કરીએ. "

" સમુર, હાલ આપણે અહિંજ બેસી રહો. હું...

પ્રતાપ આગળ બોલે એ પહેલાં જ તેમની સામેની દિવાલમાં એક મોટો પત્થર ઉંચકાયો. સઘળા તાજુબીથી એ તરફ જોઇ રહ્યા. ઉંચકાએલો પત્થર ઉપરની છતમાં પેસી ગયો. સામે ઝાડ-પાનથી ભરપૂર ખુલ્લું મયદાન જણાયું.

આ ખુલ્લા થયેલા દરવાજામાં થઇને પાંચ હબશી જેવા માણસો અંદર આવ્યા. દરેકના ખભે ખુલ્લી તલ્વારો હતી. પાંચેના દેખાવ કદરૂપા રાક્ષસ જેવા હતા.

આ પાંચે જણા કેદીઓની આસપાસ ઉભા રહ્યા. નવલને ઘણોએ ક્રોધ ચઢયો પણ શું કરે ? પ્રતાપે તેને શાન્ત રહેવાની સંજ્ઞા કરી.

એવામાંજ એક કદાવર કદરૂપા હબશીએ મોટા અવાજે કહ્યું; " ઉભા થાવ. "

પ્રતાપે તરતજ ઉભા થઇ પૂછ્યું; " ભાઇ ! હું તમારી સાથે થોડીક વાતચીત કરવા ઇચ્છું છું ? "

" શું કહેવું છે ? " તે માણસે તેની માંજરી આંખ્યોની પાંપણો હલાવતાં પૂછ્યું.

" તમે કોણ છો ? "

" માણસો. "

" અહિં શું કામ કરો છો ? "

" અમારાં માલીક આજ્ઞા કરે તે ? "

" તમારો માલીક કોણ છે ? "

" મહાદેવી ? "

" મહાદેવી કોણ ? "

" મહા માયા ? "

" તે કોણ ? "

" સર્વ શક્તિ સંપન્ન માહારાણી. "

" તેમનું નામ ? "

" તેમનાં અનેક નામ છે. "

" તેઓ અહિં જ રહે છે ? "

" હા. "

" તેમની પાસે કેટલાં માણસો છે ? "

" ઘણાં. "

" મહારાણી કોઇ વખતે કોઇ શહેર અગર નગરમાં જાય છે ? "

" તેમની મરજીમાં આવે તો જાય. "

" અમને અહિં શા માટે પૂરવામાં આવ્યા છે ? "

" તેની અમને ખબર નથી. "

" તમે અહિં કેમ આવ્યા છો ? "

" તમને લઇ જવા. "

" અમને ક્યાં લઇ જવા છે ? "

" મહારાણી પાસે ? "

" કારણ ? "

" તમારો ઇન્સાફ કરવા. "

" શું અમે ગૂન્હેગાર છીએ ? "

" હા. "

" અમારો ગૂન્હો ? "

" તે મહાદેવી જાણે. અમે તો તેમની આજ્ઞા પ્રમાણે વર્તનાર છીએ. "

" મહાદેવી ક્યાં છે ? "

"મહેલમાં."

"શું અહિં મહેલ આવેલો છે ?"

"હા."

"અમને પ્રથમ તેમની પાસે જ લઇ જવાના છે કે બીજે ?"

"પ્રથમ તમને ખોરાક મળશે અને પછી તેમની રૂબરૂ રજુ કરવામાં આવશે. ચાલો; હવે ઉભા થાવ."

પ્રતાપે સઘળાને ઉભા થઇ ચાલવાનો સંકેત કર્યો. નવલ-જોશી અને રંગી ઉભા થયા. નવલ ગુસ્સાની નજરથી તે હબશી તરફ જોઇ રહ્યો. પાંચમાંના બે હબશી આગળ ચાલ્યા, તેમની પાછળ પ્રતાપ, નવલ વગેરે ચાલ્યા અને તેમની પાછળ ત્રણ શસ્ત્રધારી ગમન કરવા લાગ્યા.

## પ્રકરણ ૧૧ મું.

### તલેસ્માતી મકાન.

પેલા પાંચ શસ્ત્રધારીયો નવલ-પ્રતાપ વગેરેને એક ખુલ્લા મયદાનમાં લઇ આવ્યા. આ મેદાન રમ્ય હતું. જાતજાતનાં વૃક્ષો શોભી રહ્યાં હતાં. પુષ્પ વૃક્ષોનો તો સુમાર ન્હોતો. પુષ્પોમાંથી સુવાસ આવતી હતી. મીષ્ટ ફળ વૃક્ષોપર ઝુકી રહ્યાં હતાં. બુલબુલ મેનાં-પોપટ વગેરે પક્ષીઓ મધુરા અવાજ લલકારી રહ્યાં હતાં. આસપાસ ફરવાને પત્થરના રસ્તા બનાવેલા હતા. નાનાં હોજ-ફુંવારા સ્થળે-સ્થળે દ્રષ્ટિગોચર થતા હતા. ફુંવારામાંથી જલધારાઓ ઉડી રહી હતી. સઘળું મેદાન આનંદજનક હતું.

પ્રતાપ વગેરે આનંદથી–કૌતુહલથી સર્વ દેખાવ અવલોકતા ચાલતા હતા. આવી રીતે ચાલતાં ચાલતાં તેઓને એક ગુફા જેવા ઓરડા આગળ આવી અટકાવવામાં આવ્યા. સઘળા આગળ વધતા અટકયા. એવામાં જ પેલા પાંચમાંથી એકે કહ્યું.

" તમે આ ઓરડામાં જાવ. અંદર તમારે જોઇએ તેવાં વસ્ત્રો કબાટમાં ગોઠવેલાં છે. તેમાંથી વસ્ત્ર લઇ ઓરડાની બીજી બાજુએ જજો. ત્યાં તળાવ આવેલું છે. "

" ત્યાં જઇ અમારે શું કરવું ? " નવલે પૂછયું.

" તળાવમાં સ્નાન કરી નવાં વસ્ત્રો પહેરવાં. "

" પછી ? "

" અહિં અમારી પાસે આવવું. "

" તમે અહિંજ ઉભા રહેશો ? "

" હા. "

" કેદીયો તરફનું તમારૂં વર્તન વખાણવા લાયક છે."

" અમારે તો અમારાં રાણીજીની દરેક આજ્ઞા પાળવી જોઇએ."

પ્રતાપ—નવલ અને રંગીયો ગુફામાં પ્રવેશ્યા. ગુફાનો આકાર એક મોટા ઓરડા જેવો હતો. ચારે તરફ લાકડાનાં સુંદર કબાટો આવેલાં હતાં. તેમાં સ્ત્રી–પુરૂષને પહેરવાનાં કિંમતી વસ્ત્રો ગડીયો વાળીને ગોઠવેલાં હતાં.

પ્રતાપ વગેરે આશ્ચર્ય પામ્યા. વસ્ત્ર નવાં હતાં. સઘળાએ મન પસંદ વસ્ત્રો લઇ લીધાં. આ પછી તેઓ ઓરડાની બીજી બાજુએ આવેલા તળાવ આગળ આવ્યા.

તળાવની ચારે તરફ પત્થરનો ઘાટ આવેલો હતો. તળાવમાં ઉતરવાને આરસનાં પગથીઆં હતાં. તળાવપર પત્થરની વિવિધ આ-

કૃત્તિયોની બેઠકો બનાવેલી હતી. તળાવનું પાણી સ્વચ્છ હતું. વચમાં કમળો ઉગેલાં હતાં. તળાવની સામે પાર સારસ પક્ષીઓનાં જોડાં જળવિહાર કરી રહ્યાં હતાં. પ્રતાપ વગેરેને જાણે સ્વર્ગમાં આવ્યા હોય એમ લાગવા માંડયું.

એટલામાંજ નવલ બોલ્યો; "આ સ્થળની રમણીયતા ઓરર જ છે."

"હા, આ સ્થળે આવવાથી આપણે જાણે આપણાં તમામ દુઃખ ભૂલી જઇએ છીએ." જોશીએ કહ્યું.

"આ રાણી કોઇ અપ્સરા અગર દેવી હોવી જોઇએ."

"દેવી તો ન હોય." નવલે કહ્યું.

"કેમ ?"

"જો દેવી હોય તો મારી સાથે પરણવાનો મનસુબો કરે જ નહિ."

"એની ઇચ્છામાં આવે તે કરે, તું તેને પસંદ પડયો હોઇશ."

"મારી પસંદગી જ આપણને દુઃખકર્તા થઇ પડી છે." નવલે કહ્યું.

"દુઃખમાં જ સુખ છે. આપણે આ સ્થળે ન આવ્યા હોત તો આ બધું કયાંથી જોઇ શકત ?"

"ઇશ્વર જે કરે છે તે સારૂં જ કરે છે." જોશીએ ઉદ્દગાર કાઢયા.

"પણ હવે ખાવાનું ક્યારે મળશે ?" બીજા રંગીએ પૂછ્યું.

"તે પણ મળશે. પ્રભુપર ભરોંસો રાખો, આપણને આ વસ્ત્ર અને ન્હાવાનું મળશે એવી કયાં ખબર હતી ?"

"ચાલો ત્યારે સ્નાન કરી લઇએ."

સઘળા તળાવમાં ઉતર્યા; અને સારી રીતે સ્નાન કરી નવાં

વસ્ત્ર પહેરી લીધાં. ન્હાવાથી તેમનાં શરીર હલકાં થયાં. પલાળેલાં વસ્ત્રો ધોવાને જોશી અને રંગી નીચે ઉતર્યા. પણ એવામાં જ કોઇ બોલતું સંભળાવ્યું; " આ તળાવમાં કપડાં ધોશો નહિ. તમારાં કપડાં એમનાં એમ ત્યાં જ રહેવા દયો. "

પલાળેલાં વસ્ત્રો ત્યાં રહેવા દઇ સઘળાએ આશ્ચર્યતાથી આસપાસ જોયું. પણ બોલનાર જણાયું નહિ. પ્રતાપ અને નવલ થોડેક દૂર સુધી જઇ તપાસ કરી આવ્યા પણ બોલનારનો પત્તો લાગ્યો નહિ."

નવલે આશ્ચર્યતા દર્શાવતાં પૂછ્યું; " એ કોણ બોલ્યું હશે ? "

" કોઇક દેવ હશે. " જોશીએ કહ્યું.

" આ સ્થળ અગમ્ય છે. "

" વળી ચમત્કારથી પણ પૂર્ણ છે. "

" અહિંની મહારાણીને પણ ધન્ય છે. "

" ખરેખર તે કોઇક દેવી જ હોવી જોઇએ. "

આમ વાતો કરતા તેઓ બહાર નીકળ્યા. પેલા પાંચ માણસો તેમની રાહ જોઇ રહ્યા હતા. તેમની સામે જોઇ નવલે પૂછ્યું; " હવે અમને ક્યાં લઇ જવાના છો? "

" એક બીજા ઓરડામાં."

" ત્યાં શામાટે ? "

" ત્યાં જમવાને માટે."

" હેં ! " સઘળા એક સાથેજ બોલી ઉઠયા.

" શું ત્યાં રસોઇ તૈયાર હશે ? " જોશીએ પૂછ્યું.

" ના, પણ જુદી જુદી જાતનાં ફળ અને મીઠાઇ મળશે. "

" મહારાણીજી પાસે ક્યારે લઇ જશો ? "

" જમ્યા પછી તરતજ. "

સઘળા એક મોટા ઓરડા આગળ આવ્યા. એક માણસે આગળ વધી એક છૂપી ચાંપ દબાવી કે જેથી એક મોટો પત્થર સરરર અવાજ કરતો જમીનમાં ઉતરી પડ્યો. વિશાળ ઓરડો નજરે પડ્યો. પ્રતાપ વગેરે અંદર ગયા. અંદર જતાં જ જુદીજુદી જાતનાં તાજાં ફળ અને અનેક પ્રકારની તાજી મીઠાઇઓ નજરે પડી. ભૂખ કકડીને લાગી હતી. સઘળા જમવા બેસી ગયા અને રાણીની મનમાં પ્રશંસા કરતા યથેચ્છ જમી પરવાર્યા. નવલ ઉભો થઇ આમતેમ ફરવા લાગ્યો. એવામાં તેની નજર નજીકમાં આવેલી દિવાલ પર પડી. ત્યાં શું હતું ? એક સુકોમળ હાથ દિવાલની બહાર નીકળ્યો હતો અને તે હાથમાં પાન સોપારીથી ભરેલી એક સુવર્ણની નાનકડી થાળ હતી. નવલે બધાને પાસે બોલાવ્યા. બધાએ પાન સોપારી ખાધી. પ્રતાપે હાથ તપાસવા માંડ્યો. સઘળાની માન્યતા હતી કે આ હાથ બનાવટી હશે, પણ ના, તેમને તેમની અત્યંત અજાયબીની અંદર જણાયું કે હાથ બનાવટી નથી પણ ખુદ માણસના જેવોજ છે. નવલ હાથને બારીકાઇથી તપાસવા લાગ્યો. પણ એવામાંજ હાથ પાછો દિવાલમાં જતો રહ્યો. દિવાલનું બાકું પૂરાઇ ગયું. સઘળા આશ્ચર્યચકિત થઇ એ તરફ જોઇ રહ્યા.

પ્રતાપે સહજ હસીને કહ્યું, " કેમ જોયોને ચમત્કાર ? "

" હા, આતો અદ્‌ભુત ચમત્કાર. " જોશી બોલ્યો.

" મને લાગે છે કે આ કોઇ જાદુગરનું નિવાસસ્થાન હોવું જોઇએ. " નવલે કહ્યું.

" તેની પણ આપણને ખબર પડશે. "

" ચાલો ત્યારે આપણે હવે બહાર નીકળી મહારાણી પાસે જઇએ. "

બધા બહાર આવ્યા. ખોરાક મળવાથી ચહેરા પ્રફુલ્લ જણાતા હતા. પેલા પાંચે શસ્ત્રધારીએ આ લોકોને જોઇ હસ્યા. તેમના હસવામાં પ્રતાપને ભેદ ભાસ્યો.

પ્રતાપે પૂછ્યું, " તમે કેમ હસ્યા ? "

" તમને જોઇને ? "

" અમારામાં એવું શું જોયું કે જેથી તમને હસવું આવ્યું ? "

" તમારા ચ્હેરા પ્રથમ કરમાએલા હતા. "

" અને હવે ? "

" તેજસ્વી બન્યા છે. "

" તેથી જ તમે હસ્યા નહિ વારૂ ? "

" હા. "

" હવે અમને ક્યાં લઇ જવાના છે ? "

" શ્રીમતી મહારાણીજી પાસે. "

" તેઓ શ્રી ક્યાં રહે છે ? "

" આ બાજુએ. " શસ્ત્રધારીએ એક બાજુ હાથ લંબાવી કહ્યું.

" શ્રીમતી ત્યાં એકલાં જ રહે છે ? "

" ના, તેમની પાસે અસંખ્ય સેવકો રાત્રિ દિવસ રહે છે. "

" શ્રીમતી કોઇ દિવસ ફરવા જાય છે ? "

" હા, કોઇક દિવસ સ્વર્ગ તરફ જાય છે. "

" શું સ્વર્ગ તરફ ? " સઘળાએ આશ્ચર્યતાથી એક સાથે જ પૂછ્યું.

" હા, પણ તમે આશ્ચર્ય કેમ પામ્યા ? " શસ્ત્રધારીએ પૂછ્યું.

" સ્વર્ગનું નામ સાંભળીને. "

" અરે ભલા મણસો ! તમે ખચીત માનજો કે અમારાં મહા-

રાણી મહા બળવાન છે. તેઓનું રાજ્ય સ્વર્ગ–મૃત્યુ અને પતાળ પર છે. ધર્મરાજ્ય ચલાવતાં હોવાથી સર્વત્ર તેમનો વિજય થાય છે."

"સ્વર્ગ ક્યાં આવ્યું ?" જોશીએ ધીમેથી પૂછ્યું.

"અહિંજ."

"જુઠું ?"

શસ્ત્રધારીયો ચીડાયા હોય એમ જણાયું.

એકે ઘોઘારી અવાજે પૂછ્યું, "શું તમે જુઠું માનો છો ?"

"હા."

"ત્યારે તમેજ જણાવો કે સ્વર્ગ ક્યાં આવ્યું ?"

"ઉંચે." નવલે કહ્યું.

"શું આભલામાં ?"

"હા."

"તમે અજ્ઞાન છો."

"શું અમે ?"

"હા, જો તેમ ન હોત તો તમે કદાપિ કહેત નહિ કે સ્વર્ગ આભલામાં આવ્યું."

"ત્યારે તમે જ બતાવો ?"

"સ્વર્ગ આ પૃથ્વી પરજ આવ્યું છે. મૂર્ખાઓજ તેને આભલામાં આવેલું સમજે છે. આ પૃથ્વી પરજ નર્ક અને સ્વર્ગ છે. સમજ્યા ?"

પ્રતાપ વગેરેને હસવું આવ્યું.

"કેમ બરાબર સમજ્યા ને ?" પુનઃ તે માણસે પૂછ્યું.

"હા."

"ચાલો હવે."

શસ્ત્રધારીયો આગળ ચાલ્યા. પ્રતાપ વગેરે તેમની પાછળ આસ-પાસ જોતા ચાલવા લાગ્યા. સઘળા એક કમાનવાળા દરવાજા આગળ આવ્યા. આ દરવાજાની અંદર નીચે ઉતરવાનાં પત્થરનાં પગથીઆં આવેલાં હતાં. પગથીઆં ટુંકાં અને સાંકડાં હતાં. સઘળા સંભાળીને પગ મૂકતા નીચે ઉતર્યા. એક ચાલ શરૂ થઇ. આ ચાલ બહુ લાંબી ન્હોતી, ચાલ પૂરી થતાં પુનઃ ઉંચે ચઢવાનાં પગથીઆં શરૂ થયાં. આ પગથીઆં પહોળાં હતાં. ઉપર ચઢતાં નવલે પગથીઆં ગણવા માંડયાં. બરાબર સો પગથીઆં ચઢી બધા ઉપર આવ્યા. સામેજ એક પત્થરનું આરકું આવેલું હતું. આ આરકામાં થઇ આગળ જતાં એક ગુફા દ્વાર આવ્યું. આ ગુફાના દ્વારપર એક રેશમી લાલ રંગનો પડદો ઢાંકેલો હતો. પેલા પાંચ શસ્ત્રધારીયોમાથી એકે આગળ વધી પડદો ખસેડયો. તત્કાળ એક ઘંટ વાગવો શરૂ થયો. આ ઘંટનો અવાજ ઉંડાણમાંથી સંભળાતો હતો. સઘળા ગુફામાં પ્રવેશી એક નાનકડા ચોગાનમાં આવી ઉભા. આ ચોગાન સુંદર હતું. પત્થરના અનેક થાંભલા અંદર આવેલા હતા. ચારેક રસ્તા કંઇક જુદે ઠેકાણે જતા હતા. ચોગાનમાં એક લાંબો ભાલો ખોસેલો હતો. પેલા શસ્ત્રધારીયોએ બધાને અહિંજ ઉભા રાખ્યા. આ પછી થોડીકવારે એક માણસ પેલા ભાલા પાસે ગયો અને તેણે જોરથી ભાલાને જમીનમાંથી ખેંચી કાઢયો. આ સાથેજ અંદરથી કંઇક અવાજ થતો સંભળાયો. ઘંટ હજી પણ વાગતો હતો. કોઇ યંત્ર ઉપર આવતું હોય એવો અવાજ હતો. જોતજોતામાં એક સોનેરી સિંહાસન ઉપર ખેંચાઇ આવ્યું અને જ્યાં ભાલો હતો ત્યાં ગોઠવાયું. સિંહાસન સુંદર હતું. ઉસ્તાદ કારીગરોના હાથે તેમાં કોતરકામ થએલું હતું. હીરા-માણેક-પના-લીલમ રંગબેરંગી જડેલાં હતાં. સીંહાસન વિજળીની માફક ચળકતું

હતું. આ સિંહાસનપર એક નવયૌવના બિરાજી હતી. તેનું મુખ શરદ શશીને પણ શરમાવે એવું સુંદર હતું. આ તેજ રમ્યમૂર્તિ હતી કે જેને વાંસળી વગાડતી નવલ વગેરેએ જોઇ હતી અને પછી જેણે સઘળાને કેદ કર્યા હતા.

પેલા પાંચ હથીઆર બંધ માણસો તેને લાંબા થઇ પગે લાગ્યા. આ તેમની મહારાણી હતી. પ્રતાપ વગેરે તેની તરફ વિસ્મયતાથી જોઇ રહ્યા. આ વખતે તેનુ રૂપ સૌન્દર્ય ઓરજ ખીલી રહ્યું હતું. પોશાક કિંમતી હતો. તેણે ગંભીર વદને પ્રતાપ નવલ તરફ જોયું.

પેલા તેના સેવકોમાંથી એકે કહ્યું, " કેદીયો હાજર છે."

રાણીએ પ્રતાપ તરફ જોઇ પૂછયું; " તમે મોટા ગૂન્હો કર્યો છે. શું જવાબ આપો છો ? "

" અમારો ગૂન્હો અમને જણાવશો ? " પ્રતાપે પૂછયું.

"હા, તમે મારા એકાન્ત નિવાસમાં વગર રજાએ પ્રવેશી ગંભીર ગૂન્હો કર્યો છે." નવલ તરફ હાથ લંબાવી તેણીએ પુનઃ કહેવા માંડયું, " વળી આ માણસે મારી તરફ ઉદ્ધતાઇ ભરેલું વર્તન ચલાવ્યું છે."

" તમે ત્યાં રહો છો અગર હશો એવી અમને ખબર નહિ હોવાથીજ અમે ત્યાં આવ્યા હતા. "

" એ તો જાણે ઠીક; પણ હું વાંસળી વગાડતી હતી; તે વખતે આ તમારો માણુસ કે જે નવલના નામથી ઓળખાય છે તે ઘણી વાર ત્યાં છૂપાઇ રહ્યો હતો."

" અમે તેને માટે તમારી કૃપા ચાહીએ છીએ."

" ગૂન્હાની શીક્ષા તો તમારે ભોગવવીજ પડશે. "

" ફરમાવો. "

" તમારે બધાએ એક કાગળ પર પોતપોતાની સહિયો કરી આપવી પડશે. "

" તે કાગળમાં શું લખેલું હશે ? "

" કંઇ નહિ. કોરા કાગળ ઉપરજ સહિઓ આપવી પડશે."

પ્રતાપે થોડીકવાર વિચાર કર્યો. સહિયો કરી છૂટવાનું તેણે ઉચીત માન્યું. તેણે કબુલ કર્યું. એક માણસ દોડયો અને કોરો કાગળ તથા લખવાનાં સાધન લઇ આવ્યો. કોરા કાગળ નીચે પ્રતાપે જોશીએ અને રંગીઓએ સહિયો કરી. નવલ સહિ કરવા ગયો પણ તેને અટકાવી રાણીએ કહ્યું; "તમારે સહિ કરવાની નથી પણ ગુલામી ખત લખી આપવું પડશે."

" એટલે ? " નવલે ગુસ્સાથી પૂછયું

" હું ધારૂં ત્યારે તમને તાબે લઇ શકું. "

" એવી સહિ મારાથી નહિ કરી શકાય."

"ભલે; ત્યારે આ સ્થળેથી મૂક્તિ પણ નહિ મેળવાય. પ્રતાપ-સિંહ ! તમે અને તમારા સાથીયો જાવ. "

નવલ બહાદુર હતો, પણ આ વખતે તેના હાંજા ગગડી ગયાં. તેણે પ્રતાપ સામે જોયું; પ્રતાપે લખી આપવાનું સૂચવ્યું. નવલે તરતજ રાણીએ લખાવ્યું એમ લખી આપ્યું. રાણીએ જાણે નવલ તેનો હક્કદાર સગો યા ગુલામ હોય એવું લખાવી સહિ લીધી. આ પછી રાણીએ તેમને જોઇતાં હથીઆરો આપી જવાની આજ્ઞા કરતાં જણાવ્યું કે તમે ઘણા સારા માણુસ છો. તમારે મારી મદદની જરૂર પડે તો પ્રથમ તમે જ્યાં આવ્યા હતા ત્યાં આવી શંખ વગાડજો કે જેથી તરતજ મારી સાથે તમારો મેળાપ થશે. વળી યાદ રાખજો કે તમારી પર હજી ભયનાં વાદળ ઝઝુમી રહ્યાં છે. હું સત્યવાદી જનોની મદ-

દગાર છું. જાવ; તમારા દુઃખમાં હું ભાગ લઈશ અને મદદ કરતી રહીશ." આટલું કહી તે રાણીએ પોતાના સેવકોને કંઈક છુપી ઈસારત કરી કે જેથી તરતજ તેમાંના ચાર માણસોએ લાંબા રૂમાલ કાઢી પ્રતાપ-નવલ--જોશી અને રંગીઓની આંખ્યોએ બાંધી દીધા. બાદ તેમને ત્યાંથી લઇ જવામાં આવ્યા. કશું દેખાતું ન્હોતું. રાણીના સેવકો જ્યાં લઇ જાય એમ જતા હતા. કેટલાક ઓરડા અને દાદર વટાવી રાણીના સેવકો તેમને પ્રથમની જગાએ કે જ્યાં રાણી સાથે મેળાપ થયો હતો ત્યાં સઘળાને લાવી ઉભા રાખ્યા; અને પછી જોશીની આંખ્યો પરથી પાટો અલગ કરી રાણીના નોકરો જતા રહ્યા. જોશીએ સઘળાના પાટા છોડયા. પ્રતાપ, નવલ દિગ્મૂઢ બની આસપાસનો પ્રદેશ જોઇ રહ્યા. સાંજ પડવા આવી હતી. સઘળા ત્યાંથી આગળ ચાલ્યા. ઝરાના કિનારે આવતાં જ સઘળાએ હાથ મુખ ધોઇ આગળ ચાલવા માંડયું.

પ્રતાપનો વિચાર અમલગઢ તરફ જવાનો હતો. પ્રથમ કોઇ ગામમાં પહોંચી ઘોડા લેવાના નિશ્ચયથી સઘળા ગામની શોધમાં આગળ વધતા હતા; પણ તેઓ જેમ જેમ આગળ વધતા ગયા તેમ તેમ જંગલ ગાઢું થતું ગયું. મેદાનને બદલે ઝાડી આવવા લાગી. દિવસ પૂરો થવા આવ્યો. ગામમાં જલ્દી પહોંચવાની ઇચ્છાથી સઘળા ઉતાવળથી જવા લાગ્યા.

# પ્રકરણ ૧૨ મું.

## જંગલમાં મુકામ.

પ્રતાપ અને તેના મિત્રો જંગલમાં ઘણું રખડયા પણ ગામનો પત્તો લાગ્યો નહિ. કોઇ માણસ પણ મળ્યું નહિ. નવલે ઉંચા વૃક્ષપર ચઢી ગામની તપાસ કરી પણ કંઇ જણાયું નહિ. દિવસ આથમતો હતો. સઘળાની નિરાશાનો પાર રહ્યો નહિ. થોડીવાર પછી રાત્રિ થશે. અંધકાર વ્યાપશે. કંઇ પણ દેખાશે નહિ. કયાં જવું ? રાત્રિ કયાં ગાળવી. આવા વિચાર દરેકના દિલમાં થવા લાગ્યા. જંગલ ગાઢું હતું. રસ્તો પણ બરાબર ન્હોતો વળી આ વન જંગલી પ્રાણીઓથી ભરપૂર હતું.

અંતે દિવસની પૂર્ણાહુતી થઇ. સૂર્ય ભગવાન સ્વસ્થાને પધાર્યા. દિવસની જગા રાત્રિએ લીધી. નિશાદેવીએ શ્યામ અંબર ધારણ કર્યું. પ્રતાપ વગેરે આગળ વધતા અટકયા. સઘળાએ અત્રેજ રાત્રિ ગાળવાનો નિશ્ચય કરી પડાવ નાંખ્યો. નવલ અને જોશીએ લાકડાં વીણી લાવી દેવતા સળગાવ્યો. સઘળા તાપણાની આસપાસ કુંડાળું વળીને બેઠા. આડી અવળી વાતો ચાલવા લાગી. મધ્યરાત્રિ થઇ. જંગલમાં અવનવાં કૌતક થવા લાગ્યાં. વાઘ-વરૂ દોડાદોડી કરવા લાગ્યાં. પણ આ બહાદુરો ડર્યા નહિ. પ્રતાપ પેલી મહારાણીની વાતો કરી સઘળાને હસાવતો હતો.

વાતોમાંને વાતોમાં નવલે પૂછયું; " મને લાગે છે કે એ બલા કોઇક વંતરી હોવી જોઇએ. "

" નારે ના, હું તો કંઈક જુદુજ ધારૂં છું. " જોશીએ કહ્યું.

" શું ? "

" તે કોઈક જાદુ જાણનાર હોવી જોઈએ. "

" તમે શું ધારો છો ? " પ્રતાપે રંગીયોને પૂછ્યું.

" દેવી. "

" બધાની ભૂલ થાય છે. " પ્રતાપે કહ્યું.

" કેમ ? "

" તે દેવી નથી પણ મનુષ્ય છે. "

" શી રીતે જાણ્યું ? "

" તેની ચાલચલગત અને બોલવા પરથી. "

" પણ ચમત્કારવાળી તો ખરી ને ? "

" હા, એમાં આપણાથી ના પડાય એમ નથી. તે ઘણી સારી વિદ્યા જાણે છે. આપણા જેવા બાહોશ રંગીઓ પણ તેના હાથે હાર ખાઈ આવ્યા. "

" તેને ધન્યવાદ ઘટે છે. " નવલે કહ્યું.

" નવલ ! તારાથી તેને ધન્યવાદ અપાય નહિ. "

" કેમ વારૂં ? "

" એતો તારી પ્રાણેશ્વરી છે. "

" રાંડની જુઓતો મારે ગળે પડી. " નવલ બોલી ઉઠ્યો.

" પણ તે હવે તને છોડનાર નથી. "

" એટલે ? "

" તે તને તેનો વર બનાવશે. "

" શું પરાણે ? "

" હા. "

" હું ચોકખી ના પાડીશ. "

" પણ તેં તેને લખી આપ્યું છે તે યાદ છે ને ? "

" તેથી શું થઇ ગયું ? "

" તે ધારશે ત્યારે તારો કબજો મેળવી શકશે. "

" હું તેને સ્વાધિન નહિ થાઉં તો ? "

" તેની સત્તાના જોરે તને તાબે કરશે. "

" બાપરે ! આતો ઘણું ભયંકર. "

" એમાં ભયંકર શું ? પ્રાણેશ્વરીના પ્રેમ મંદિરમાં આનંદ કરજોને ? " પ્રતાપે કહ્યું.

" બળ્યો એ આનંદ. તે વાત યાદ આવતાં મને ગભરામણ થાય છે. "

" તું બહાદુર છે. તારે શા માટે ગભરાવું જોઇએ ? "

" આ બહાદુરની બહાદુરી એક બાયડી આગળ નકામી નીવડી. "

સઘળા ખડખડાટ હશી પડયા.

એવામાં નવલને કંઇક યાદ આવતાં પૂછ્યું; " તમારી પાસે તેણે શાની સહિ કરાવી લીધી હશે ? "

" અમારે ગમે એમ કરીને તને તેની સાથે પરણાવવો. જો અમે એમ ના કરીએ તો તે ચાહે તે શિક્ષા અમને કરી શકે." પ્રતાપે જુઠું જણાવ્યું.

" શું તેણે એવું કરારનામું કર્યું હશે ? " નવલે ચમકીને પૂછ્યું.

" હાસ્તો. "

" ઘણી જબરી. હવે શું કરશું ? "

" તારે તે સુંદરીને પરણવું. "

" અરે એતો મને જીવતો ને જીવતો ચુસી ખાસે. "

" તે ક્યાં ચૂડેલ છે ? "

" અરે ચૂડેલથી પણ ભુંડી છે. "

" નવલ ! એમ શા માટે કહે છે ? તે બીચારીએ આપણને શું દુઃખ દીધું છે ? "

" અંધકારમાં આખી રાત પૂરી રાખ્યા તે દુઃખ નહિ કે ? "

" પણ પછી આપણી સારવાર કેવી કરી એતો વિચાર ? કોઇ દુષ્મન તેના કેદીઓ પ્રત્યે એવું વર્તન ચલાવે કે ?"

નવલ મૌન રહ્યો. પ્રતાપ અને જોશી પરસ્પરમાં તાલી લઇ મોટેથી હશી પડયા. નવલ ઉંડી ચિંતામાં પડયો.

પુનઃ પ્રતાપે પૂછ્યું; " શાની ચિંતા કરે છે ? "

" તે ચૂડેલનાજ વિચાર થયા કરે છે."

" એમાં વિચાર શાના ? "

" ગુલામી ખત લખી આપ્યાના. "

" ગભરાય છે શાને ? આગળપર જોઇ લેવાશે."

" ત્યારે એમ હિંમત આપોને."

" આ વાત કુમાર જાણશે એટલે ઘણા હસશે."

" અને મને તો પૂરેપૂરો બનાવશે." નવલે કહ્યું.

" નવલ ! કદાચ તે તને બળાત્કારે પરણી તો ? "

" પછી શું ? દુઃખના દાળીયા થવાના."

" એમાં દુઃખ શાનું ? શું તે સુંદર નથી ? "

" સુંદર છે; સત્તાધિશ છે પણ તેનો અને મારો જીવ ક્યાં મળેલો છે ? "

" એટલે ? "

" સ્નેહ વગરનું પરણવું તેના કરતાં મરવું સારૂં."

"તેની સાથે પ્રથમ સ્નેહ બાંધજે."

"મેં સ્નેહ સાંધ્યો છે."

"કોની સાથે ?"

"તમારી પ્રાણેશ્વરીની સખી સાથે."

પ્રતાપ ચમક્યો અને નિઃશ્વાસ નાખી બોલ્યો; "શું વસંત-માલતી સાથે ?"

"હા, તેજ આ દિલની દિલારામ છે, મારા સર્વસ્વની માલીક છે; પણ હા ! તે ક્યાં છે ?" નવલે દીર્ઘ નિઃશ્વાસ નાખ્યો.

પ્રતાપને મણીકાન્તા યાદ આવી. તેના મનમાં મણીકાન્તાના નામના પોકાર પડી રહ્યા. નવલ વસંતમાલતીને યાદ કરવા લાગ્યો.

કોઇ બોલતું ન્હોતું. જોશી અકળાયો અને બોલ્યો; "આમ મુંગા ક્યાં સુધી બેસી રહેશો ?"

"જોશીજી ! કાંઇક વાર્તા ચલાવો."

જોશી જવાબ આપે તે પહેલાં એકાએક રણશીંગુ વાગવાનો અવાજ સંભળાયો. રણશીંગું દૂર વાગતું હતું. પ્રતાપ બોલ્યો; "નવલ ! ઉભો થા. આટલામાં ક્યાંક વસ્તી હોય એમ જણાય છે."

નવલે ઉભા થઇ કહ્યું, "રણશીંગું ઘણે દૂર વાગે છે."

"ત્યાં માણસો હોવાં જોઇએ."

"સબુર કરો. હું થોડેક જઇ આવી તપાસ કરી આવું."

નવલ રણશીંગાના અવાજના આધારે એ તરફ દોડયો. ઝાડના જથાની બહાર નીકળી લાંબી નજરે જોવા લાગ્યો. તેને શું જણાયું ? દૂર દિવા બળતા જણાયા. નવલની ખાત્રી થઇ કે ત્યાં કોઇ ગામ અગર માણસોનો મુકામ હોવો જોઇએ. નવલ આનંદ પામી પાછો આવ્યો.

પ્રતાપે પૂછ્યું; " ક્યાં શું જોઇ આવ્યો ? "

" દૂર દિવા જણાય છે."

" ત્યાં ગામ અગર વસ્તી હોવી જોઇએ."

" ચાલો ત્યારે આપણે ત્યાં જઇએ."

" અત્યારેજ ? "

" હા, શામાટે અહિં બેસી રહેવું ? "

" સવાર થવા દયોને ? "

" સવાર થવાને હજી ઘણીવાર હશે ? "

" ના; પાછલી રાત્રિનો સમય પસાર થાય છે." જોશીએ આકાશ સામે જોઇ કહ્યું.

મોટા પરોઢીએ જવાનો નિશ્ચય કરી સઘળા બેઠા. અન્ય વાતો ચાલી. વાતોમાં વખત વિતતાં વાર લાગી નહિ. મોટું પરોઢ થયું. અંધકાર ધીમેધીમે નષ્ટ થવા લાગ્યો. તારાઓ ઝગમગવા લાગ્યા.

પ્રતાપ અને તેના મિત્રો ઉભા થયા. નવલ આગળ ચાલ્યો. સઘળા તેની પાછળ–પાછળ જવા લાગ્યા. નવલ તેમને ઝાડીની બહાર લઇ આવ્યો; અને દૂરથી બળતા દીવા બતાવ્યા.

પ્રતાપને આનંદ થયો. સઘળા એ તરફ જવાને ઉતાવળથી ચાલવા લાગ્યા. પ્હો ફાટતાં તો તેઓ ઘણે ચાલી આવ્યા. દિવા ઓલવાઇ ગયા હતા. રાવઠીઓ અને તંબુઓ જણાયા. પ્રતાપ અને તેના મિત્રો આશ્ચર્ય પામ્યા.

નવલ બોલી ઉઠયો; " આ કોઇ ગામ નથી."

" ત્યારે ? " જોશીએ પૂછ્યું.

" દેખાવ છાવણીના જેવો છે."

" કોની છાવણી હશે ? "

"ત્યાં જતાં જણાશે."

"કદાચ દુષ્મનની છાવણી હશે તો ? એક રંગીએ શંકા દર્શાવી.

"હા, એ પણ વિચારવાની જરૂર છે."

"ત્યારે સઘળા અહિંજ અટકીએ." નવલે કહ્યું.

"પછી ?"

"હું જઇ તપાસ કરી આવું."

"હા, એ પણ ઠીક."

"તમે અહિંજ ઉભા રહેજો."

"સારૂં."

નવલ છાવણી તરફ જવા લાગ્યો. પણ એવામાંજ એક અજબ બનાવ બન્યો.

## પ્રકરણ ૧૩ મું.

## વિજયકુમારની છાવણી.

રજનીદેવીનો અંધકાર નષ્ટ થયો હતો. પ્રભાતનો પ્રકાશ પૃથ્વીને શોભાવી રહ્યો હતો. દેખાવ રમ્ય બન્યો હતો. પક્ષીયોના વિવિધ પ્રકારના અવાજો વનલીલામાં વૃદ્ધિ કરવા લાગ્યા. વૃક્ષો લીલાછમ જણાવા લાગ્યાં. શીતળ પવન વાવા લાગ્યો. પૂર્વમાં લાલ કુસુંબી રંગ છવાયો.

નવલ છાવણી તરપ જવા ઉતાવળથી પગ ઉપાડતો હતો. પણ એવામાંજ એક વૃક્ષ ઉપર કંઇક ખડખડાટ થયો. નવલે ચમકીને ઉંચે

જોયું. એવામાંતો તે વૃક્ષના ડાળા પરથી એક કદાવર માણસ નીચે કુદી પડયો અને નવલને ગરદનમાંથી પકડયો.

નવલ સ્તબ્ધ બન્યો. પેલાએ ગુસ્સામય અવાજથી પૂછયું; "તું કોણ છે?"

નવલ જોર કરી છૂટો થયો અને તે માણસના સામે ઉભો રહી બોલ્યો; "ભાઇ! હું કંઇ ચોર નથી."

"ત્યારે તું છે કોણ?" પેલા માણસે ક્રૂરતાથી નવલ સામે જોઇ પૂછયું.

"હું એક માણસ છું."

"એ તો હું પણ જાણું છું કે તું માણસ છે પણ પશુ નથી."

નવલને ગુસ્સો ચઢયો અને તે માણસને બળ બતાવવાનો વિચાર સ્ફુર્યો. પણ સાહસ કરવું ઉચિત નહિ જણાયાથી શાન્ત રહ્યો.

પુનઃ તે માણસે પૂછયું; "તું આમ ક્યાં જાય છે?"

"આ છાવણી તરફ."

"ત્યાં શું કામ છે?"

"તપાસ કરવી છે કે તે કોની છાવણી છે."

"તે જાણીને તારે શું કામ છે?"

"મારા મિત્રોને ખબર આપવી છે."

"તારા મિત્રો ક્યાં છે?"

"અહિં નજીકમાંજ છે.'

"તમે ક્યાંથી આવો છો?"

"અમે દૂરથી આવીએ છીએ."

"જાતે કોણ છો?"

"રજપૂત."

"તારાથી આગળ જઇ શકાશે નહિ."

"કારણ?"

"અમારા માલીકનો એવો હુકમ છે."

"તમારો માલીક કોણ છે?"

"તે જાણવાની તારે કંઇ જરૂર નથી. ચાલ; મને તારા મિત્રો જ્યાં ઉભા હોય ત્યાં લઇજા."

"તમારે તેમની પાસે આવવાની શી જરૂર છે?"

"મારે તપાસ કરવી છે કે તમે બધા કોણ છો?"

"શું તમને મારા બોલવા પર વિશ્વાસ નથી?"

"બિલ્કુલ નહિ."

"એમ! ચાલો મારી સાથે." નવલે દાંત કચકચાવી ચાલવા માંડયું.

પેલો માણસ તેની પાછળ જવા લાગ્યો.

નવલ તે માણસને લઇ પ્રતાપ વગેરે જ્યાં ઉભા હતા ત્યાં આવ્યો. પેલા માણસે સશસ્ત્ર માણસો જોયા. તેને વ્હેમ પડયો. તેણે માન્યું કે નક્કી આ કોઇ જાસુસો જ છે. આમ વિચારતા તે માણસે પ્રતાપ તરફ બારીકાઇથી જોયું. એકાએક તે ચમક્યો પણ તરત જ શાન્ત થયો.

નવલે તે માણસને ઉદ્દેશી કહ્યું; "આ મારા મિત્રો છે."

તે માણસે જવાબ આપ્યો નહિ.

પ્રતાપે નવલને પૂછયું; "કાં શું છે?"

"આ માણસ મને આગળ જવા દેતો નથી."

પ્રતાપે તે માણસ સામે જોઇ કહ્યું; "કાં ભાઇ! એમાં તમને શું હરકત છે?"

"મારી પૂરેપૂરી ખાત્રી થયા સિવાય અહિંથી આગળ જવા દેવામાં આવશે નહિ." માણસે કહ્યું.

"તમારે શાની ખાત્રી મેળવવી છે?"

"તમે જાસુસ નથી એ બાબતની."

"અમે સોગન ખાઇને જણાવીએ છીએ કે અમે જાસુસ નથી."

"સોગન ખાનાર સઘળા જુઠ્ઠા હોય છે એવી મારી દ્રઢ માન્યતા છે."

"ત્યારે તમારી ખાત્રી કરવી શી રીતે?" પ્રતાપે ગુસ્સે થતાં પૂછ્યું.

"ખાત્રી હું હમણાં જ કરી લઉં છું."

"શી રીતે?"

"હું પૂછું તેના જવાબ આપો."

"બોલો?"

"તમે તમારાં નામ જણાવો?"

"તે પહેલાં તમે પ્રથમ જણાવો કે તમે કોણ છો અને આ છાવણી કોની છે?"

"છાવણી વિજયકુમારની છે અને હું તેમનો સેવક છું."

"શું વિજયકુમારની?" સઘળાએ ચમકીને પૂછ્યું.

"હા, પણ તમે અચંબો કેમ પામો છો?"

"અમે તેમના સંબંધી છીએ."

"શું સાચું કહો છો?"

"હા."

"તમારાં નામ?"

"મારૂં નામ પ્રતાપસિંહ અને આમનું નામ નવલસિંહ."

" શું તમે પોતેજ પ્રતાપસિંહ ? " તે માણસે આશ્ચર્યત દર્શાવતાં પૂછ્યું.

" હા. "

" પ્રતાપસિંહ ! ત્યારે જુઓ હું કોણ છું ? " કહી તે માણસે ગજવામાંથી એક નાની શીશી કાઢી અને તેમાંથી થોડોક પ્રવાહી જેવો પદાર્થ હથેલીમાં કાઢી મુખ પર ચોપડયો. તરતજ તેના મુખમાં અજાયબ ફેરફાર થયો. તે માણસે તેના મુખપર કૃત્રિમ રંગ લગાવ્યો હતો. પ્રવાહીની અસરથી રંગ જતો રહ્યો. પ્રતાપે તેને તરતજ ઓળખી કહ્યું,

" કોણ વીરસિંહ ? "

" હા. "

" તમે અહિં ક્યાંથી ? " પ્રતાપે પૂછ્યું:

" તે બધી વાત તમને કહું છું પણ તમે અહિં કયાંથી આવ્યા ? "

પ્રતાપે ટુંકમાં તેને સઘળી વાત જણાવી પૂછ્યું; " શું તહે આ નવલને પણ ન ઓળખ્યો ? "

" ના, કારણકે તમારા ગૂમ થયા પછી એવા બનાવ બની ગયા છે કે બુદ્ધિમાન માણસ ઓળખીતા માણસપર પણ વિશ્વાસ મૂકતાં વિચારે. "

" શું બનાવ બન્યા છે ? "

" બનાવ ભયાનક છે. "

" પણ શું ? "

" દુષ્મન તેના કામમાં ફાવ્યો છે. "

" એટલે ? "

"નગર પર જીત મેળવી છે."

"શું અમલગઢ શત્રુના કબજામાં ગયું ?"

"હા, દુષ્ટ દુષ્મને રાત્રિએજ કાળું કામ કર્યું."

"આપણા બહાદુરોએ શું કર્યું ?" પ્રતાપે ઉશ્કેરાઇને પૂછ્યું.

"બહાદુરો છેવટ સુધી ટકી રહ્યા પણ બંકાની રંગવિદ્યા આગળ ફાવી ન શકયા."

"અફસોસ ! જીતેલી બાજી હાર્યા." નવલે ગમગીન થઇ કહ્યું.

સઘળાંના મુખ ઉતરી ગયાં. પુનઃ પ્રતાપે પુછયું "મહારાજા અજીતસિંહ કયાં છે ?"

"મહારાજા અજીતસિંહ–ખડગસિંહ અને આપના પિતા રણમાં પડયા."

"ઓહ્ ! હું આ શું સાંભળું છું." પ્રતાપ માથે બે હાથ મુકી નીચે બેસી ગયો. નવલ અને જોશીની આંખ્યોમાંથી અશ્રુઓ વ્હેવા લાગ્યાં.

વીરસિંહે સઘળાનું શાન્તવન કર્યું. પ્રતાપની સ્થિતિ ઉન્માદ મય બની. તેની આંખ્યો લાલચોળ થઇ. તેનો હાથ વારંવાર તલ્વાર તરફ વળવા લાગ્યો. ક્રોધથી તેના હોઠ ફરકવા લાગ્યા. તેણે દાંતપીસી વૈર વાળવાના સોગન લીધા. વીરસિંહ–નવલ અને જોશીએ તેને મહા પ્રયાસે સમજાવી શાન્ત કર્યો.

પ્રતાપે પૂછયું; ' કુમારનો પત્તો કયાંથી લાગ્યો ?"

"કુમાર આ સ્થળેજ રહેતા હતા."

"લઢાઇ વખતે તેઓ હાજર હતા ?"

"ના."

"તે અહિં ક્યાંથી ?"

"અહિં જગન્નાથ પંડિતનો આશ્રમ છે. કુમારશ્રીને સઘળા સમાચાર આ આશ્રમમાંજ મળ્યા હતા. તે પછી કુમારે આ સ્થળે છાવણી નાખી છે અને ચારે તરફનાં નાકાં રોક્યાં છે."

"આપણી પાસે માણસો કેટલાં છે ?"

"રાજપૂતો અને ભીલો મળી આસરે પાંચેક હજાર હશે."

"ઠીક ચાલો આપણે કુમાર પાસે જઇએ."

સઘળા છાવણી તરફ જવા લાગ્યા.

પ્રિય પાઠકો ! વિજયકુમારે આ સ્થળે પંડીત જગન્નાથના આશ્રમ આગળજ છાવણી નાખી હતી. તેના અંગરક્ષકો મિત્રો અને વફાદાર રાજ્યભક્ત રાજપૂતો ક્યારનાએ આવી મળ્યા હતા જંગલમાં સ્થળે-સ્થળે નાની મોટી રાવટીઓ ઉભી કરવામાં આવી હતી. કુમારને માટે વચ્ચોવચ્ચ તંબુ ઉભો કરવામાં આવ્યો હતો. એક બાજુએ અશ્વોને રાખવામાં આવ્યા હતા. જગન્નાથ પંડીતના પ્રયાસથી અનેક ભીલલોકો પણ આવી મળ્યા હતા. દેખાવ એક નગરના સમાન બની રહ્યો હતો. લગભગ ચારથી પાંચ હજાર માણસો આ સ્થળે છાવણી નાખીને પડયા હતા. હજી તેમનો વિચાર સૈનિકોમાં વધારો કરવાનો હતો. કારણકે વ્હેમસિંહ પાસે કુમાર કરતાં ત્રણ ઘણું વધારે સૈન્ય હતું. વિજયકુમાર પ્રતાપ-નવલ વગેરેની આતુરતા પૂર્વક રાહ જોઇ રહ્યો હતો. તેના ખરા સલાહકાર-મદદગાર મિત્રો તેજ હતા. તેઓના ગૂમ થવાથી કુમારની દિલગીરીનો પાર ન્હોતો. તેણે ઘણા માણસોને શોધમાં દોડાવ્યા હતા. સ્થળે સ્થળે ચોકી પહેરા મૂકયા હતા. કુમારે એક સરદારને મોકલી અમલગઢનું નાકું રોકયું હતું. ભીલલોકો રાજા વ્હેમસિંહના રાજ્યમાં લુંટફાટ કરતા અને લુંટી આણેલો માલ કુમારના ચરણે ધરતા. ભીલલોકો

પુષ્કળ માલ લુંટી લાવતા. નિરંતર માણસોની ભરતી થતી. યુદ્ધ શિક્ષણની તાલીમ અપાતી. જગન્નાથ પંડીત અને સુલોચના કુમારનાં મદદગાર હતાં. કુમાર વારંવાર પંડીતની સલાહ લેતો. સવારસાંજ કુમાર અને સુલોચના દરેક સૈનિકની રાવટીએ જતાં. આથી સૈનિકોમાં પણ સારો ઉત્સાહ રહેતો.

આજે પ્રાતઃકાળના પ્રથમ પ્રહરે વિજયકુમાર તંબુની બહાર એક ખુરશી પર બેઠો હતો. બ્રહ્મકન્યા સુલોચના તેની સામે ખુરશીપર સ્થાન લઇ કુમારની સાથે વાતો કરી રહી હતી. આ અરસ્સામાંજ એક પહેરેગીરે વીરસીંહના આગમનના સમાચાર આપ્યા.

કુમારે વિરસીંહને આવવાની પરવાનગી આપી. વીરસીંહ હસ્તાવદને કુમારને નમન કરી બોલ્યો.

" હું એક શુભ સમાચાર જણાવવા આવ્યો છું. "

" જણાવો. " કુમારે કહ્યું.

" ઇનામ મળશે ને ? " વીરસિંહે પૂછ્યું

" જરૂર. "

" પ્રતાપસિંહ, નવલસિંહ જોશીજી અને રંગીયો આવી પહોંચ્યા છે. "

" ક્યાં છે ? " કુમારે આનંદના આવેશથી ઉભા થતાં પૂછ્યું.

" છાવણીના પ્રથમ નાકે."

" ચાલો હું સાથેજ આવું છું. "

કુમાર સુલોચના વીરસીંહની સાથે ચાલ્યાં, અને પ્રતાપ વગેરેની પાસે આવ્યાં. કુમાર પ્રતાપને ભેટી પડયો. હર્ષના અશ્રુ ઉભરાયાં. સઘળા કુમારની સાથે તંબુમાં આવ્યા. પ્રતાપ વગેરેને આવેલા જાણી સૈનિકોમાં અપૂર્વ ઉત્સાહ ફેલાયો. કુમારે અમલગઢમાં બનેલી બીનાની

તમામ વાત પ્રતાપને વિદિત કરી, પ્રતાપે પણ પોતાની તમામ વિતક વાર્તાથી કુમારને મહિતગાર કર્યો.

આ પછી પ્રતાપે પૂછ્યું, "કહો હવે શું કરવા વિચાર છે?"

"પૂર્ણ તૈયારી કરી અમલગઢ પર ચઢાઈ કરવી."

"તૈયારી કરતાં ઘણો વખત વીતી જશે."

"પ્રભુ કૃપાએ થોડાક મહિનામાંજ આપણે તૈયાર થઇ જઇશું."

"ત્યાં સુધી શું કરવાનો કાર્યક્રમ ગોઠવ્યો છે."

"સૈનિકોની ભરતી અને તાલીમ આપવી."

"નાણાં માટે શું વ્યવસ્થા કરી છે?"

"આપણા ભીલ બહાદુરો દુષ્મનના રાજ્યપર દરોરા પાડી સારૂં ધન લઇ આવે છે."

"અમલગઢના બીજા કંઈ સમાચાર છે કે?"

"હા, ત્યાં જુલ્મ અને ત્રાસનો રાજ્ય અમલ શરૂ થઇ ચૂકયો છે. દેશહિતેચ્છુઓ કેદખાનામાં પૂરાયા છે. કેટલાક ફાંશીએ તો કેટલાક દેશ નિકાલ થયા છે. વિદ્વાન અને ડાહ્યા ગણાતાં સ્ત્રી પુરૂષો આજે કેદખાનાનું સંકટ સહન કરી રહ્યાં છે."

"તેમના એ સંકટની પાછળજ સુખ છૂપાયું છે. તેમની તપશ્ચર્યાનું ફળ જરૂર આપણને મળશે. જે દેશમાં વિદ્વાન અને ડાહ્યા ગણાતા મનુષ્યો નિષ્ઠુર નૃપતિની આજ્ઞાથી જેલમાં પૂરાય છે; તે રાજાનું અને રાજ્યનું આખરે નિકંદન નિકળી જાય છે. રાવણ–દુર્યોધન–કંશ વગેરે ઓછા જુલ્મી નહોતા. પણ આખરે પરીણામ શું આવ્યું? એ પ્રમાણે જુલ્મી, દયાહીન અને પ્રજાભક્ષક રાજા દૈવના કોપથી આખરે નાશ પામે છે, વિનાશ કાળે વિપરીત બુદ્ધિ. જમરાય જ્યારે રૂઠે છે

અને ખરાબ થવાનું હોય છે ત્યારેજ પ્રજાના રક્ષક ગણાતા અને દેવરૂપે પૂજાતા રાજાની બુદ્ધિ ભ્રષ્ટ થાય છે અને એ ભ્રષ્ટ બુદ્ધિના પ્રતાપે રાજા બુદ્ધિહીન બની જાલીમ કર્મો કરે છે. દુઃખી પ્રજાના ઉષ્ણ નિઃશ્વાસ મહાન સત્તાધિશને પણ નિર્મૂળ કરી નાખે છે. મ્હેમસિંહનું આખર પરીણામ પણ તેજ છે." સુલોચનાએ જણાવ્યું.

પ્રતાપે પૂજ્ય નજરે તેની તરફ જોઇ કહ્યું, "બ્હેન ! સર્વથા એમજ થાય છે અને એમજ થવાનું. પ્રભુ સત્યનો બેલી છે."

"પ્રતાપ ! રાજ્યકન્યા અને મણીકાન્તાનો કંઇ પત્તો લાગ્યો ?"

"ના, તે બન્ને નિર્દોષ બાલીકાઓ પિશાચના પંઝામાં છે એટલે જરૂર કોઇ ગુપ્ત સ્થળે પૂરાઇ હશે."

"તેમનો પત્તો ક્યારે અને ક્યાંથી મળશે ?"

"મળશે, ધિરજ ધરો. મારો વિચાર જુદોજ છે."

"શું ?"

"તમે અહિં તૈયારી કરો અને હું તે બન્નેની શોધમાં જાઉં."

"તારા વિના અહિં સઘળું નકામું છે."

"હું આવીશ ત્યાં સુધી નવલ તમારી પાસે છે. તે મારો શિષ્ય છે. મારા કરતાં તે ચઢે એમ છે. વળી પ્રભુ કૃપા હશે તો લઢાઇ પહેલાંજ હું હાજર થઇશ."

"તમે આહં રહો અને હું જાઉં તો ?" નવલે પૂછ્યું.

"ના, તારે તો અત્રેજ રહેવું ઠીક છે."

"મારે મારા એક માણસની શોધ કરવી છે."

"કોની ?"

"તમારે જેનો પત્તો મેળવવો છે તેમની સખીની તપાસ મારે કરવી એ મારી ખાસ ફરજ છે."

" કોની ? વસંતમાલતીની ? "

" હા."

" તેની તપાસ પણ હું કરીશ."

" બહુ સારૂં."

" નવલ ! તારે તેની હવે શું જરૂર છે ? " કુમારે પૂછ્યું.

" કેમ વારૂં ? "

" તું તો પરણી ચૂક્યો છેને ? "

" કોને ? "

" પેલી મહારાણીને."

" અરે બાપસાબ ! તેનું નામજ જવાદોને. એ તો મને પરાણે પરણવા ઇચ્છે છે."

કુમાર અને સુલોચના ખડખડાટ હશી પડયાં.

એવામાં કુમારે જોશીને પૂછ્યું; " મહારાજ ! હવે ક્યાં સુધી આ કષ્ટનો યોગ છે ? "

" થોડાક દિવસ."

" પછી સારૂં છે ? "

" હા, યોગ ઘણો ઉત્તમ છે."

" અફસોસ ! આ ટુંક સમયમાં કેવી ભયાનક ઉથલપાથલ થઈ."

" આ આપણી છેલ્લીજ કસોટી હતી." જોશીએ જણાવ્યું.

વાતોમાં વખત ઘણો વિત્યો. ભોજન સમય થયો. સઘળાંએ આજે ઘણા દિવસે સાથે બેસી ભોજન કર્યું. ભોજન બાદ સઘળા જગન્નાથ પંડીત પાસે બેઠા. વિવિધ ચર્ચા ચાલી. સાંજ પડતાં પ્રતાપે સૈનિકોની કવાયત જોઇ. બાદ સઘળા તંબુમાં બેસી વાર્તા વિનોદ કરવા લાગ્યા.

એવામાં એક ભીલ અંદર આવ્યો. તે લાંબી મુસાફરી કરીને આવ્યો હોય એમ જણાતું હતું.

સુલોચનાએ તેને પૂછયું; " કાં ભાઈ તું ક્યાંથી આવ્યો? "

" હું અમલગઢથી આવું છું. "

" ત્યાંના શું ખબર છે ? "

" જાલીમનું જુલ્મી રાજ્ય શરૂ થઈ ચૂકયું છે. અનેક માણસો કેદખાનામાં પૂરાયા છે. આપણી લુંટફાટથી દુષ્મનો પણ ભયભીત બન્યા છે. આપણ હુમલા સામે થવા તેમણે પૂરતો બંદોબસ્ત અને તૈયારી કરી રાખેલી છે. "

"બીજું કંઇ ? "

" રાજકન્યા અને મણીકાન્તા નગરમાં નથી. "

" ત્યારે ? "

" કોઇ અજાણ્યા સ્થળે કેદમાં છે. "

" બીજું કંઇ જણાવા જેવું છે ? "

" હા, પેલો રાજનો ખજાનો કે જે લડાઇ અગાઉ નગરમાંથી લઇ જવામાં આવ્યો હતો તે આજે પાછો નગરમાં આવનાર છે. "

" આ સમાચાર ઉત્તમ છે. ખજાનો લેવા કેટલા માણસો ગયા છે ? " પ્રતાપે પૂછયું.

" પચાસ. "

" ઠીક, કયે વખતે તેઓ પાછા આવશે ? "

" રાત્રિ પડતાં પહેલાં. "

" તેઓ કએ રસ્તે નગરમાં જશે ? "

" આ પ્હાડની બીજી બાજુએ એક અજાણ્યો રસ્તો આવેલો છે. "

" ત્યાં પહેરો મૂક્યો છે ? "

" હા, બે સ્થળે ચોકી મૂકેલી છે. "

" કેટલાં માણસોની ? "

" પહેલી ચોકી પર પાંચ અને બીજી પર ચાર માણસો છે."

પ્રતાપ ઉભો થયો અને વીરસીંહ તથા સર્જનસિંહ સેનાપતિને સો માણસો તૈયાર કરી પોતાની સાથે ચાલવાનું સૂચવ્યું. વીરસીંહ અને સર્જનસિંહ સૈનિકોને તૈયાર કરવા ગયા. પ્રતાપે પોતાનો વિચાર કુમારને જણાવ્યો. કુમારે સાથે જવાની ઇચ્છા જણાવી; પણ પ્રતાપે ના પાડી.

સર્જનસિંહ અને વીરસિંહ સૈનિકોને તૈયાર કરી પાછા આવ્યા. પેલો ખબર લાવનાર ભીલ આગળ થયો. પ્રતાપ અને સૈનિકો તેની પાછળ જવા લાગ્યા. પેલો ભીલ એક ટુંકા રસ્તે થઇને પ્રથમની ચોકી આગળ સઘળાને લઇ આવ્યો. ચોકીદારો બેઠા–બેઠા સોગટાંબાજી રમતા હતા. પ્રતાપે દસ માણસોને તેમની પર તુટી પડી કેદ કરવાની આજ્ઞા આપી. લપાતા–છૂપાતા દસ સૈનિકોએ એકાએક હુમલો કર્યો. બીચારા ચોકીદારો ધ્રુજી ઉઠયા. તેમનાં મોતીયાં મરી ગયાં. રમવાના પાસા હાથમાંજ રહ્યા. બિચારાઓએ હાથ જોડી શરણુ માગ્યું, કુમારના બ્હાદુર સૈનિકોએ તેમને કેદ કર્યા.

આ થઇ રહ્યા પછી બીજી ચોકીનો વારો આવ્યો. ત્યાંના ચોકીદારોની પણ આવીજ વલે થઇ. સઘળા કેદીઓને છાવણીમાં મોકલાવી દીધા. પછી પ્રતાપે તમામ સૈનિકોને આસપાસ છૂપાવી દીધા. ત્યાંનું સ્થળ જન શૂન્ય થઇ ગયું.

સાયંકાળને થોડીક વાર હતી. એવામાંજ બે ગાડાં ધીમે ધીમે

ચાલી આવતાં જણાયાં. એ ગાડાંની આસપાસ ખુલ્લી તલ્વારો સાથે રક્ષકો ચાલતા હતા. પ્રતાપે પોતાના માણસોને ચેતાવી દીધા.

ધીમે ધીમે ચાલી આવતાં ગાડાં નજીક આવી પહોંચ્યાં. ત્રણે ગાડાંમાં ખજાનાની પેટીઓ ગોઠવેલી હતી. તરતજ પ્રતાપે છૂપાવાના સ્થળેથી બહાર નીકળી ખુંખારો કર્યો. નિર્જન સ્થાનમાં માણસનો અવાજ સાંભળી રક્ષકો ચમક્યા. સઘળા પ્રતાપની સામે જોઇ રહ્યા. પ્રતાપ એકલોજ હતો. તેણે સત્તાધિશના અવાજે કહ્યું." ગાડાં આગળ વધતાં અટકાવો અને જણાવો કે પેટીઓમાં શું ભર્યું છે અને ક્યાં લઇ જાવ છો ? "

રક્ષકોના સરદારે પ્રતાપની નજીક આવી પૂછ્યું; " તારે પૂછવાની શી મતલબ છે ? "

" મારી ગમે એ મતલબ છે. તમે સાચે સાચું જણાવો. "

" પણ તું છે કોણ ? "

" આ જંગલનો મહારાજા. "

" મને તો તું કોઇક દિવાનો હોય એમ જણાય છે. "

" હું દિવાનો છું કે તમે છો તેની હમણાંજ ખબર પડશે. બોલો; ગાડાં અટકાવો છો કે નહિ. ? "

" અલ્યા ! આ ગાડાં કોના છે તે તું જાણે છે ? " સરદારે પૂછ્યું.

" હા, આ ગાડાં બ્હેમસિંહનાં છે અને આ પેટીયોમાં ખજાનો ભરેલો છે. કેમ ખરૂં ને ? "

જમાદાર સ્તબ્ધ બની બોલ્યો; " તું કોણ છે ? "

" આ ખજાનાનો માલીક. "

" શું તું ? "

" હા "

" તારૂં નામ ? "

" પ્રતાપસિંહ ? "

" કોણ વિજયકુમારનો મિત્ર ? "

" હા તેજ. "

સરદારે નમ્ર અવાજે કહેવા માંડયું; " પ્રતાપસિંહ ! તમે સમજુ છો. શા માટે નકામો ઝગડો લઇ બેઠા છો ? હવામાં બાચકા ભરે કંઇ રાજ્ય પાછું મળવાનું છે. જેનું રાજ્ય હતું તેણે પાછું લીધું છે. માટે નકામી માથાકુટ મેલી કંઇ બીજું કામ કરો. અમે તમારા ભલાને માટે કહીએ છીએ. "

" મારે તારી શીખામણની જરૂર નથી. " પ્રતાપે કહ્યું.

" હું શીખામણ નથી દેતો પણ તમારા ભલાને માટે કહું છું."

" તારામાં ભલાઇ છેજ કયાં ? "

" કેમ ? "

" જો તારામાં ભલાઇ હોત તો તું અધર્મી રાજાની સેવા એક પળવાર પણ કરત નહિ."

" પ્રતાપ ! અમારી સાથે બાકરી બાંધવાથી સાર નહિ નીકળે ? "

" એટલે ? " પ્રતાપે ભવાં ચઢાવી પૂછયું.

" પરીણામે વિમાસવું પડશે."

" તેની તો સમય આવે ખબર પડશે."

" તારો શું વિચાર છે ? " સરદારે પૂછયું.

" આ ખજાનો અહિં મૂકી ચાલ્યા જાવ. "

" ખજાનો રાજાનો છે. "

" નહિ, હું કહું છું કે તે અમારો છે. "

"પ્રતાપ! હજી પણ કહું છું કે માની જા. અમે તારાથી ડરનાર નથી."

"તમે શું કરશો?"

"તને કેદ કરી રાજાની પાસે લઇ જવો પડશે."

પ્રતાપ હસ્યો અને બોલ્યો; "મને કેદ કરતાં તમારાં માથાં ધડથી નીચે ન પડે તેની સંભાળ રાખજો."

સરદાર ઉદ્ધતાઇથી હશીને બોલ્યો; "પ્રતાપ! ઘેલો તો નથી થયો ને?"

"મને તો તમે બધા ઘેલા થએલા લાગો છો."

સરદારે કંઇ પણ જવાબ નહિ આપતાં પોતાના માણસોને ગાડાં હાંકવાની આજ્ઞા આપી. તરત પ્રતાપ આગળના ગાડે દોડયો અને બળદની નાથ પકડી ઉભો.

સરદારે રાતા પીળા બની કહ્યું, "નાથ છોડી દે."

"શા માટે?"

"અમારે મોડું થાય છે."

"ગાડામાંની પેટીઓ નીચે ઉતારી મૂકો."

"તે નહિ બને."

"ત્યારે તમારાથી પણ આગળ જવાશે નહિ."

"પરાણે જઇશું."

"જાવ ત્યારે."

ગાડાવાળાએ ગાડું હાંકવા માંડયું; પણ પ્રતાપે બળદની નાથ પકડેલી હોવાથી ગાડું ચાલ્યું નહિ. સરદારે બૂમ મારી સિપાહીયો પ્રત્યે કહ્યું; "આને પકડી લ્યો."

સિપાહીઓ પ્રતાપને પકડવા દોડયા કે તરત પ્રતાપે બીજા હાથે તલ્વાર ખેંચી કહ્યું; ખબરદાર ! જો જીવતા રહેવું હોય તો મારી નજીક આવતાં વિચારજો."

સિપાહીઓએ તેનું બોલવું હસવામાં ઉડાવી દીધું. સરદાર ખુલ્લી તલ્વારે આગળ દોડી આવ્યો. પ્રતાપે સંજ્ઞા સૂચક અવાજ કર્યો.

જોત જોતામાં છૂપાઇ રહેલા યોદ્ધાઓ બહાર નીકળી આવ્યા. અને નજીક આવતાં પહેલાં તો તેમણે તીરનો મારો શરૂ કર્યો. દુષ્મનના ચારેક સિપાહીઓ વિંધાઇને જમીનપર પડયા. આવો મામલો જોતાંજ બીજા સિપાહીઓ જીવ લઇને નાઠા. ગાડાં હાંકનારાઓતો ક્યારનાએ પલાયન કરી ગયા હતા. સરદારે પણ નાશી જવું ઉચીત માન્યું. તે માર્ગ ખોળવા લાગ્યો. એવામાંજ પ્રતાપે તેનું કાંડું પકડી પૂછ્યું, "કાં સરદાર સાહેબ ! હું ઘેલો કે તમે ?"

"પ્રતાપસિંહ મને માફ કરો." સરદારે ગળગળા થઇ કહ્યું.

"તમારી બહાદુરી ક્યાં ગઇ ?"

"હું લાચાર છું. મારી પર દયા કરો."

"દયાતો આ દિલમાં ભરપૂર ભરેલી છે. બોલો શું વિચાર છે ?"

"હું તમારો દાસ છું."

"ઠીક તો જાવ; અને તમારા રાજાને આ સમાચાર જણાવો." પ્રતાપે તેને મૂકી દીધો.

સરદારે રાજાની પાસે પાછો નહિ જતાં કુમારની સેવા સ્વીકારી. સઘળા સૈનિકો ગાડાંને હાંકી છાવણીમાં આવ્યા. સૈનિકોએ વિજયકુમારના નામની જય ગર્જના પોકારી ગગન ગજાવી મૂક્યું. વિજયકુમારની સમીપ પેટીયો મૂકવામાં આવી. તેજ ક્ષણે સઘળી

પેટીયો ઉઘાડવામાં આવી. તેમાંથી પુષ્કળ રોકડ નાણું અને મોતી જવાહીર-હિરા ઉપરાંત સોનૈયા નીકળ્યા. તેમાંથી સૈનિકોને થોડુંક વ્હેંચી આપવામાં આવ્યું.

રાત્રિ પડી. તંબુમાં વિજયકુમાર અને તેનું મિત્ર મંડળ ભવિષ્યના વિચાર કરવા લાગ્યું. વિચારને અંતે જગન્નાથ પંડિતે જણાવ્યું કે આપણે એકવાર વ્હેમસિંહને જણાવવું જોઇએ કે તારે રાજગાદી છોડી દેવી. આ બાબતનો એક શીખામણ પત્ર મેં તૈયાર કર્યો છે તે પ્રથમ તેને પહોંચાડવો જોઇએ. આ વાત સઘળાએ માન્ય કરી, પણ પત્ર મોકલવો કોની સાથે ?

પ્રતાપે નવલના સામે જોયું. તરત નવલે ઉભા થઇ કહ્યું, " હું પત્ર લઇ જાઉં તો ? "

" ભલે; તું લઇ જા; પણ સંભાળજે. " પ્રતાપે કહ્યું.

" સંભાળવાનું શું છે ? "

" રાજા વ્હેમસિંહનો દરબાર છે. "

" મારે મનતો તે શિયાળવાનો સરદાર છે. લ્યો હું રજા લઉં છું. "

નવલ તેની રંગવિદ્યાની સઘળી સામગ્રી લઇ અમલગઢના પંથે પળ્યો.

## પ્રકરણ ૧૪ મું.

### દરબાર.

પરોપકાર સત્ કર્મમાં, સમય સુજ્ઞના જાય;
વિષય સુખને વ્યસનમાં, સમય મૂર્ખનો જાય.

અમલગઢના રાજકર્માચારીયોમાં આજે આનંદોત્સવ થઇ રહ્યો હતો. રાજા વ્હેમસિંહ આજે ભવ્ય દરબાર ભરી ઇનામ-અકરામ આપવાનો હતો. જ્યારે રાજકર્માચારીયોમાં આનંદ હતો; ત્યારે પ્રજામાં શોકની ગંભીર લાગણી વ્યાપી રહી હતી. રાજ્યના વિદ્વાનો અને કોઇના પુત્રો તો કોઇના સગા વ્હાલાઓ કેદખાનામાં પૂરાયા હતાં.

આજે સવારના પ્હોરથીજ ઘોડેસ્વારોની દોડાદોડી શરૂ થઇ ચૂકી હતી. રાજદરબારને શણગારવામાં આવ્યો હતો. નગરના ખુશામતીયા શ્રીમાનોને દરબારમાં જવાનાં આમંત્રણ મળેલાં હતાં. આખા નગરમાં કોઇ પણ પ્રજાજનના મુખ પર ઉત્સાહ ન્હોતો. વ્હેમસિંહના સભાસદો-સરદારો વગેરે ખુશામતીયા અને હાજી હા કરનારા હતા. સ્પષ્ટ અને સત્ય કહેનાર ફક્ત એકજ માણસ હતો અને તે રાજા વ્હેમસિંહના ગુરૂનો પુત્ર હતો. રાજ્યમાં તે દંડ નાયકના ઓદ્ધા પર હતો. તે પોતાની પદવી ન્યાયથી શોભાવતો. પ્રજાજનોને તેના તરફથી કોઇ પણ પ્રકારનો અસંતોશ ઉપજ્યો ન્હોતો. આ દંડ નાયકનું નામ રામનાથ હતું. તેની ઉમ્મર ભાગ્યેજ પાંતરીસ વર્ષથી વધારે હતી. રામનાથ સદા સાદાઇમાં રહેતો અને પ્રજાના હિતને

માટે નિરંતર પ્રયત્ન કરતો. એતો સત્યજ છે કે જે પ્રજાનું કાર્ય કરે છે–પ્રજાના ભલાને માટે પ્રયત્નો કરે છે તે રાજાની અને અમલદારોની આંખ્યોમાં કંટકની માફક ખુંચે છે, અને જે રાજાના સ્વાર્થી હિતમાં રહી પ્રજાનું અહિત કરે છે તે પ્રજાના રોશનો ભોગ થઇ પડે છે. રાજા અને પ્રજાનો પ્રેમ મેળવનાર કોઇક વીરલાજ હોય છે. પણ એમ કદી બનતું નથી. રાજા અને પ્રજાની માન્યતામાં ઘણો ફેર હોય છે. રામનાથનું દરબારમાં સારૂં માન હતું. ગુરૂનો પુત્ર અને વળી વિદ્વાન હોવાથી રાજા પણ તેને માનની દૃષ્ટિથી જોતો. વિજયકુમારનો અમલગઢપર વિજય થયો તે વખતે આ રામનાથ અમલગઢમાં ન્હોતો. તે દેશાટન કરવા નીકળ્યો હતો અને જ્યારે વ્હેમસિંહનો રાજ્ય અમલ ફરીથી સ્થાપિત થયો તે અરસામાંજ પાછો આવ્યો હતો. રામનાથ રાજાની પ્રકૃત્તિથી માહિતગાર હતો. નગરમાં વર્તાએલ જુલ્મ અને કેદખાનાં સારા માણસોથી ભરાએલાં જાણી તેના શોક સંતાપનો પાર રહ્યો નહિ. આ બધા નિર્દોષ પ્રજા જનોને શી રીતે મુક્ત કરાવવા; સત્ય શાન્તિનું રાજ્ય શી રીતે સ્થાપવું વગેરે વિચાર તેને થઇ રહ્યા. તેણે પ્રજા જનોને ખાનગી મળી સઘળાની ઇચ્છા જાણી. પ્રજા તેની આગળ પોતાનાં હૃદય ખુલ્લાં કરતી પણ રાજા આગળ અગર બીજા અમલદારો આગળ સત્ય વાત કહેતાં ડરતી.

રામનાથે સઘળી વસ્તુ સ્થિતિ જાણી રાજાને સ્પષ્ટ કહી દેવાનો નિશ્ચય કર્યો. આજે તેને દરબારમાં જવાનું હોવાથી તે જવાની તૈયારી કરતો હતો. તેના ઘરમાં બીજું કોઇ માણસ ન્હોતું, પણ ફક્ત તેની વૃદ્ધ માતા હતી. પોતે હજી અવિવાહીત હતો. પરણવાની તેને ઇચ્છા ન્હોતી. રામનાથે તૈયાર થઇ માતાની પાસે જઇ કહ્યું; "માતા હું જાઉં છું."

"બેટા! દરબારમાં જાય છે?" માતાએ પૂછ્યું.

"હા."

"આજે ત્યાં શું થનાર છે?"

"નાચ રંગ અને દરબારીઓને ઇનામ મળનાર છે."

"જ્યારે રાજ્યનાં સુગ્રજનો કેદખાનામાં છે ત્યારે આ નાચ રંગ અને ઇનામ શાં?"

"માતા! આપણે જેને સુજ્ઞ માનીએ છીએ તેને રાજા અને અમલદારો રાજ્યદ્રોહિઓ માને છે."

"ત્યારે એવા અન્યાયીના દરબારમાં તું શું કરવા જાય છે?"

"આજે મેં એક છેવટનો નિશ્ચય કર્યો છે."

"શું?"

"રાજાને સ્પષ્ટ કહી દેવાનો કે આ તમારો અન્યાય છે. અસીમ અત્યાચાર છે. રાજ્યનું ભલું ઇચ્છિતા હો તો તમામ કેદીઓને મુક્ત કરો અને પ્રજાની અભિલાષાઓ પૂર્ણ કરો."

"રાજા તારૂં માનશે?"

"કદાચ ગુરૂનો પુત્ર જાણી માનશે."

"હું માનતી નથી."

"કારણ?"

"રાજાની આસપાસ જે માણસો છે તે ભયંકર વરૂ સમાન છે. તેમની ઇચ્છા પ્રજાને પાયમાલ કરવાની અને પ્રજા પર દાબ બેસારવાની છે."

"કોઇ પણ રાજાએ જુલ્મથી-દાબથી સારૂં રાજ્ય સ્થાપ્યું નથી."

"પણ તે વાત રાજા ક્યાં સમજે છે?"

"હું તેને સમજાવીશ."

"રાજા નહિ માને; એતો પેલા બંકાની હાએ હા ભણે છે."

"મારો બનતો પ્રયત્ન કરીશ."

"છતાં નહિ માને તો?"

"રાજ્યની નોકરી છોડી દઇશ."

"પછી?"

"પ્રજાની સેવામાં જીંદગી સમર્પીશ."

"રાજા કોપશે તો?"

"કોપીને શું કરશે?" રાથનાથે કંઇક ઉગ્ર સ્વરે પૂછયું.

"કેદખાનામાં નાખશે અગર એવી બીજી ભયંકર કોઇ શીક્ષા કરશે."

"તેથી તેની જલ્દી પાયમાલી થશે. જે રાજ્યમાં નિર્દોષ જનો પીડાય છે તે રાજ્ય જલ્દીથી નાશ પામે છે.નિર્દોષ જનોના દુઃખી નિઃશ્વાસ રાજાને અને તેના અનુયાયીયોને જોત જોતામાં પાયમાલ કરે છે. માતા! શું તમે નથી સાંભળ્યું કે, કંશે મથુરાંમાં કેવા અત્યાચાર કર્યા હતા? દેવકી, વસુદેવ અને ઉગ્રસેન જેવા ધર્માત્માઓને કેદખાનામાં પૂરવાથી શ્રી કૃષ્ણચંદ્રના હાથે તેનું નિકંદન નીકળી ગયું. રાવણ અન્યાય માર્ગે ગમન કરી દેવ-મનુષ્યને પિડવા લાગ્યો, ત્યારે ભગવાન રામચંદ્રજીએ તેનો સંહાર કર્યો. દુર્યોધને સતીની લજ્જા લુંટવા હુકમ કર્યો, હરામનું રાજ્ય પચાવવા તત્પર બન્યો અને તેથી કુંટુંબ સહ રણમાં રોળાયો. જો વ્હેમસિંહ હજી પણ નહિ સમજે તો તેની પણ આખરે બુરી દશા થવાની. જોને વ્હેમસિંહ સુખેથી રાજ્ય કરી શકે છે? તેના માથા પર વિજયસિંહ જેવો બળવાન શત્રુ ઉભો છે. વિજયસિંહ સાથે વૈર વધારવાથી વ્હેમસિંહ પાયમાલ થવાનો છે. રાત્રિએ દગાથી તેણે જે પિશાચી કૃત્ય કર્યું છે; તે હત્યાકાંડનો બદલો તેને જરૂર મળશે." રામનાથે લંબાણ વિવેચનથી માતાને જણાવ્યું.

રામનાથની માતા એક આદર્શ સન્નારી હતી. બાલ્યકાળથીજ રામનાથને સ્વદેશ પ્રેમનાં દષ્ટાંતો સંભળાવતી. પોતાનો પુત્ર પ્રજા પ્રેમી છે જાણી તેને અત્યાનંદ થયો તે પોતાને ધન્ય માનવા લાગી. તેણે આજે તેના પુત્રની પરીક્ષા કરી જોઇ. તેણે કહ્યું; " બેટા જા. આજ સૂધી જેનું લુણ ખાધુ છે તેને સન્માર્ગે લાવવાના કાર્યમાં પ્રભુ તને વિજય આપો. દિકરા ! તારા હૃદયમાં જે હોય તે રાજનને કહી દેજે. ભયથી યા લોભથી સત્યને છૂપાવીશ નહિ. "

" માતા ! હું જે સત્ય હશે તેજ કહીશ અને તેથી કદાચ રાજ આજ્ઞાથી મરવું પડશે તો મરીશ. "

" તારો જય થાવ. તેં તારા પિતાનું કુળ ઉજ્વળ કર્યું છે. "

માતાની આશિષ મેળવી રામનાથ ઘરની બહાર નીકળ્યો; અને થોડીવારે દરબારમાં આવ્યો. દરબારી દિવાનખાનું સરદારો સામંતો અને અન્ય નાગરીકોથી ચિકાર ભરાઇ ગયું હતું. સઘળા સૌ સૌના દરજ્જા પ્રમાણેના આસનોપર બિરાજ્યા હતા. રામનાથે સભાગૃહમાં આવી પોતાનું આસન સંભાળ્યું. સભાસદો રામનાથને સારી રીતે ઓળખતા હતા. રામનાથ યુવાન હતો; પણ સર્વના હૃદયમાં તેની પ્રત્યે માન હતું સઘળા તેને પવિત્ર માનતા. ફક્ત મોતીલાલ બંકા રામનાથને ઇર્ષ્યાની નજરથી જોતો.

પવિત્ર પુરૂષને પાપી સાથે બનેજ નહિ. મોતીલાલ દુષ્ટ હતો. રામનાથ જેવા પવિત્ર પ્રજા પ્રેમી પુરૂષને તે શી રીતે પીછાની શકે?

દરબારમાં મહારાજાની રાહ જોવાઇ રહી હતી. થોડાવારેજ બહારથી ઘણી ખમ્મા અન્નદાતાનો અવાજ સંભળાયો. સર્વને જાણ થઇ કે રાજા પધાર્યા. સઘળા ઉભા થયા અને પ્રવેશ દ્વાર તરફ જોઇ રહ્યા.

વ્હેમસિંહે પ્રવેશ કરતાંજ સઘળાએ ઘુંટણે પડી નમન કર્યું. ફક્ત રામનાથેજ ઉભા થઇ મહારાજાનું સન્માન કર્યું. સભા વચ્ચે સ્થાપિત કરેલા એક ઉંચ સિંહાસનપર વ્હેમસિંહ બિરાજ્યો. દરબારી મંડળ હતું તેમ પોતપોતાનાં આસનો પર ગોઠવાઇ ગયું.

મહારાજાની ડાબી બાજુની લાઇનમાં થોડેક દૂરજ રામનાથનું આસન હતું. રાજાની નજર સઘળે ફરી રહ્યા બાદ રામનાથ પર પડી. રાજાના મુખપર કંઇક હર્ષની છાયા છવાઇ. તેમણે રામનાથને ઉદ્દેશી પૂછયું.

" રામનાથ ! તમે કયારે આવી પહોંચ્યા ? "

" જી, હું પરમ દિવસેજ આવ્યો છું. "

" મારી પાસે કેમ ન આવ્યા ? "

"પર્યટનના શ્રમથી પ્રકૃત્તિ અસ્વસ્થ હતી. "

" હવે તો આરામ છે ને ? "

" જી હા. "

" આ વખતે ઘણું ફર્યાં નહિ વારૂ ? "

" પ્રભુ કૃપાથી ચારે ધામની યાત્રા કરી. "

" ચાલો એ સારૂં કર્યું. તમારા ગયા પછી બનેલા બનાવ સાંભળ્યા ને ? "

" હા જી. ઘણીજ ઉથલ પાથલ થઇ ગઇ છે. "

" પણ છેવટે આપણે જીત્યા છીએ. "

" પ્રભુ સત્યનો મદદગાર છે. "

રાજાએ ધ્યાન બીજી બાજુ આપ્યું. રામનાથ સ્વસ્થાને બેસી ગયો. રાજાએ દિવાન પ્રત્યે પૂછ્યું; " કાં દિવાનજી ! નવાજુના સમાચાર શું છે ? "

" હાલતો પૂર્ણ શાન્તિ છે. "

" પ્રજામાં હવે માથું ઉંચકે એવો કોઇ રહ્યો નથી ને ? "

" ના; આપણે પહેલેજ સપાટે સઘળાને ચૂપ કરી દીધા છે. "

" એ ઠીક થયું ને ? "

" હા, દાબ વિના પ્રજા સમજે નહિં, એતો ચમત્કારનેજ નમસ્કાર કરે. જેટલી આપણે નરમાશ વાપરીએ તેટલુંજ આપણે વેઠવાનું, પ્રજાને દબાએલી રાખવાથીજ રાજ્ય સુવ્યવસ્થિત રહી શકે છે. "

" બરાબર છે; દુષ્મનોના કંઇ સમાચાર છે ? "

" નગરની આસપાસ આવેલા પ્હાડોની ચારે તરફની ખીણોમાં દુષ્મનોએ પડાવ નાખ્યો છે. "

" દુષ્મનો ઘણા ભયંકર છે. જેમ બને એમ જલ્દી તેઓનો નાશ કરી નાખવો જોઇએ. "

" હું તેજ વિચારમાં છું. "

આ વખતે મોતીલાલ બંકાએ તેની સાથેના બે માણસો સાથે ત્યાં પ્રવેશ કર્યો. બંકાની સાથે પેલા વંકા અને ડંકા હતા. આ ત્રણેનાં મુખ આ વખતે ઉતરી ગયેલાં હતાં.

રાજાએ મોતીલાલ તરફ દ્રષ્ટિ કરી પૂછ્યું, " બંકા ! આજે તું દિલગીર કેમ જણાય છે ? "

" મહારાજ ! શું કહું ? કંઇ કહેવાની વાતજ નથી. "

" શું થયું છે ? " રાજાએ ચમકીને પૂછ્યું.

સભાસદો પણ આ આશ્ચર્યકારક ઘટના સાંભળવાને ઉત્સુકતા ધરાવી રહ્યા.

" બાપુ ! ગજબ થઇ ગયો છે ? "

" પણ શું ? "

"આપણું સર્વસ્વ લુંટાઇ ગયું".

"બંકા! સ્પષ્ટ જણાવને કે શુ લુંટાઇ ગયું?"

"આપણો ખજાનો."

"હેં? શું ખરૂં કહે છે?" રાજાએ શોકાર્ત મુદ્રાથી પૂછ્યું.

"હાજી."

"કોણે લુંટ કરી?"

"આપણા દુષ્મનોએ."

"ખબર કોણ લાવ્યું?"

"આપણા સિપાહીયો."

"અફસોસ! મારા આનંદમાં ભંગ પડયો. આજે મારા મનમાં ઘણો આનંદ હતો; પણ હવે શોક દુઃખનો સુમાર નથી. આપણો સઘળો ખજાનો ગયો. આપણી પાસે કોડી રહી નહિ. દુષ્મન ફાવ્યો. તેના બળમાં હવે વધારો થશે. બંકા હવે શું કરશું?"

"બાપુ! હવે શોક કરવો નકામો છે. હવે તો જેમ બને એમ શત્રુનો જલ્દીથી નાશ કરી નાખવાની જરૂર છે."

"ત્યારે કરો તૈયારી."

"ના, હજી વાર છે દુષ્મનો જ્યાં સૂધી ખીણોમાં છે ત્યાં સૂધી આપણે ફાવી શકીશું નહિ. આપણે હરકોઇ ઉપાયે દૃષ્મનોને મયદાનમાં લાવવા જોઇએ."

"ઠીક, તમારી મરજી; પણ નાણાં વિના કરશું શું?"

"માથા દિઠ વેરા નાખશુ," અને રૈયતની મૂડી શાન્તિ થતાં સુધી રાજ્ય ખાતે લઇશું."

"બીજા વેરા પણ નાખવા જોઇએ."

"તે મેં નક્કી કરી રાખ્યા છે."

"શું?"

" દાતણ ઉપર; ઘરમાંના અનાજ–વાસણ પર–લગ્નપર, જમણવાર પર–બ્રાહ્મણોની ભીખ પર અને કમાણી પર."

" બરાબર છે. આ વેરા આપણી ગરીબ રૈયતને ભારે પણ નહિ પડે અને ટુંક વખતમાં આપણી ત્રીજોરી પણ તર થશે."

" એક બીજો વેરો નાખ્યો હોય તો સારૂં ?"

" શું ?"

" માણસના ખોરાક પર. જાણે ઘણા માણસો જીભ્યા સ્વાદને લીધે ઘણું ખાય છે અને તેથી તેમનાં શરીર બગડે છે. વળી વખત પણ મોંઘવારીનો છે. બીચારાં ગરીબ માણસો એક ટંક પણ પૂરતું અનાજ મેળવી શકતાં નથી. ત્યારે આપણે ત્યાં બ્રાહ્મણોમાં અને બીજી ન્યાતોમાં દરરોજ મિષ્ટાન્ન ઉડે છે. માટે આપણે દરરોજ તૈયાર થતી રસોઈ પર વેરો નાખવો. આથી આપણને તેમ પ્રજાને ઘણો લાભ થશે. મોંઘવારી અટકશે. ગરીબોને પૂરતું ખાવાનું મળશે. વધારે ખાવાથી શરીર પણ બગડતું બચશે અને પૈસો આપણી ત્રીજોરીમાં જમા થશે. બોલો; આ વાત બરાબર છે ને બાપુ ?"

રામનાથ સિવાય દરેક બોલી ઉઠયા; "બરાબર છે, બાપુનું કહેવું બરાબર છે."

" દિવાનજી ! નોંધી લ્યો ત્યારે આ વધારાનો વેરો."

દિવાને લખી લીધું. સભામાં શાન્તિ પથરાઇ રહી. પુનઃ રાજાએ કહ્યું, " બંકા ! મારા દિકરા દુષ્મને તો ભારે કરી હોં ?"

" તેનો બદલો બરાબર મળશે."

" અને તે પછીજ મને પણ શાન્તિ વળશે."

" લગીર તીજોરી તર થવા દયો; પછી જોઇ લ્યો મારો સપાટો."

"બંકા! મારા મનમાંથી બેચેની દૂર થતી નથી."

"શાની?"

"ખજાનો લુંટાયાની."

"હું હમણાંજ તમારી બેચેની દૂર કરૂં છું."

"શી રીતે?"

"સૂરાસુંદરી અને સંગીત સુંદરીને હાજર કરીને."

"હા, હા, તે વિના સુખ થશે નહિ. આજે મારા મનમાં ઘણી ગભરામણ થાય છે. અરેરે! શું ધાર્યું અને શું થયું? આજે મારો વિચાર આપણા આ બધા વફાદારોને ઇલ્કાબ આપી તેમની કદર બુઝવાનો હતો. મેં તેમને માટે ચાંદ પણ તૈયાર કરાવ્યા છે. પણ મારૂં ધાર્યું નકામું ગયું. મારા બહાદુરો અને પ્રજાના બંડને દાબી દેવામાં સખ્ત મહેનત કરનારા કામદારોની કદર હું કયારે કરી શકીશ? અફસોસ! મને ઘણોજ ખેદ થાય છે."

"બાપુ! ખેદ કરશો નહિ. શરીર બગડશે. તમે જીવતા છો તેજ અમને ઇનામ છે. ઘણી ખમ્મા બાપુને?" એક રાજા ભક્તે કહ્યું.

બીજા કેટલાકોએ પણ રાજાને આશ્વાસન આપ્યું.

આ પછી બંકાએ ડંકા તથા વંકાને કંઇક સૂચના કરી. બન્ને તરતજ બહાર ચાલ્યા ગયા અને થોડીવારે પાછા ફર્યા.

સૂરાના શીશા ટેબલ પર ગોઠવાયા. ગાન ગાનારી ગણીકા તેનાં સાજ સાજિંતો સાથે ત્યાં આવી રાજાને નમન કરી સભા વચ્ચે બેઠી.

ડંકા-વંકા અને અન્ય સેવકોએ સૂરાના પ્યાલા ભરવા માંડયા. બંકાએ સુવર્ણનો પ્યાલો રાજાના હાથમાં આપ્યો. આ પછી દરેકને આપવા શરૂ થયા.

રાજાની રાજસભામાં દારૂડીયા અને ખુસામતીયાઓની દોડા-દોડી થવા લાગી. દારૂની રેલમછેલ ઉડી રહી. સીસા ખાલી થવા લાગ્યા. સભાસદો અને રાજા નીસામાં ચકચૂર થઇ ડોલવા લાગ્યા. રાજ દરબારના બદલે દારૂના પીઠા જેવો દેખાવ થઇ રહ્યો. દારૂ પાવા પીવરાવવાનું કામ પૂરૂં થયા પછી કેટલાક સભાસદોએ દારૂથી થતા ફાયદા વિશે વિવેચન કર્યાં. છેવટે રાજાએ આસન પર ઉભા થઇ દારૂના ગુણ ગાયા. રાજાના ભાષણને સઘળાએ તાલીયોના અ-વાજથી વધાવી લીધું. રામનાથ આ સઘળું નિંદ્યકાર્ય જોઇ રહ્યો. તેના દિલમાં તિરસ્કાર પ્રકટયો અને આજ ક્ષણે રાજાને સ્પષ્ટ કહી દઇ નોકરીમાંથી છૂટો થાઉં એમ તેના મનમાં થઇ રહ્યું. પણ મહા-પરાણે મનને શાન્ત રાખી રહ્યો, ગાન ગાવા આવેલી ગણીકાને પણ મદિરાનો પ્રસાદ મળ્યો. તેની આંખ્યો ચળકવા લાગી. રાજાએ સં-ગીત છેડવાની આજ્ઞા આપી.

સાજ વગાડનારાઓએ સાજ મેળવ્યાં. ગણીકાએ સૂર એકત્ર થતાં મઝાનું ગાન ગાઇ સઘળાને ખુશ કર્યાં. સભાજનોમાંથી વાહવાહના ઉચ્ચાર થઇ રહ્યા. ગણીકાને ઇનામ મળવા લાગ્યાં. ગાન-તાનનું કાર્ય લગભગ બે કલાક ચાલ્યું. રાજા ખુશખુશ થઇ ગયો અને ગણીકાને પુસ્કળ ઇનામ આપી ખુશ કરવામાં આવી.

ગણીકા નમન કરી ચાલતી થઇ. તેના ગયા પછી રાજાએ બંકાને પૂછ્યું; “ કાં બંકા ! કેવો આનંદ પડયો ? ”

“મહારાજ ! જ્યાં સુરા સુંદરીનું સેવન અને ગણીકાનું ગાન હોય ત્યાં આનંદનું તો પૂછવુંજ શું ? ”

“આ વખતે જાણે સ્વર્ગ આપણાથી એકજ આંગળ દૂર હોય એમ મને લાગે છે,”

"આપની ભૂલ થાય છે ?"

"કોની ?"

"આપની ?"

"મૂર્ખા ! રાજાની ભૂલ થતી હશે કે ?" રાજાએ નિસાના તાનમાં પૂછ્યું.

"હા, બાપુ."

"કહે ત્યારે મારી શી ભૂલ થઇ."

"આપે કહ્યું કે સ્વર્ગ એક આંગળ દૂર છે."

"હા, તે મેં કહ્યું."

"પણ હું ના કહું છું."

"કેમ ?"

"સ્વર્ગ એક આંગળ દૂર નથી."

"ત્યારે ક્યાં છે ?"

"છેક નીચે; બાપુના પગ તળે."

"બરાબર છે; મારી ભૂલ પકડાઇ. શાબાશ છે બંકા!" રાજાએ શાબાશી આપી.

આવી રીતે થોડોક સમય વાર્તા વિનોદ ચાલ્યો. બાદ બંકાએ કહ્યું; "આપ નામદાર પ્રત્યે મારી એક વિનંતિ છે."

"શી ?"

"આ બે માણસોના સંબંધમાં મારે થોડીક અરજ ગુજારવાની છે." બંકાએ કહ્યું.

રાજાએ તે માણસો તરફ જોઈ કહ્યું; "અરે આતો પેલા લાલાઓ વંકા તથા ડંકા."

"હા, નામદાર ! આપના આ સેવકો પોતેજ."

"તમે ઘણા ચાલાક છો."

"આપ નામદાર પૂરેપૂરા કદરદાન છો."

"બંકા ! આમના સંબંધમાં તમારે શું કહેવું છે ?"

"તેમણે આપણી જે અમૂલ્ય સેવા બજાવી વફાદારીનું કામ કર્યું છે તેનો બદલો તેમને મળવો જોઇએ."

"તે વાત મારી અજાણની બ્હાર નથી. વફાદારી માટે તેમને શાબાશી ઘટે છે. મારો વિચાર તેમને આજેજ બે ચાંદ આપવાનો હતો; પણ ખેદજનક સમાચાર આવવાથી તે વિચાર મુલત્વી રાખવો પડયો. આ બે બહાદુરોને માટે મેં એક પીતળનો અને બીજો તાંબાનો મળી બે ચાંદ બનાવ્યા છે. તેમાંથી એક વંકાને અને એક ડંકાને આપવાનો છે, ડંકાને આપવાના ચાંદનું નામ અમલગઢનો ચળકતો તારો અને વંકાના ચાંદનું નામ રાજ્યનો હિરો રાખવામાં આવ્યું છે."

"આપના આ ઉપકારને માટે અમે ઘણા આભારી છીએ." બંન્નેએ નમીને બંકા સામે જોઇ કંઇક છૂપી ઇસારત કરી.

પુનઃ બંકાએ કહ્યું; "મહારાજ ?"

"કેમ ? વળી શું છે ?"

"આ ચાંદ ઉપર તેમને થોડુંક રોકડનાણું પણ મળવું જોઇએ."

"તે પણ તેમને મળશે."

"ક્યારે ?"

"રાજ્યની તીજોરીમાં આવક થતાં પ્રથમ તેમનેજ આપવામાં આવશે. વળી આ સાથે હું હુકમ ફરમાવું છું કે આ બન્નેને નવા કરમાંથી મૂક્ત રાખવા."

"ઘણોજ ઉપકાર થયો નામદાર."

"એમાં ઉપકાર શાનો ? રાજાની ફરજ છે કે વફાદારોની કદર કરવી. જો રાજા આવી બાબતથી બેદરકાર રહે તો એ રાજા કામનો શું ? કેમ ખરૂંને બંકા ?"

"બરાબર છે બાપુ."

"કાં દિવાન ! ઝોકાં ખાવ છો કે ?" રાજાની નજર દિવાન પર પડતાં પૂછ્યું.

"નિસાથી ચકચૂર બનેલા દિવાને માથું અદ્ધર કરી પૂછ્યું; "બાપુની શી આજ્ઞા છે ?"

"હવે શું કરવું છે ?"

"શાનું ?"

"કંઇ કામ બાકી છે ?"

"હું મારી ડાયરીમાં જોઉં." દિવાને એક ચોપડી કાઢી તેમાં જોવા માંડયું સઘળા તેની તરફ જોઇ રહ્યા. ચૂપકિદિ પથરાઇ રહી.

## પ્રકરણ ૬૫ મું.

### રામનાથ.

દિવાને ડાયરીનાં પાનાં ફેરવવા માંડયાં. પુનઃ રાજાએ પૂછ્યું. "તેમાં શું લખેલું છે ?"

"આજના કામની નોંધ." દિવાને કહ્યું.

"બોલો હવે શું કરવાનું છે ?"

દિવાને ડાયરીના પાનામાં લખેલી નોંધ વાંચી કહ્યું, "પેલા કેદીયો વિશે ?"

" પેલા રાજદ્રોહિયો ? " રાજાએ પૂછ્યું.

" હા બાપુ. "

" તેમનું શું કરવું છે ? "

" બાપુનો વિચાર. "

" શહેરમાં હવે પૂરેપૂરી શાન્તિ પથરાઇ છે ને ? "

" બરાબર. પ્રજા એટલી ગરીબ અને રાંક બની ગઇ છે કે આપણા એક હલકા સિપાહીને જોતાંજ થરથરે છે અને ઘરમાં પેસી જાય છે. વળી રાજ આજ્ઞાને પ્રભુ આજ્ઞા સમાન માને છે."

" આ સઘળો પ્રતાપ કોનો ? "

" બાપુનો. " દિવાને હાથ જોડી કહ્યું.

" સત્તા આગળ શાણપણ શું કામનું ? " રાજાએ પૂછ્યું.

" બરાબર છે બાપુ. "

"જો આપણે અગમચેતી વાપરી સઘળા રાજદ્રોહીઓને કેદમાં પૂર્યા ન હોત તો શાન્તિ આટલી જલ્દીથી પથરાત નહિ. પ્રજાને ઉશ્કેરનારાઓ ચળવળીઆજ હતા. જુઓને હવે કેવી શાન્તિ છવાઇ રહી છે ? "

" બાપુનું બોલવું અક્ષરે અક્ષર વ્યાજબીજ છે. "

" કહો ત્યારે એ લોકોના સંબંધમાં તમારો બધાનો શું વિચાર છે ? "

" આપની આજ્ઞા હોયતો સભાસદોને પૂછું ? "

" બધા સભાસદોને પૂછવાની કંઇ જરૂર નથી. ફક્ત મોટાઓના મત લ્યો. "

દિવાને બંકાને પૂછ્યું; " આપનો શું મત છે ? "

" મારો વિચાર અને મત તો સઘળા કેદીઓને જીવથી મારી નાખવાનો છે. "

" હેં ! શું મારી નાખવાનો છે ? " રાજાએ ચમકીને પૂછયું.

" હા, કારણ કે સઘળા તોફાનના ઉત્પન્ન કરનારાઓ તેઓજ છે. તેઓ છૂટા થતાંજ રાજવિરૂદ્ધની ચળવળ પાછી શરૂ કરશે અને પ્રજાને ઉશ્કેરશે. "

" તેથી શું થઇ ગયું ? આપણી પાસે સૈનિક બળ કયાં ઓછું છે ? "

" બાપુ ! ઉશ્કેરાએલી અને નારાજ થયેલી પ્રજાને કોઇ પણ બળવાન રાજા કોઇ વખતે બળથી દબાવી શકયો નથી. બળથી એક- વાર દબાએલી પ્રજા ફરીથી બમણા જોરથી જાગૃત થાય છે અને બળના મદમાં છકેલા રાજાનું સત્યાનાશ વાળે છે. આપણે બળ પ્રયોગથી પ્રજાને દબાવી છે; પણ પ્રજાનાં અંતઃકરણ તપાસતાં તરતજ માલમ પડશે કે તેમાં પ્રચંડ જ્વાળામૂખી પ્હાડ સળગી રહ્યો છે. આપણે કેદમાં પૂરેલા કેદીયો છૂટતાંજ તે ભડકો પ્રચંડ રૂપે બહાર નીકળશે અને તમામ પ્રજા હથીઆર પકડી રાજ્યનો નાશ કરશે. આથીજ મારો વિચાર સઘળાનો નાશ કરવાનો છે કે જેથી પ્રજાને દોરવનાર અગર ઉશ્કેરનાર કોઇ રહેજ નહિ.'

રાજા અને સભાસદો મોતીલાલના વિચારથી સ્તબ્ધ બન્યા. રામનાથની આંખ્યો લાલચોળ બની. તેણે રકત નેત્રે મોતીલાલ સામે જોયું. મોતીલાલે રામનાથનું અંતર પારખ્યું; પણ રામનાથને તુચ્છ સમજી તેમનમાં હસ્યો. રાજાએ દિવાને પુછ્યું; " તમારો શું મત છે ? "

દિવાને મોતીલાલ સામે જોઇ કહ્યું; " બાપુને કહું કે મારો વિચાર કેદીયોને છોડવાનો નથી."

"ત્યારે ?"

"તેમને જીંદગી ભર કેદમાંજ પૂરી રાખો."

"તેમનું ખર્ચ રાજ્યને ભારે નહિ પડે ?"

"વળી નવો કર નાખશું."

"વારૂ સેનાપતિ તમારો શું વિચાર છે ?"

"મારો વિચાર બંકા સાહેબને મળતોજ છે."

રાજાએ રામનાથ તરફ જોઇ પૂછ્યું; "આપનો શું મત છે ?"

"મહારાજ ! મહારો મત પુછશોજ નહિ."

"કારણ ?"

"મારા હૃદયમાં અત્યારે શું થઇ રહ્યું છે તે હું કે ફક્ત ઇશ્વરજ જાણીએ છીએ."

"શું કંઇ દર્દ ઉત્પન્ન થયું છે ?" રાજાએ પૂછ્યું.

"હા, ભયંકર દર્દ આ દેહને દમી રહ્યું છે."

"ત્યારે ઘેર જાવ અને વૈદ્યને બતાવો."

"મહારાજ ! આ દર્દ ઘેર જવાથી અગર વૈદ્યની ચિકિત્સા કરાવાથી મટે એમ નથી."

"ત્યારે ?"

"તે દર્દની શાન્તિ અત્રેજ થનાર છે."

"શી રીતે ?"

"કેદમાં જવાથી યા ફાંશીના માંચડે ચઢવાથી."

સઘળા અજાયબીમાં ગરક થયા. રામનાથનું બોલવું કોઇ સમજી શક્યું નહિ. ફક્ત મોતીલાલજ સમજ્યો અને વક્ર નેત્રે રામનાથની સામે જોઇ રહ્યો. રામનાથ આસન પરથી ઉભો થઇ બુલંદ અવાજે બોલતો હતો. તેની આંખ્યો લાલચોળ અને છાતી

ફુલતી હતી. બકરામાં વનરાજ ઉભો રહી ગર્જતો હોય એવો તેનો વીર દેખાવ આ વખતે થઇ રહ્યો હતો.

રાજા સમજ્યો કે રામનાથને ચિત્તભ્રમ થયો છે. આથી રાજાએ પૂછ્યું; "રામનાથ?"

"જી, બાપુ."

"તમે આ શું બોલો છો?"

"હું તદ્દન સાચુંજ બોલું છું?"

"શું સાચુ બોલો છો? તમારે શા માટે કેદમાં જવું પડે અગર મરવું પડે?"

"સત્ય કહેવાથી."

"સાચને આંચ આવતીજ નથી."

"પણ અધર્મની જ્યાં વિશેષ વૃદ્ધિ હોય છે ત્યાં કદાચ સત્યપર આફત આવે છે. પણ પરીણામે તો સત્યનો સદા જયજ હોય છે."

"સ્પષ્ટ જણાવો કે તમે શું કહેવા માગો છો? તમારૂં બોલવું ભેદ ભરેલું છે?"

"તેમાંજ સઘળું રહસ્ય સમાએલું છે."

"રામનાથ! મને ઝાઝો સમય નથી. તમે શા માટે ઉશ્કેરાઇ જાવ છો? કેદીઓના સંબંધમાં તમારો જે મત હોય તે નિર્ભયતાથી જાહેર કરો."

"સત્ય જાહેર કરતાં આપને અને આપનું અનીષ્ટ ઇચ્છનાર-કરનાર કુલાંગારોને દુઃખ ઉત્પન્ન થશે."

"હું તમારૂં બીજું કંઇ સાંભળવા ઇચ્છતો નથી. સાફ જણાવી દયો કે તમારો શું વિચાર છે?"

"મારો વિચાર તમામ કેદીયોને છૂટા કરવાનો છે."

"તેઓ છૂટા થવાથી તોફાન કરશે-પ્રજાને ઉશ્કેરશે તેની ખાત્રી શું?"

"મહારાજ! શું હજી પણ આપને પ્રજાના વિશુદ્ધ હૃદયની ખાત્રી નથી થઇ? જે પ્રજાના આગેવાનો નિઃસ્વાર્થ ભાવે પ્રજાની અને આપની સેવા કરી રહ્યા છે અને જેઓ કંઇ પણ સ્વાર્થ વિના આપની આજ્ઞાથી નિર્દોષ હોવા છતાં કેદખાનાંનાં સંકટો સહન કરી રહ્યા છે તેઓના હૃદયની ખાત્રી હજી મારા મહારાજાને થઇ નથી તેથી હું આશ્ચર્ય પામું છું. મહારાજ! વિચાર કરો. પ્રજા આપની પાસે શું માગે છે? ફક્ત ન્યાય. તે તમારૂં તાજ છીનવી લેવા ઇચ્છતી નથી. તે તમારા વૈભવનો નાશ કરવાનો લગીર પણ વિચાર કરતી નથી; પણ ફક્ત ન્યાય માગે છે. પુત્ર પ્રત્યે પિતાના વર્તનની ઇચ્છા રાખે છે. તમારો અને તમારા નીમેલા અધીકારીયોનો પ્રેમ યાચે છે. આ લડત વ્યાજબી છે એ દરેક સુજ્ઞ જન કહી શકશે. આ લડતનું વ્યાજબીપણું સીદ્ધ કરવાને માટે જ અનેક વિદ્વાન પુરૂષો જેલ સિધાવ્યા છે; અનેક ફાંશીએ લટક્યા છે અને અનેક તમારા નિષ્ઠુર અમલદારોના હથીઆરોના ભોગ થઇ જગતમાંથી વિદાય થયા છે. આવા નિર્દોષ જનોને વધુવાર સંકટમાં સડાવવા યા મારવા તે ડાહ્યા નૃપતિને કલંક રૂપ છે. આપ પ્રત્યે મારી પણ એજ અરજ છે કે તમામ નિર્દોષ જનોને મૂક્ત કરો. તેમને પ્રેમ સાગરથી સ્નાન કરાવો અને જે મરી ગયા છે તેમના કુટુંબીઓને બદલો આપો. આમ કરવાથી હજારોના આશીર્વાદ આપની પર ઉતરશે અને આપનું રાજ્ય ચીરકાળ ટકશે." રામનાથ લંબાણ વિવેચન કરી શાન્ત રહ્યો અને પોતાના કહેવાની શું અસર થાય છે એ જાણવા રાજાના મુખ સામે દીનવદને જોઇ રહ્યો.

સઘળા વિચારમાં પડયા. રાજા પણ ચૂપ રહ્યો. સઘળાને રામનાથનું કહેવું વ્યાજબી જણાયું; પણ તે જાહેર કરવાની કોઇએ હિંમત કરી નહિ. સઘળા હાજી હા કરનાર હતા. બંકાના ક્રોધનો પાર રહ્યો નહિ. સઘળાને વિચારમાં પડેલા જોઇ બંકા એકદમ ઉભો થઇ બોલ્યો; "રામનાથ! તમે કેદીઓને શી રીતે નિર્દોષ સાબીત કરી શકો છો? સઘળા અપરાધી છે. સઘળાએ રાજદ્રોહનો ગંભીર ગૂન્હો કરેલો છે."

"તમે ગૂન્હો કોને કહો છો?" રામનાથે શાન્તિથી પૂછ્યું.

"જે રાજાની સામે થાય તે રાજદ્રોહી ગણાય."

"રાજાની સામે કોણ થયું?"

"આખી પ્રજા."

"રાજાની સામે હથીઆર ઉચક્યાં?"

"ના."

"ત્યારે?"

"રાજાની-રાજ્ય અમલની નિંદા કરવા માંડી અને રાજ્યને ઉથલાવવા શત્રુઓની સાથે મળી ખટપટ કરવા માંડી."

"આમ કરવાનું કારણ?"

"તેઓની માન્યતા છે કે બરાબર ન્યાય મળતો નથી અને રાજ્ય તરફથી ઘણો જુલ્મ થાય છે વગેરે."

"એ સઘળો અસંતોષ દૂર કર્યો હોત તો પ્રજા આવું પગલું ભરી શકત ખરી કે?"

"પ્રજાનો અસંતોષ કદી દૂર થાયજ નહિ. પ્રજાની સાથે જેમ નમ્રતાથી વર્તવામાં આવે તેમ પ્રજા વધુ માથે ચઢી વાગે. પ્રજાતો દબાયલીજ સારી."

" જુલ્મ અને અન્યાયથી પ્રજા તાબે રહી શકે છે નહિ વારૂં?"

" હા, મારીતો એવીજ માન્યતા છે. "

" તમારી એવી માન્યતાથીજ રાજ્યની આ ઉથલપાથલ થઇ ચૂકી છે હજારોને મરવું પડયું છે અને હજારોને કેદમાં પૂરાવું પડયું છે, તમારી આવી માન્યતાથી અને વર્તનથી આ ભોળા રાજાને પ્રજા પ્રેમથી દૂર રહેવું પડયું છે. આ સઘળા ઉત્પાતનું કારણ તમે અને તમારા જેવા માન્યતાવાળાઓજ છે. "

" રામનાથ ! મારીપર ખોટું આળ મૂકતાં વિચાર કરો. " મોતીલાલે ભ્રકુટી વકરી કહ્યું.

" હું તમારી પર ખોટો આરોપ નથી મૂકતો. તમે અને આ બધાઓએ તમારી સાચી ફરજ બજાવીજ નથી. "

" તમે આ પવિત્ર રાજાને તમારે રમવાનું રમકડું બનાવ્યું છે. તમે તેમને હાજીહાથી ખુશ રાખવા લાગ્યા. પ્રજા પ્રત્યેની તમારી ફરજ તમે વિસારી. તમે પ્રજાનું લુણ ખાવ છો. તમે પ્રજાના રક્ષક થઇ ભક્ષક બન્યા. શું તમારી આવીજ ફરજ હતી ?"

" રામનાથ ! તું ઘણો ડાહ્યો છે તે અમે સારી રીતે સમજીએ છીએ."

" મોતીલાલ ! વિચાર કરો. તુંકારાથી બોલતાં શરમાવ; તમારા જેવા સમજુ માણસના મુખમાંથી હલકા શબ્દો કદાપિ નીકળવા જોઇએ નહિ. આપણો આ વાદવિવાદ ન્યાયી છે, તમારો મારો અને આ મહારાજના ભલાનો છે. તેમાં નાહક તપી શા માટે જાવ છો ?"

" પણ તું અમને અપરાધી કહેનાર કોણ ? "

" તમે અપરાધી છો એ સઘળા જાણે છે. "

"કોણ જાણે છે ?" બંકાએ ગર્જનામય અવાજે પૂછ્યું,

"આખું જગત અને આ તમારા પાપના ભાગીદારો પણ મનમાં સમજે છે કે તમે અને તે બધાઓએ અધમ કાર્ય કર્યાં છે. હજારો નવજુવાનોને તમારી કાતીલ તલ્વારથી પૂરા કર્યા છે. હજારો દેશ વત્સલ યુવાનોને કસાઇખાનામાં પૂર્યા છે. એના પૂરાવા રૂપ કાળાશ તમારા મુખપર છવાઇ ગએલી અત્યારે પ્રત્યક્ષ અવલોકાય છે. તમે પોતેજ સમજો છો અરે તમારો અંતર આત્મા કરેલાં પાપ કર્મથી તમને દંશ દેછે પણ તમારૂં મલીન મન તમને સાચા જણાવવા તમને દંભી બનાવે છે. મોતીલાલ ! સાચ કદી છૂપાતું નથી. તમારા મલીન મનને પૂછો કે સત્ય શું છે? તમારા હૃદયના વિશુદ્ધ ભાગમાં રહેલો અંતરઆત્મા તમને રોકે છે છતાં તમે મદોન્મત્ત બનો છો અને બન્યા છો.બંકા ! તમે બળવાન છો; રંગ વિદ્યામાં એક્કા છો; પણ મનમાં ફુલાશો નહિ. દરેક કામની અવધી હોય છે. તમે અને તમારા સાગ્રિતોએ અઘોર કર્મ કર્યા છે. આ ભોળા દિલના રાજાને તમે તમારા હથી-આર રૂપે વાપર્યા છે પણ વિચારજો. સ્વગમાં ગએલા આત્માઓ તમારા નિકંદનનો શ્રાપ નિરંતર આપી રહ્યા છે. વિધવા થએલી બ્હેનો–માતાઓ અને જેલમાં પૂરાએલા નિર્દોષ જનોની કકળતી આંતરડીઓના શ્રાપ તમને એક દિવસે જરૂર બાળીને ભસ્મ કરશે."

"રામનાથ ! હું તને હુકમ કરૂં છું કે તું બોલતો બંધ થા."

"હું તમારો હુકમ શી રીતે માનું ? તમે કંઇ મારા મુરબ્બી નથી."

મોતીલાલ ક્રોધથી કંપવા લાગ્યો. તેણે રાજા સામે જોઇ કહ્યું, બાપુ ! આ શું સાંભળી રહ્યા છો ?"

"ત્યારે શું કરૂં ? તમે શા માટે કજીયો કરો છો ?" રાજાએ કહ્યું.

" હું કજીયો કરૂં છું કે આ ? "

" તમે બન્ને શાન્ત થાવ. "

મોતીલાલ બોલી ઉઠયો; " મારી શાન્તિ મરી ગઇ. એક નાદાન છોકરાએ આજે મારૂં હડહડતું અપમાન કર્યું છે. હું અપમાનની આગથી સળગું છું. મહારાજ ! આ મારૂં અપમાન નથી પણ આપનુંજ અપમાન છે. "

" એમાં અપમાન શાનું ? રામનાથને ખરૂં લાગ્યું તે તેણે કહ્યું. તે બાળક છે; વળી ગુરૂનો દીકરો છે. આપણે ગુસ્સાના ઘુંટ ગળવા જોઇએ. "

" રાજ્યને પાછું મેળવતાં કેટલી મુસીબત પડી છે તેનો તો કંઇ વિચાર કરો. " મોતીલાલે કહ્યું.

" રાજ્યને પાછું મેળવતાં નિર્દોષ જનોના લોહીનો કેટલો સાગર રેલ્યો તેતો વિચારો. " રામનાથે વચમાં કહ્યું.

રાજાએ ઉચ્ચ સ્વરે કહ્યું. " રામનાથ ! તું હવે છાનો રહે. "

" બાપુ ! હું શા માટે છાનો રહું ? મારૂં કહેવું શું ખોટું છે ? "

" તારૂં કહેવું કદાચ સત્ય હશે પણ અત્યારે અજુગતું છે. "

" એટલે ? "

" તારે બોલવું નહિ. "

" મુંગે મોઢે અન્યાય સહન કરવો ? "

" તારી પર ક્યાં અન્યાય થાય છે ? "

" આપની રૂબરૂમાંજ મને તુંકારાથી બોલાવાય છે. "

" મોતીલાલ તારાથી મોટો છે. "

" અને તેથીજ હું સહન કરૂં છું. "

" નહિ તો ? " મોતીલાલે બગાડ પાડી પૂછયું.

" ખબર પડત. " રામનાથે કહ્યું.

મોતીલાલે રાજાને કહ્યું. " જુઓ બાપુ આ ઉદ્ધતાઇ ? "

રાજાએ મોતીલાલને શાન્ત રહેવાનું સમજાવી રામનાથ પ્રત્યે કહ્યુ. " તારે શામાટે આવી માથાકુટમાં પડવું પડેછે ? તું રાજ્યમાં સારા હોદ્દા પર છે. પગાર પણ સારો મળે છે. તારે શામાટે આવી બાબતમાં વચ્ચે આવવું પડે છે ? ,,

" મહારાજ ! જે સાચ્ચો છે તે અન્યાય વધુ વખત જોઇ શકતો નથી. આપ પ્રજાના રક્ષક છો–પિતા છો અને તેથીજ પ્રજા આપને સર્વસ્વ સમર્પણ કરે છે. પ્રજાના સુખને અર્થેજ આપ મોટા પગારો આપી અમને પ્રજાની સેવા કરવા રાખો છો. પ્રજાના પૈસાથી આપનાં અને અમારાં ઉદર પોષણ થાય છે. પ્રજા પ્રત્યે આપે અને આપના અમલદારોએ રક્ષકનો દાવો ત્યાગી ભક્ષક બનવું એ કયાંનો ન્યાય ? નોકર થઇ શેઠ બનવું એ કયાંનો ઇન્સાફ ? નીમક ખાવું તેનુંજ હરામ કરવું એ કયાંની રીત ? જો આ ન્યાય અને રીત આપના રાજ્ય અમલની હોય તો હું એવા અમલના ભાગીદાર તરીકે હવે એક પળવાર પણ રહેવા ઇચ્છતો નથી. "

" એટલે ? " રાજાએ ચમકીને પૂછયું.

" હું નોકરીમાંથી છૂટો થવા ઇચ્છું છું. "

" પછી શું કરીશ ? "

" પ્રજાની સેવા કરીશ. તેના સુખે સુખી અને દુઃખે દુઃખી થઇશ. "

" અને વખત આવે અમારી સામે થઇશ. એમજ ને ? "

"રાજાના અન્યાયની સામે થવું એ પ્રત્યેક પ્રજાજનની ખરી ફરજ

છે. જે પ્રજા મુંગે મુખે અન્યાય સહન કરે છે તે પ્રજા ગુલામ બની અધોગતીના તળીએ પહોંચે છે. ”

“ રામનાથ ! તારૂં ભેજું આજે કેમ ફરી ગયું છે ? તું કોઇનો ભમાવ્યો ભમ્યો તો નથી ને ? ”

“ મહારાજ ! મેં આપણા નગરમાં આવ્યા પછી જે જાણ્યું છે, સાંભળ્યું છે અને નજરે જોયું છે તેથી મારી છાતી ફાટી જાય છે. ભલભલા વજ્ર હૃદયના માણસો પણ રડી ઉઠે એવો ત્રાસ અને અત્યાચાર થયો છે. આ કારણથીજ હું પાપની ભાગીદારી ત્યાગવા તત્પર બન્યો છું. ”

“ રામનાથ ! તું જે બોલે છે તેનું તને ભાન છે ? ”

“ હા, બરાબર છે. ”

“ પાછળથી પસ્તાઇશ. ”

“ વિચાર કરી પગલું ભરનારને પસ્તાવું પડતું નથી. ”

“ તું શા માટે તારા સુખને દુર ફેંકી દે છે ? ”

“ જ્યારથી અમલગઢના રાજાએ અને તેના શયતાન સેવકોએ નિર્દોષ પ્રજાપર ત્રાસ વર્તાવવો શરૂ કર્યો છે; અન્યાયનું સામ્રાજ્ય સ્થાપવું શરૂં કર્યું છે; પવિત્ર બાળાઓ-સતીઓનાં સતિત્વ નષ્ટ કરવાનો પ્રયત્ન આરંભ્યો છે; પ્રજાને નિર્ધન બનાવવાની તૈયારી કરી છે બસ ત્યારથીજ મારી અંધ આંખ્યો ઉઘડી છે. આ રાજ્યનું મેં અને મારા કુટુંબે અન્ન ખાધું છે. આ ભૂમિના અન્ન જળેજ આ હાડ ચામ બંધાયાં છે; તે ભૂમિનો અને તેમાં રહેતાં મારાં ભાંડુઓની આપદકાળમાં સેવા કરવી એ મારો પ્રથમજ ધર્મ છે. અને તેથીજ હું નોકરી છોડું છું. મેં આ પળથીજ પ્રજાની સેવા સ્વીકારી છે. પ્રજાની સેવામાંજ આ પ્રાણ પલાયન થાય

એવીજ ઇચ્છા રાખું છું. અનાથનો નાથ સદા સ્હાયક છે પછી ભય શું? માતાના ઉદરમાંના જીવને પોષવાને પ્રભુ અગાઉથીજ પય ઉત્પન્ન કરે છે તેજ સદા સત્યનો સ્હાયક છે. પછી ભય કોનો ? ”

રામનાથના નિશ્ચયથી સઘળી સભા જડતુલ્ય બની. એક ઝીણી વસ્તુ નીચે પડે અને તેનો અવાજ સંભળાય એવી ચૂપકીદી પ્રવર્તાઇ રહી.

રાજાના કાનમાં મોતીલાલે કંઇક કહ્યું. રાજાએ રામનાથના સામે જોઇ પુનઃ કેવા માંડયું; “ રામનાથ આજે તારા મગજમાં આ શું ભૂત ભરાયું છે ? તું શાનો બરબડાટ કરી રહ્યો છે ? ”

“ તે બાબત તમારા કલંકિત હૃદયને પૂછી જુઓ ? તમારો આત્મા તમને સાચ્ચો જવાબ જરૂર આપશે. આપ જાણો છો છતાં અજાણતાનો ડોળ કરો છો. અફસોસ ! જ્યારે એક પુણ્યાત્મા રાજા પ્રજાનું કલ્યાણ કરવાને બદલે અકલ્યાણ કરશે; ખુસામતીયા-વ્યસની સરદારો અને અમલદારોના નચાવ્યા પ્રમાણે નાચી જુલ્મી કામ કરશે ત્યારેજ ભવિષ્યનો પ્રલયકાળ નજદીક ખેંચાઇ આવશે. મહારાજ ! તમારાં અઘોર કર્મથી આમ ઉંચે નજર કરો. આ સૂર્ય ભગવાન કુપીત થઇ જલ્દી ચાલ્યા જાય છે. આમ નીચે નજર કરો. આ પૃથ્વી ફાટવાની તૈયારી કરી રહી છે, કુદરત કોપી રહી છે. સમજો; ઓ પ્રજાના પિતા હજી પણ સમજો; વિચારો. ”

રાજાએ બંકા સામે જોયું. તરતજ બંકાએ આંખનો ઇસારો કરી રાજાને કંઇક સમજાવ્યું. રાજાએ ખુંખારો કરી કહ્યું, “ રામનાથ! હું હવે કોપાયમાન થઇ ચૂક્યો છું. તેં આજે મારૂં હડહડતું અપમાન કર્યું છે. તું રાજ્યદ્રોહી બન્યો છે. તારે તારી ફરજ સંભાળવી જોઇએ. મને બહુ દાઝે બાળીશ તો સાર નહિ નીકળે. સમજ્યો ? ”

"સમજ્યો; આપનું બોલવું બરાબર સમજ્યો. હું મારી ફરજ શું છે તે બરાબર સમજું છું. આપની આજ્ઞાને આધિન થવું એ મારી પ્રથમ ફરજ છે અને આપ અત્યારે તેજ સૂચવો છો. પરંતુ આપની આજ્ઞામાં હળાહળ છે.આપની પશુવૃત્તિને ઉત્તેજન આપનાર આ પાપાત્માઓ જેવો હું નથી. આ રામનાથનું હૃદય નીરાળુંજ છે. બાપુ! જો સત્ય પૂછાવો તો હું હવે નિર્ભયતાથી જાહેર કરૂં છું કે આપ આ રાજ્ય ચલાવવાને તદ્દન નાલાયક છો. આપે આ જંજાળથી હવે સદાને માટે મૂક્ત થઇ જવું જોઇએ. બાપુ! તમે તો નિરંતર અફીણ-કસુંબા મદીરા પાનમાં ચકચૂર થઇ, આવા ખુસામતીઆઓના સહવાસમા રહી નીરંતર આમોદ-પ્રમોદ કરવાનેજ સૃજાએલા છો. આપને આ રાજ્ય કારભારની જંજાળ શી? મારૂં માનો તો બધું છોડી દઇ જનાનખાનામાં પડયા રહો. અગર આ બધો તાયફો લઇ કોઇ એકાન્ત જંગમાં જઇ નિવાસ કરો."

"મહારાજ! આ આપનું ઓછું અપમાન નથી હોં?" બંકા ગાજી ઉઠયો.

"એક નાના છોકરાએ હદ કરી છે. બાપુનું અપમાન." દિવાન બોલી ઉઠયો.

"છોકરો ભયંકર છે." સઘળા સભાસદો બોલી ઉઠયા.

"આનો ઇન્સાફ કરી નાખો." એક શ્રીમંતે કહ્યું.

"એને કેદમાં નાખો." રાજાએ આજ્ઞા આપી.

રામનાથ ખડખડ હસ્યો અને બોલ્યો; "રાજન્! આથી એમ ન સમજશો કે મારા સ્વભાવમાં પરીવર્તન થશે. તમે ભલે મને કેદમાં રાખો યા જીવથી મારો પણ હું તો મારૂં સત્ય કર્તવ્ય બજાવીશ."

"જોઇએ છીએ કે તું તારૂં કર્તવ્ય શી રીતે બજાવે છે ?"

"અન્યાયનો બદલો જરૂર મળશે."

"એતો જ્યારે મળવાનો હશે ત્યારે મળશે. મોતીલાલ લઇ જાવ આને."

મોતીલાલે રામનાથ તરફ ગમન કર્યું. તરતજ રામનાથે કહ્યું; "ખબરદાર! મારી નજીક આવીશ નહિ. તારા સ્પર્શથી હું અપવિત્ર થઇશ.

હું મારી મેળેજ તું લઇ જાય ત્યાં આવવાને તૈયાર છું."

મોતીલાલ આગળ વધતો અટકયો; અને કંઇ બોલવાને મુખ ઉચું કરે એ પહેલાંજ એક સેવકે ત્યાં પ્રવેશ કરી કહ્યું, "કૃપાનાથ! બહાર એક દૂત આવ્યો છે ?"

"ક્યાંથી આવ્યો છે ?"

"વિજયકુમાર તરફથી."

"બંકા ! કેમ કરવું ?"

"તેને આવવાદો."

"ત્યાં સુધી ભલે આ રામનાથ અહિંજ રહે. દૂતના ગયા પછી તેને કેદમાં પૂરજે."

સિપાહી ચાલતો થયો. રામનાથ એક બાજુએ જઇ ઉભો. બંકાએ ડંકાને મોકલી પોતાની રંગ વિદ્યાના સાધનની પેટી મંગાવી.

સઘળા દૂતના આગમન દ્વાર તરફ જોઇ રહ્યા. દૂત કેમ આવ્યો હશે? તે શું સમચાર લાવ્યો હશે? લઢાઇના સમાચારતો નહિ લાવ્યો હોય ને ? કંઇ નવાજુની ન થાય તો સારૂં ? દૂત હશે કે કોઇ રંગી હશે? આવા અનેક પ્રકારના તર્ક-વિર્તક દરેકના મનમાં થઇ રહ્યા.

# પ્રકરણ ૧૬ મું.

## નવલનું આગમન.

વ્હેમસિંહ અને તેના દરબારીઓ આવનારની આતુરતા પૂર્વક રાહ જોઇ રહ્યા. થોડીવારે વીર-વેશ ધારણ કરેલા એક યોદ્ધાએ ત્યાં પ્રવેશ કર્યો. આ યોદ્ધાનું માથું ખુલ્લું હતું. ખભા પર એક ઝોળી ભરાવેલી હતી. હાથમાં લાંબો ભાલો પકડેલો હતો. યોદ્ધાનું મુખ ભયાનક લાગતું હતું. બન્ને ભમ્મરની વચમાં સીંદુરની આડ કરેલી હતી. આથી અનુમાન થતું હતું કે આ કોઇ વીરહનુમાન યા ભૈરવનો ઉપાસક હોવો જોઇએ.

સઘળા સભાસદો આ આવનારને વિસ્મયતાથી અવલોકવા લાગ્યા. વ્હેમસિંહ તો આ યોદ્ધાનું વિકાળ વદન જોતાંજ મનમાં ડરવા લાગ્યો. મોતીલાલના મનમાં પણ અનેક સંકલ્પ–વિકલ્પ થઇ રહ્યા.

આ આવનાર નવલસિંહ હતો. તેણે તેનું મુખ રંગવિદ્યાથી વિકાળ બનાવ્યું હતું. સભામાં આવતાંજ તેણે રાજા વ્હેમસિંહને ડાબા હાથની સલામ કરી.

રાજા અને સભાસદોનું ધ્યાન ડાબા હાથની સલામ પર ખેંચાયું નહિ; પણ મોતીલાલે આ બરાબર જોયું. તેની ખાત્રી થઇ ચૂકી કે આ આવનાર દૂત નથી પણ કોઇક રંગી છે. કદાચ નવલ પણ હોય. મોતીલાલે તેની રંગ વિદ્યાના સાહિત્યની પેટી સંભાળી અને ધીમેથી થોડેક આગળ ખસી ત્યાંની જમીનમાં એક ઝીણી

ખીલી ભોંકી દીધી. નવલના ચ્હેરાનું ધ્યાન પૂર્વક અવલોકન કરી રાજાએ પૂછયું; " તું કોણ છે ? "

" આપ શું જુઓ છો ? " નવલે જવાબ આપ્યો

તેના જવાબથી સઘળાના આશ્ચર્યમાં વૃદ્ધિ થઇ. રાજા પણ વિસ્મય પામ્યો. દિવાને પૂછયું; " તમે કયાંથી આવ્યા છો ? "

" મારા મહારાજા પાસેથી. "

" તમારા મહારાજાનું નામ ? "

" વિજયસિંહ. "

" તે કયાં મહારાજા થયો છે ? " વ્હેમસિંહે પૂછયું.

" માનથી બોલો. " નવલે કર્કશતાથી કહ્યું.

રાજા દબાયો અને બોલ્યો; " તમે દૂત છો ? "

" હા. "

" તમારૂં નામ ? "

" મહાવીર. "

" કેમ આવ્યા છો ? "

" તમને શીખામણ આપવા. "

" કોને ? મને ? " રાજાએ છાતીપર હાથ મૂકીને પૂછયું.

" હાજી આપનેજ. "

રાજાએ મૂછોમાં હશીને પૂછયું; " બોલો શું કહેવું છે ? "

" તમે આ બધું શું તોફાન મચાવ્યું છે ? '

" શાનું ? "

" ભય–ત્રાસ અને જુલ્મ શા માટે વર્તાવી રહ્યા છો ? "

" અમારી મરજી. " રાજાએ બેપરવાઇથી જવાબ આપ્યો. નવલે કહ્યું; " તમારૂં કામ એક રાજાને શોભતું નથી. "

" ભલેને ના શોભે ? "

" રાજા ! વિચાર કરો; તમારે પણ એક દિવસ મરવાનું છે. કરેલાં કર્મનો જવાબ વિભુના દરબારમાં આપવો પડશે."

" તું બીજો લવારો કર્યા વિના તારે જે કહેવાનું હોય તે કહી દે ? "

" મારે જે કહેવાનું છે તેજ હું કહું છું. "

" મારે તારી શીખામણની જરૂર નથી. "

" આથીજ તમે મૃત્યુના મુખ તરફ ઝડપથી ગમન કરી રહ્યા છો. "

" ચૂપકર, નહિતો વિના મ્હોતે માર્યો જઈશ. "

" જે દુષ્ટ છે તે દયાહિનજ હોય છે. તેને સારાસારનું ભાન હોતું નથી. આવો કર્મચંડાળ ન કરવાનાં કૃત્યો કરતાં વિચારતો નથી. રાજા ! તમારો ડર નકામો છે. આ વીર એક સાધારણ દૂત છે; મહારાજા વિજયરાજનો આશ્રિત છે પણ તે કેવો ભયંકર છે એની તમને સારી રીતે ખબર પડશે. હું તમારાથી ડરનાર નથી. તમે અને આ બેઠેલા નામધારી બહાદુરોમાંથી કોઇની પણ તાકાત નથી કે તે મને ઇજા કરી શકે. તમારી તાકાત શૂરવીરો પર નહિ પણ રંક-શસ્ત્રહિન માણસો પર ચાલે છે. મને વિના મ્હોતે માર્યો જઇશ એવું વચન જે બહાદુર હોય તે કદી સંભળાવેજ નહિ. પણ જે તાકાત વિનાનો બીરૂ છે; જે વિશ્વાસઘાત કરી સુખ માણનાર છે અને જે પોતાની અન્નદાતા પ્રજાનો વિનાશ કરનાર છે તેજ મુઢ જન એક દૂત પ્રત્યે આવા શબ્દો કહી શકે છે. "

" શું તું અમને નામર્દ સમજે છે ? " રાજાએ મોટા અ-વાજથી પૂછ્યું.

" હા, જો તાકાત હોય તો મેદાન પડો. "

" થોડા દિવસમાંજ મેદાન પડશું."

" આજેજ ચાલો ને ?"

" તે અમારી મરજીની વાત છે."

" કાયરોજ આમ ઉચ્ચારી શકે છે, સિંહ ગોળી વાગતાંજ છલંગ ભરે છે. બહાદુરો દુષ્મનના એક શબ્દપ્રહારથીજ જીવ સટોસટના ખેલ ખેલે છે."

" એટલે તું કહેવા શું માગે છે ?"

" તમારામાં લઢવાની તાકાત નથી."

" તેમાં તારે શું ?"

" રાજયગાદી છોડી દયો."

" રાજ્યગાદી ક્યાં તારા બાપની છે ?"

" મારા બાપની નથી; પણ વિશ્વાસઘાતની છે. કાળી રાત્રે કત્લ ચલાવી આ ગાદી મેળવી છે. આ ગાદી નિર્દોષ જનોના લોહીથી રંગાએલી છે; અને તેનો ખરો માલીક તો કોઇક બીજો જ છે."

" તે કોણ મુઓ છે ?" રાજાએ બરાડ પાડી પૂછ્યું.

" રાજેન્દ્ર વિજયરાજ જીવતો છે."

" શું વિજય આ રાજ્યગાદીનો માલીક છે ?

" મેં એક વખત જણાથી દીધું કે હા."

" તારે હવે કંઇ કહેવું છે ?" રાજાએ ગુસ્સે થઇને પૂછ્યું.

" હા, કહેવાનું માત્ર એટલુંજ કે તમે આ ગાદી પરથી નીચે ઉતરી જાવ."

" અને ?" રાજાએ ગુસ્સાથી કંપતાં પૂછ્યું.

" વિજયરાજની ક્ષમા માગો."

"ચૂપ કર ગુલામ." રાજાએ આસન પરથી છલંગ મારી નીચે ઉતરતાં કહ્યું.

નવલ મોટેથી હશી પડયો અને બોલ્યો; "જે ધર્મહીન છે તેજ અપશબ્દો બોલી જાણે છે."

"અલ્યા દૂત! તારે જે કહેવાનું હોય તે જલ્દીથી પૂરૂં કરી અહિંથી જતો રહે." દિવાને કહ્યું.

"હું જવાને આવ્યો નથી."

"ત્યારે?"

"તમને ગંભીર ચેતવણી આપવાને આવ્યો છું."

"શાની ચેતવણી?"

"તમારા ભયંકર પાપકર્મની."

"અમે પાપકર્મ કરતાજ નથી."

"આંધળો પોતાને કાણો–આંધળો જાહેર કરતાં શરમાય છે. તમે મહા ભયાનક પાપ કર્મ કરી રજપૂત નામને સદાને માટે કાળુ કલંક લગાડયું છે. તમારા એશ આરામને માટે લાખ્ખો લોકોને પાયમાલ કર્યાં છે. તમે ન્યાયથી રાજ્ય ચલાવતા નથી. આજે તમારા રાજ્યમાં શું થઇ રહ્યું છે? લાખ્ખો નિરાધારો ટુકડાને માટે કલ્પાંત કરી રહ્યા છે. માતા પુત્ર વિહીન બની છે. પત્નીઓ વિધવા થઇ છે. હજારો નિર્દોષ જનો તમારી પત્થરની દિવાલોમાં પૂરાઇ તપશ્ચર્યા કરી રહ્યા છે. તમારા અમલદારો ભૂખ્યા વરૂની માફક નિર્દોષ પ્રજાનો શીકાર કરે છે. તમારા રાજ્યમાં ન્યાય અને શાન્તિ ક્યાં છે? શું આવોજ તમારો રાજ્ય અમલ કે? શું તમે રાજા કહેવાવાને લાયક છો? ઓ નામધારી રાજા! યાદ રાખજો કે આ અન્યાય ઇશ્વર સાંખી શકશે નહિ. અન્યાયના–જુલ્મના દિવસો હવે વહી ગયા છે. તેની સાથે

તમારા સુખી સૂર્યનો અસ્ત થવાની પણ તૈયારીઓ થઇ ચૂકી છે. પાપ કુંભ સંપૂર્ણ ભરાતાં તત્કાળ ફુટી જાય છે. રાજા ! પરીણામ વિપરીત જણાય છે. પ્રજાનો રાજ્ય અમલ સમિપ ભાસે છે, ચેતવું હોય તો ચેતજો. હજી પણ બાજી સુધારવાને સમય છે. પાછળથી પસ્તાશો. " નવલ લંબાણ વિવેચન કરી શાન્ત રહ્યો.

" દૂત ! અમારે તારૂં કશું સાંભળવું નથી. હું તને ના કહું છું છતાં તું શા માટે લવારો કર્યા કરે છે ? અમે તારા કરતાં વધુ સમજદાર છીએ. અમે જે કરીએ છીએ તે સારૂંજ કરીએ છીએ. અમારૂં જે થવાનું હોય તે ભલે થાય. અમે કોઇનાથી ડરતા નથી."

" જ્યારે જગરાય રૂઠે છે ત્યારે બુદ્ધિ બ્હેર મારી જાય છે. વિનાશકાળે વિપરીત બુદ્ધિ. " નવલે વધું જણાવ્યું.

" બસ હવે ચૂપ થા. હું તારાં લાંબાં ટાયલાં સાંભળી ઘણોજ કંટાળી ગયો છું. " રાજાએ કહ્યું.

" તું હવે જલ્દીથી ચાલ્યોજા. " દિવાને કહ્યું.

" મારે હજી એક સંદેશો કહેવાનો છે. "

" શું ? "

" લ્યો આ પત્ર અને વાંચો. "

" કોનો પત્ર છે ? " રાજાએ પૂછયું.

" રાજેન્દ્ર વિજયરાજનો. "

" દિવાન ! લ્યો; આ વાંચો. તેમાં શું લખ્યું છે ? "

દિવાને ! રાજાના હાથમાંથી પત્ર લઇ વાંચવા માંડયો. તેમાં આ પ્રમાણે લખેલું હતું.

" અમલગઢના નામધારી રાજા વ્હેમસિંહ !

ત્હેં રાત્રિએ વિશ્વાસઘાતનું કામ કરી વિજય મેળવ્યો છે,

પણ તેથી મનમાં ફુલાઇશ નહિ. ત્હેં રાત્રિના સમયે અસાવધ સૈનિકોની કત્લ કરી છે, નિર્દોષ પ્રજા જનોનાં લોહીથી અમલગઢની ભૂમિ રંગી છે. હજારો દેશ ભક્તોને કેદખાનામાં પૂર્યાં છે. આ સઘળાં ભયંકર પાપકર્મનો બદલો હવે તને ટુંક વખતમાંજ મળશે, અમે તારા મ્હોતનીજ તૈયારીયો કરી રહ્યા છીએ. તે કામ પૂર્ણ થતાંજ તને યમપૂરી તરફ મોકલી આપશું. પણ આ પહેલાં, રાજપુત ધર્મને અનુસરી તને જણાવું છું કે જો જીવવાની ઇચ્છા હોય તો આ પત્ર વાંચીને તરતજ મારી છાવણી તરફ આવજે, જો અહિં આવિશ તો તને અભયદાન મળશે, પણ જો તું નહિ આવે અને તારી હઠ પકડી રાખીશ તો સમજજે કે તારા દિવસ ભરાઇ ચૂક્યા છે. આ ચેતવણી તને છેલ્લીજ છે. બીજું કંઇ લખવાનું નથી. અમે ટુંક સમયમાંજ તારી મૂલાકાત લઇશું. એજ.

લી.

વિજયકુમાર.

દા. પંડિત જગન્નાથ.

દિવાને પત્ર વાંચી રાજાના સામે જોયું. રાજા સર્વાંગે ધ્રુજતો હતો. તેણે બૂમ પાડી કહ્યું, " દિવાન ! એ કાગળને ફાડી નાખ, તેમાંના લખાણે મારૂં લોહી ઉકાળ્યું છે. "

દિવાને કાગળના ચૂરે ચૂરા કરી નાખ્યા.

રાજાએ ગુસ્સાના અવાજથી નવલ પ્રત્યે કહ્યું; "અલ્યા દૂત ! તું જતો રહે. "

આપને કંઇ જવાબ આપવો છે ? " નવલે કહ્યું.

" શાનો જવાબ ? "

" આ પત્રનો ? "

" તારા વિજયને જણાવજે કે અમલગઢના શૂરા રાજા તારો સત્કાર કરવાને તૈયાર છે. રાજાની શૂરી સમશેર તારી રાહ જોઇ રહી છે. માટે જલ્દીથી જા. આટલો સંદેશો–જવાબ વિજયને જણાવજે. "

" બસ બીજું કાંઇ ? "

" જા, ચાલ્યો જા. " રાજાએ વિકળતાથી કહ્યું.

" રાજા ! હજીપણ એકવાર ફરીથી કહું છું કે સમજો. '

" અમે સમજી ચૂકયા છીએ. જા, જતો રહે. "

" ખરેખર ! નીચ માણસમાં તે બુદ્ધિ કયાંથી હોય ? "

" અલ્યા ! કોને નીચ શબ્દથી સંબોધે છે ? દિવાને પૂછયું.

" જે નીચ હોય તેને ? "

" પણ તું કહે છે કોને ? " દિવાને રાતાપીળા થઇને પૂછયું.

" તમને અને આ રાજાને. "

" શું અમે એવા છીએ ? "

" આખું જગત જાણે છે. "

" ઓહ ! આતો ભયંકર અપમાન ? " રાજા બરાડી ઉઠયો.

" અપમાનનું ફળ આ પળેજ ચાખશે તે શયતાન. " આમ બોલતો બંકા તત્કાળ આગળ આવી ઉભો.

નવલ તેને જોતાંજ હસ્યો અને બોલ્યો, " કોણ બહુરૂપી બંકા. "

" હા, હવે સમજ કે તારા મ્હોતના વાગ્યા ડંકા. "

" એતો ભગવાનને ખબર કે કોના મ્હોતના ડંકા વાગે છે."

" તું રંગી છે. હું તને બરાબર ઓળખી ગયો છું. "

" હુંતો રંગો છું પણ તારા જેવો ભયંકર બહુરંગી નથી. તેં દુષ્ટ કર્મ કરી તારી રંગવિદ્યાને લજવી છે. "

" મેં ગમે એ કર્યું છે તે જણાવવાની તારે જરૂર નથી."

" હું પણ સારી રીતે સમજુંછું કે પત્થરને કદાપિ અસર થાયજ નહિ. "

" હું તને આ પળેજ મારી નાખીશ. "

" તારામાં તાકાતજ ક્યાં છે ? "

" એમ ? જોવું છે ? "

" હા, બતાવ. " નવલે નિર્ભયતાથી કહ્યું.

બંકાએ તલ્વાર ખેંચી. તરત રામનાથ નજીક દોડી આવ્યો; અને બોલ્યો; "આ શું કરો છો ? અધર્મ શાને આદરો છો ? "

" કેમ વળી તારે શું છે ? " રાજાએ પૂછ્યું.

" આ અધર્મ થાય છે ? "

" શું ? "

" દૂતનો વધ કરવો એ અન્યાય છે. "

" આ ન્યાયનો દરબાર નથી. " રાજાએ જણાવી દીધું.

" બસ એમજ. ત્યારે તો મારે પણ નિરૂપાએ તમારી વિરૂદ્ધ તલ્વાર ખેંચવી પડશે. "

" શું અમારી વિરૂદ્ધ ? " બંકાએ બરાડી પૂછ્યું.

" હા, આ નિર્દોષ દૂતના બચાવને અર્થે. " રામનાથે તલ્વાર ખેંચી.

નવલ આશ્ચર્ય પામ્યો. તેણે રામનાથ પ્રત્યે કહ્યું, " વીરપુરૂષ ! આ કાગડાના ટોળામાં ફક્ત તું એકલોજ હંશ છે, તું શાન્ત રહે. તારી તલ્વાર મ્યાનકર, તારે જોખમ ખેડવાની જરૂર નથી, હું સઘળાને પહોંચી વળવા સમર્થ છું. "

રાજાએ બીજા સભાસદોને ઉશ્કેરી રામનાથ અને નવલને બાંધવાની આજ્ઞા કરી. સભામાં ગરબડ મચી રહી. સભાસદો હથીઆરો ઉપાડી બન્નેના તરફ દોડયા. નવલે ઝોળીમાંથી એક પતરાની ડબ્બી કાઢી અને તે ડબ્બીનું ઢાંકણ ખોલી તેમાંથી ઝીણો ભૂકો હાથમાં લઇ હવામાં ફેંકયો. અજબ. આ શું આશ્ચર્ય ? એકાએક અગ્નિનો ભડકો થયો. જવાળાઓ ચારે તરફ ફેલાઇ રહી. સભાસદો દૂર નાઠા. કોલાહલ મચી રહ્યો. રામનાથ નવલનું પરાક્રમ નિહાળી અજબ થયો. તરત બંકાએ પોતાની પેટી ખોલી અને તેમાંથી એક વાંસની ભુંગળી કાઢી અદ્ધર ઉછાળી. જોતજોતામાં ઉપરથી પાણી પડવા લાગ્યું. અગ્નિ બુઝાયો; પણ એ સાથેજ નવલની રંગવિદ્યાના પ્રતાપે અધ્ધરથી પત્થર–સાપ–વગેરે ઝેરી જાનવરો સભામાં પડવા લાગ્યાં. નાશભાગ થઇ રહી. ઘણા ખરા સભાસદો નાશી છૂટયા, કેટલાક સાપ વીંછી વળગવાથી બેશુદ્ધ બન્યા. રાજા બૂમે બૂમ પાડવા લાગ્યો.

મોતીલાલ ગભરાયો. તેણે એક બંધ પાકીટ ઉઘાડયું અને તેમાંના રસાયણીક પ્રયોગથી જાનવરોને દૂર કર્યા. તત્કાળ નવલે એક પેચવાળી શીશી ઉઘાડી અને ગુરૂનું નામ દઇ મોતીલાલ તરફ ધરી. એક મોટો તાર બહાર નીકળ્યો અને મોતીલાલ તરફ વધવા લાગ્યો. મોતીલાલ ગભરાયો. આ તારને અટકાવવા તેણે ઘણોએ પ્રયત્ન કર્યો; પણ તેનું કંઇ ચાલ્યું નહિ. તાર વીજળી વેગે આગળ વધ્યો અને જોતજોતામાં મોતીલાલના ગળે વીંટાયો.

મોતીલાલ કારમી ચીસ પાડી જમીન પર પટકાયો. નવલ અને રામનાથ તેની નજીક દોડી ગયા. રાજાના ગભરાટનો આ વખતે પાર ન્હોતો. તે સિંહાસન પર ઉભો થઇ રહ્યો હતો. મોતી-

લાલ વેદનાથી બુમો પાડતો હતો. નવલે તેની નજીક જઇ પૂછ્યું, " કાં બચ્ચા ! કેમ છો ? "

" નવલ ! હું તને ઓળખી ગયો છું. આ તારની વિદ્યા ફક્ત તારી પાસેજ છે. મને બચાવ. હું તારો ઉપકાર નહિ ભુલું. "

" નેક રસ્તે ચાલવાની પ્રતિજ્ઞા કરો. " નવલે કહ્યું.

બંકાએ સારી ચાલ ચલાવવાના સોગન ખાધા. નવલે વિદ્યા સંકેલી. ગળામાં સજ્જડ જડાતો તાર ઢીલો થયો અને ધીમે ધીમે તેના સ્થાને ગોઠવાયો.

મોતીલાલ તરત ઉભો થયો. એવામાં તેની નજર નીચે ગઇ. તેને તરતજ કંઇ યાદ આવ્યું. તે જગ્યાએ એક ખીલી બેસાડેલી હતી. તેની નજીકમાંજ નવલ અને રામનાથ ઉભા હતા. બંકાએ તત્કાળ પગના અંગુઠાથી ખીલી દબાવી. અજબ પ્રકાર–ભયંકર ઘટના–પાપીએ બેઇમાની કરી સોગન તોડયા. જમીનપર એક પાટીયું આવેલું હતું. તે એકાએક સરી ગયું. નવલ અને રામનાથ જમી-નમાં ઉતરી પડયા. દુષ્મને દગો દીધો. પાટીયું અસલ પ્રમાણે ગો-ઠવાયું. નવલ–રામનાથ જમીનના પેટામાં અદૃશ્ય થયા. બંકો આ-નંદથી મલકાયો અને રાજાને લઇ ત્યાંથી ચાલતો થયો.

# પ્રકરણ ૧૭ મું.

## બ્હેમસિંહની મનોવ્યથા.

દરબારમાં બનેલા બનાવથી રાજાને આજે ઘણું લાગી આવ્યું. વિજયકુમારના એક નાના દૂતનું પ્રબળ પરાક્રમ નિહાળી રાજા આશ્ચર્ય ચકિત થઇ ગયો. તેને સર્વત્ર ભયનો આભાસ થવા લાગ્યો. મન વ્યાકુળ બન્યું. રાજગાદી સલામત જણાઇ નહિ. દુષ્મનનો એક દૂત આવો પરાક્રમશાળી છે તો તેના બીજા યોદ્ધાઓ કેવા હશે? અહા! દૂતનો કેવો ભયંકર દેખાવ? કેવી અજબ વિદ્યા. રાજાના મનમાં અનેક વિચાર થવા લાગ્યા. તે હરકોઇ ઉપાયે વિજયકુમારનો નાશ કરી નિર્ભયતાથી રાજ્ય કરવાના વિચાર કરવા લાગ્યો. પણ જેમજેમ તેના વિચાર લંબાતા ગયા તેમ વિશેષ ભય ગભરાટનો વધારો થતો રહ્યો. દૂતને કેદ કરવાની ખબર વિજયકુમારને થતાંજ મારી ઉપર ચઢી આવશે. મારા યોદ્ધાઓ તેના યોદ્ધાઓ સામે ટકી શકશે નહિ. મારી હાર થશે અને હું પકડાયો તો? આ વિચાર થતાં રાજાના મનમાંથી ભયની કંપારી નીકળી ગઇ. તે આત્મગત બોલ્યો; " જો હું શત્રુના હાથે પકડાયો તો મારા ભોગ મળ્યા સમજવા. શત્રુ બરાબર વેર લેશે. અરે તે મને રીબાવી–રીબાવીને મારશે. અફસોસ! ભવિષ્યમાં શું થશે?

આમ વિચારતો રાજા શોક સાગરમાં ડુબ્યો. આજે તેને ખાવાનું પણ બરાબર ભાવ્યું ન્હોતું. દિવાનખાનામાં ઘણીવાર બેસી રહ્યો. રાજાના આવા વર્તનથી મહેલના સેવકોને પણ ઘણી નવાઇ

લાગી. રાજા ઉપરથી હિંમત રાખતો હતો પણ અંદરથી તેનું દિલ ડંખતું હતું. બીજાઓના કહેવાથી પોતે કેટલો ત્રાસ વર્તાવ્યો છે કેટલાને કેદમાં પૂર્યા છે વગેરે યાદ આવતાં રાજાનું હૃદય દુઃખી થતું હતું. રાણી સત્યમતીની પણ તેને સ્મૃત્તિ થઇ આવતી. રાણીની છાયા જાણે પોતાની આસપાસ ફરે છે એમ તેને ભાસ થતો. રાણી દીન વદને રાજાને કરગરતી હતી; જુલ્મ-ત્રાસ બંધ કરવાને વિનવતી હતી. રાજા વ્યાકુળતાથી વિચાર કરી રહ્યો હતો. દિવાનખાનામાં રાજાની આ સ્થિતિ બની રહી હતી. સાંજ પડવા આવી હતી. રાજાને ફરવા જવાનો સમય થયો. સેવક રથ જોડી લાવ્યો. દ્વારપાળને ખબર આપી. દ્વારપાળ દિવાનખાના પાસે આવ્યો અને રાજાની અવસ્થા અવલોકી અજબ થયો. રાજા શૂન્યની માફક બેસી રહ્યો હતો. દ્વારપાળ ઘણીવાર ઉભો રહ્યો. રાજાની નજર તેની પર પડી નહિ. છેવટે દ્વારપાળે રાજાની નજીક જઇ ધીમેથી કહ્યું; "મહારાજ ?"

રાજા વિચારમાં એટલો તો તલ્લીન હતો કે તેણે કંઇ સાંભળ્યું નહિ. દ્વારપાળે ફરીથી મોટા અવાજે કહ્યું. રાજા ચમક્યો અને સ્થિર નેત્રે દ્વાર રક્ષકની સામે જોઇ રહ્યો.

દ્વારપાળે બે હાથ જોડી કહ્યું, "બાપુ!"

"કેમ શું છે ?" રાજાએ પુછ્યું.

"ફરવા જવાનો વખત થયો છે."

"શું સાંજ પડી ?" રાજાએ ચમકીને પૃછ્યું.

"હા અન્નદાતા."

"ઠીક, આજે મારે ફરવા જવું નથી."

"રથ તૈયાર છે ને ?"

"રથને પાછો મોકલ."

દ્વારપાળ જવા લાગ્યો. તેને અટકાવી રાજાએ કહ્યું; " એક સિપાહીને અહિં મોકલ."

બહુ સારૂં કહી દ્વારપાળ ગયો; અને રાજાની આજ્ઞાનુસાર એક સિપાહીને રાજાની પાસે મોકલ્યો. સિપાહી રાજાની સામે હાથ જોડીને ઉભો રહ્યો.

રાજાએ તેના સામે જોઇ કહ્યું; " તું બંકાને મહેલે જા અને તેને હાલને હાલ અહિં બોલાવી લાવ."

" બ્હોત ખૂબ." કહી સિપાહી રસ્તે પડયો.

રાજા એકલો પડયો. એવામાં એક દાશી ત્યાં થઇને નીકળી. રાજાની નજર તેની પર પડી. રાજાએ તેને બૂમ મારી પાસે બોલાવી. દાશીએ આજ્ઞા પૂછી.

રાજાએ કહ્યું; " કબાટમાં રાણીની કેટલી છબીયો છે ?"

" ચાર."

" તે લઇ આવ."

દાશી ચાલતી થઈ અને છબીયો લઇ આવી હાજર થઇ. રાજાએ છબીયો લઇ તેને જવાની રજા આપી. રાજાએ એક પછી એક છબીયો જોવા માંડી. ચાર અવસ્થાની છબીયો હતી. એક કૌમારાવસ્થાની; બીજી પરણ્યા પછીની—ત્રીજી રાજાની સાથેની અને ચોથી થોડા વખત પરની. રાજા પોતાની સાથેની છબી તરફ ઘણીવાર જોઇ રહ્યો. પવિત્ર રાણીની છબી તરફ ઘણીવાર જોઇ રહેવાથી રાજાની મનોવસ્થા કંઇક બદલાઇ. તે આત્મગત્ બોલ્યો; " આ છબી કેવી સુંદર છે ? અમે બન્ને સાથે કેવાં શોભીએ છીએ ? રાણી મારા કલ્યાણમાંજ રાજી હતી. તેણે મને ઘણી શીખામણો દીધી; પણ મેં તેની દરકાર કરી નહિ. રાણી તું મને કેટલા પ્રેમથી ચ્હાતી

હતી ? મેં તારા પ્રેમને પીછાન્યો નહિ. એતો સત્યજ છે કે માણસ જ્યારે પાસે હોય છે ત્યારે તેની કિમ્મત થતી નથી; પણ માણસ જ્યારે દૂર થાય છે અગર મરી જાય છે ત્યારેજ તેના ગુણની કિંમત થાય છે. આ રાણીને હું કેટલો તીરસ્કારતો ? અરે કેવા અપશબ્દો સંભળાવતો; પણ આ શાણી સુંદરી અચળ રહી કેવા પ્રેમ ભર્યાં શબ્દોથી મને વિનવતી. અફસોસ ! મારા દુષ્કર્મના યોગેજ તેને મરણને શરણ થવું પડયું. રાણી ! મારી હૃદયેશ્વરી ! તું હવે મને બહુજ યાદ આવે છે. અરેરે ! મેં તને દુઃખ દેવામાં કંઇ પણ બાકી રાખ્યું નથી. તું મને પરણી સુખી થઇ નથી. તું રાણી નહિ પણ કોઇ દેવી હતી. અરેરે તારા ગુણોનું મને હવેજ સ્મરણ થાય છે. દેવી ક્ષમા કર. હું પસ્તાઉં છું. તારા વિયોગથી અરે તને ફરીથી નહિ મળાય એ જાણી મારા મનમાં અપાર વેદના થાય છે. સુંદરી ! હું તારા માટે શું કરૂં ? તારા ઋણમાંથી હું શી રીતે છૂટું ? શું તારૂં દેવળ બંધાવું કે તારા નામનો સ્મરણ સ્થંભ ઉભો કરાવું ? શું કરૂં ? કહે મારી પ્રાણાધાર કહે કે હું શું કરૂં ?"

આમ બોલતો રાજા રાણીની છબી સામે જોઇ રહ્યો. ઘણીવાર જોઇ રહ્યો. અને પુનઃ આત્મગત બોલ્યો, મારી આવી દુર્બુદ્ધિ કેમ ઉત્પન્ન થઇ ? પેલા દૂતના અને રામનાથના કહેવા પ્રમાણે શું મને અવળું સમજાવનારા માણસો મળ્યાં હશે ? બંકા અને બીજા શું દુષ્ટબુદ્ધિના હશે ?" રાજા વિચારમાં પડયો અને થોડીવારે બોલ્યો; "ના, બંકાને દુષ્ટબુદ્ધિ કેમ માની શકાય ? તેના પ્રયાસથી તો હું કેદમાંથી છૂટયો અને આ રાજ્ય મેળવવામાં ફાવ્યો. જો બંકા મને ન મળ્યો હોત તો આજે મારી કેવીએ અવદશા થઇ હોત." આમ બોલતો રાજા રાણીના વિચારો વિસારી

બીજા વિચારોએ ચઢયો. તેણે દાશીને બોલાવી છબીયો પાછી આપી દીધી. દાશીના ગયા બાદ પુનઃ રાજાની વિચારમાળા શરૂ થઇ. "હવે કરવું શું ? દુષ્મનો ચારે તરફ છાવણી નાખીને પડયા છે. લુંટફાટ ચાલી રહી છે. કોઇની મીલ્કત અગર જીવ સલામત નથી. રાજનો ખજાનો પણ લુંટાયો. દુષ્મનો ભયંકર છે. તેમનો શી રીતે નાશ કરવો ? દુષ્મનોના વિનાશ વિના શાન્તિ નથી. દુષ્મનો દરેક જાતની તપાસ રાખે છે. કોણ જાણે કે કયાંથી તેમને સઘળી બાબતોની ખબર પડે છે. દુષ્મનો ચાલાક ,અને બહાદુર છે એમાં તો શક નહિ. ત્યારે હવે શું રસ્તો લેવો કે જેથી નિષ્કંટક રાજ્ય કરી શકાય ?"

રાજા ઉંડા વિચારમાં પડયો. એવામાંજ બંકાને બોલાવવા ગએલો પેલો સિપાહી ત્યાં આવ્યો અને બોલ્યો,

"બાપુ ?"

"કેમ ?"

"બંકાસાહેબ હાજર થયા છે."

"ક્યાં છે ?"

"બહાર."

"તેમને અહિં મોકલ."

સિપાહી ચાલતો થયો. બંકા હાજર થયો. રાજાને નમન કરી ત્યાં પાસેજ એક સોફાપર બેઠો. રાજાએ સેવકોને બોલાવી મદીરા મંગાવી. બંકાએ અને રાજાએ સુસ્તી વિદારક સૂરા સુંદરીનું સેવન કર્યું. રાજા હિમતવાન—બહાદુર બન્યો.

બંકાએ પૂછયું, "મહારાજ ! આ સેવકને એકાએક બોલાવવાની શી જરૂર પડી ?"

"હું આજે ખૂબ વિચારે ચઢયો છું ?"

"શાના વિચાર ?"

"દુષ્મનોના."

"શામાટે એવા વિચાર કરી વ્યાકુળ બનો છો ?"

"બંકા ! મારા વફાદાર સેવક ! શું તું નથી જાણતો કે દુષ્મન બળવાન છે ?"

"હું જાણું છું પણ તેથી શું ?"

"દુષ્મનોના નાશ સિવાય આપણે સુખેથી રાજ્ય ભોગવી શકીશું નહિ."

"તે હું સારી રીતે સમજું છું."

"ત્યારે હવે તેનો શું ઉપાય ?"

"ઉપાય ટુંકમાંજ થશે."

"શું ?"

"મારો વિચાર પેલા પ્રતાપ અને આપણા રંગીયો કે જેઓ દુષ્મનને આશ્રયે રહેલા છે તેમનો પ્રથમજ નાશ કરવાનો છે. બળવાનમાં બળવાન એ લોકોજ છે. સઘળાને દોરવનાર પણ એઓજ છે. જો તેઓનો નાશ થયો તો પછી વિજયકુમારનો વિનાશ તો તરતમાંજ છે."

"પણ તેઓનો નાશ શી રીતે કરશો ?"

"તે બાબતનીજ ગોઠવણ હું કરી રહ્યો છું."

"કંઇ નિશ્ચયપર આવ્યા ?"

"ના."

"ત્યારે ?"

"થોડા દિવસમાં સઘળું ઠીક થઇ જશે."

"પેલા દૂતનું બળ જોયુંને ?" રાજાએ પૂછ્યું..

"મહારાજ ! તે દૂત ન્હોતો."

"ત્યારે ?"

"એક ભયંકર રંગી હતો."

"શું રંગી ?" રાજાએ આશ્ચર્યતા દર્શાવતાં પૂછ્યું.

"હા."

"તેનું નામ ?"

"નવલસિંહ."

"પેલોજ નવલને કે જે પ્રથમ એક વખત આપણા દરબારમાં આવી ચમત્કાર બતાવી ગયો હતો ?"

"હા તેજ."

"ચાલો ઠીક થયું કે તે કેદ પકડાયો."

"કેદમાં પણ તેની પર સખ્ત દેખરેખ રાખવાની જરૂર છે. કારણ કે આપણા રંગીયો આપણાં ગુપ્ત સ્થળોથી માહીતગાર છે. વળી પેલો રામનાથ પણ કારસ્થાની છે."

"તે બંદોબસ્ત બરાબર કરજો."

"મને કંઇ કહેવું પડે એમ નથી. મેં રંગ વિદ્યાથી એવી ગોઠવણ કરી છે કે જે તેમને ત્યાં છોડાવા જાય તે પોતે જ કેદ પકડાઈ જાય."

"શાહબાશ." રાજાએ ઉદ્‌ગાર કાઢ્યા.

"હવે પેલા કેદીયોનું શું કરવું છે ?" બંકાએ પૂછ્યું.

"દુષ્મનોના વિનાશ સુધી ભલે તેઓ કેદમાંજ સડે."

"મારી નાખવા નથી ?"

"ના, મારૂં મન ના કહે છે."

"આપુની મરજી. હું હવે જાઉં ?"

"હા, પણ સવારમાં વ્હેલા મળજો." રાજાએ જણાવ્યું.

બંકો નમીને ચાલતો થયો. રાત્રિ પડી. મહેલમાં દીપકો પ્રકટાવવામાં આવ્યા. રાજાએ વાળું કર્યું. બાદ રાત્રિ વિતતાં શયન સ્થાનમાં જઇ શયન કર્યું.

## પ્રકરણ ૧૮ મું.

### રાજા અને યોગિની.

રાત્રિ વિતવા લાગી. જળ જંપી ગયું. સર્વત્ર નિઃસ્તબ્ધતા વ્યાપી રહી. અંધકારમયી રાત્રિ હતી. કંઇ જણાતું ન્હોતું. વ્હેમસિંહ તેના શયનાલયમાં નિદ્રાધિન થયો હતો. રાજમહેલમાં શાન્તિ છવાઇ રહી હતી. રાજા નિદ્રામાં પડયો હતો. પણ તેના હૃદયમાં શાન્તિ ન્હોતી. ઉંઘમાં તે ભયંકર દેખાવ જોઇ રહ્યો હતો. આથી તેના મનમાં અપાર વેદના થઇ રહી હતી. દુષ્કર્મોના કારણે તેને નિદ્રામાં ભયાનક ભૂત અને રાક્ષશો જણાતા હતા. તે સઘળા જાણે તેને અગ્નિ કુંડ તરફ ખેંચી જતા હોય અને તે મોટી બૂમો પાડતો હોય એવું તેને થવા લાગ્યું. રાજા એકાએક જાગી ઉઠયો અને આંખ્યો ચોળતો ચારે બાજુ જોવા લાગ્યો. દીવો મંદ મંદ સળગી રહ્યો હતો. નજીકમાં જમીન પર સૂતેલો ખવાસ રાજાની ચીસથી જાગી ઉઠયો અને બેબાકળો બની હાથ જોડી પૂછવા લાગ્યો; "બાપુ ! શું થાય છે ?"

" મને કાંઇએ થતું નથી. " રાજાએ જવાબ આપ્યો.

" ત્યારે બૂમ કેમ પાડી ? "

" કોણે ? "

" આપે ? "

" શું મેં બૂમ પાડી ? " રાજાએ સંભ્રમમાં પડી પૂછ્યું.

" હા બાપા. "

" કદાચ મનની ભ્રમણાએ એમ થયું હશે ? "

" ત્યારે આપ હવે પોઢી જાઓ. "

" ના; હવે મને ઉંઘ આવનાર નથી. "

" શું ત્યારે આપ બેસી રહેશો ? "

" હું ખુલ્લા ધાબામાં ફરીશ અને ઉંઘમાં આવીશ ત્યારે સૂઇ રહીશ. "

" હું સાથે આવું ? "

" ના, તારી જરૂર નથી; જરૂર પડશે તો બોલાવીશ. "

રાજા શયન ભૂવનની બહાર નીકળ્યો અને ખુલ્લા ધાબામાં જઇ ઉભો. ચારે તરફ અંધકાર વ્યાપેલો હતો. સઘળું શ્યામ જણાતું હતું. દૂર આગીયાની પાંખોના ચળકાટ થતા હતા. રાત્રિની ભયંકરતા રાજા ઘણી વાર અવલોકી રહ્યો.

આ અરસામાં એક કૌતક થયું. રાજાની નજરે રાજમહેલની નીચેના ભાગમાં એક કાળી આકૃત્તિ આમતેમ ફરતી નજરે પડી. અંધકારના કારણે તે આકૃત્તિ સ્પષ્ટ જણાઇ નહિ. થોડીવારે એક તાપણું સળગ્યું. રાજાની નજર એ તરફ ખેંચાઇ. બે ભગવાં ધારી માણસો તાપણા આગળ બેઠેલાં જણાયાં. રાજા વિસ્મય પામ્યો; અને એ તરફ જોઇ રહ્યો.

તાપણા આગળ બેઠેલા બે માણસોમાં એક યોગિની હતી

અને બીજો સાધુ હતો. તે સાધુએ કહ્યું; " દેવી ! પેલું ગીત સંભળાવો ને ? "

" કયું ! "

" પેલા વિદ્વાન સાધુએ ગાયું હતું તે ? "

" પેલા જુલ્મનું ? "

" હા. "

" આ સ્થળે એ સંગિત ગાવું ઉચિત નથી. "

" કેમ ? "

" આપણે રાજમહેલની નજીકમાં છીએ. "

" તેમાં શું થયું ? "

" કદાચ કોઇના સાંભળવામાં આવે. "

" તેથી શું ફીકર ? "

" આપણે આફતમાં ૫સાઇએ. "

" આપણને–સાધુઓને વળી આપ્ત શી ? "

" એ તો ખરૂં; પણ આપ્તમાં ફસાતાં હાલ કરીએ છીએ તે કામ કરતાં અટકીએ. "

" આપણાં માણસો કયાં શાન્ત બેસી રહ્યાં છે ? "

" એમ ! લે સાંભળ ત્યારે સંભળાવું. "

યોગીનીએ તેના મધુર કંઠથી ગાન ઉપાડયું. રાજાના આશ્ચર્યમાં વૃદ્ધિ થઇ. તેનું અંતઃકરણ ધડકવા લાગ્યું. રાજા આ બન્ને ભગવાં ધારીને ભેદી સમજી ગાન ધ્યાન પૂર્વક સાંભળી રહ્યો. ગાન આ પ્રમાણે હતું.

એ માત્રુ ભક્ત વીરો, જોહર જરા દિખા દો,
હો વીર કૈસે વાંકે, સંસારકો બતા દો.

અન્યાય કા જો બાદલ, પૃથિવીપે છા રહા હૈ,
ચમકા સ્વતેજ સુરજ, બીરો ઇસે હટા દો.
કરતા હૈ જુલ્મ જો હમપે, બનતે હૈ દોસ્ત ઉનકે,
શાસન યહાંકા કરના, અસંભવસા કર દિખા દો,
જીન જુલ્મીયોંને માતા, બહિનો પેં જુલ્મ કીયા,
ઉનકાભી માન દીપક, વીરો ઉઠો બુઝા દો.
ઝટ સિંહસે તડપકર, જાઓ તુમ શત્રુ દલમેં,
નીજ બાહુ બલસે ઇનકે, હૃદયોંકો અબ કપા દો.
ગર પ્યાર હૈ વતન પર, તો જલ્દ જાન દે દો.
હરગીજ કદમ ન હાલો, કુછ કર તો દીખા દો.
ભૂલો ન આત્મ ગૌરવ, હોગી બીજય તુમ્હારી,
બન સચ્ચે કર્મ યોગી, સબ દુઃખતો મીટા દો.

યોગિની માનની કડીયોને ઉલટાવી ઉલટાવીને ગાવા લાગી. ગાન ચારે તરફ ફેલાઇ રહ્યું. રાજા આ ગાન સાંભળી ચમક્યો અને આદિથી તે અંત પર્યંત સાંભળી રહ્યો. ગાયન પોતાને લાગું પડતું જણાયું. રાજાને ગુસ્સો ચઢયો. તેણે તત્કાળ બુમ મારી એક સિપાહીને બોલાવી કહ્યું; " જાવ; તપાસ કરો, પેલા તાપણા આગળ બેઠેલાં માણસો કોણ છે ? "

સિપાહી નમીને ચાલતો થયો અને તાપણા પાસે આવ્યો. રાજા ઉપરથી સર્વ રંગત જોઇ રહ્યો. પેલા સિપાહીએ તાપણા નજીક આવી જોયું તો તેને એક યોગીની અને એક સાધુ ત્યાં બેઠેલાં જણાયાં. યોગીનીના તેજથી સિપાહી અંજાયો અને બે હાથ જોડી નમ્ર અવાજે બોલ્યો; " આપ કોણ છો ? "

યોગિનીએ તેના સામે જોઇ મૃદુતાથી હસીને કહ્યું; "ભાઇ! અમે સાધુ છીએ."

"અહિં કેમ બેઠાં છો?"

"કેમ! આ સ્થળે બેસવાનો પ્રતિબંધ છે?"

"ના, એવું તો કંઇ નથી પણ આ જગા રાજમહેલની છે."

"અમારી ભૂલ થઇ. અમે આ ક્ષણેજ ચાલ્યાં જઇએ છીએ."

"થોડીકવાર સબુર કરો. અમારા મહારાજાએ તમને જોયાં છે અને તમારૂં ગાન પણ સાંભળ્યું છે."

"એમ કે?" યોગિનીએ સાથેના સાધુ સામે જોઇ કહ્યું.

"હા, અને તેઓશ્રીએજ મને તમારી પાસે મોકલ્યો છે."

"અમને કેદ કરવા?"

"ના, પણ તમે કોણ છો એ જાણવા."

"ભાઇ! અમે તો સંસારથી ત્રાસેલાં સાધુઓ છીએ."

"ઠીક; હું મારા મહારાજાને જણાવું છું."

"અમે જઇએ?"

"ના, હું પાછો આવું ત્યાં સૂધી કૃપા કરીને ઉભાં રહો."

"બહુ સારૂં જાવ; જલ્દીથી પાછા આવો."

સિપાહી ચાલ્યો ગયો. યોગિનીએ સાથેના સાધુના કાનમાં કંઇક સૂચના કરી કે જેથી પેલા સાધુએ ઝોળીમાંથી એક પતરાની ડબ્બી કાઢી યોગિનીના હાથમાં આપી.

પેલા સિપાહીએ રાજાને સાધુઓ વિશે જણાવ્યું. તરતજ તે બે સાધુઓને પોતાની પાસે લઇ આવવાની રાજાએ આજ્ઞા આપી. સિપાહી પાછો આવ્યો અને દેવીને રાજાની આજ્ઞા સંભળાવી. તરત યોગિનીએ સાથેના સાધુ સાથે સિપાહીની સાથે ચાલવા માંડયું.

સિપાહી આ બન્નેને રાજમહેલમાં લઇ આવ્યો. રાજા હજી ધાબા-માંજ ઉભો હતો. સિપાહી યોગિની અને સાધુને ત્યાં લઇ આવ્યો.

યોગિની અને સાધુ નિર્ભયતાથી રાજાની સામે જોઇ રહ્યાં. સિપાહી દીપક લઇ આવ્યો. રાજા બન્નેના ચ્હેરા જોતાંજ આશ્ચર્ય પામ્યો; અને નક્કી આ કોઈ રાજ્ય ખટપટી છે એ એમ તેના મનમાં ઠસ્યું. રાજાએ મુખ ગંભીર રાખી પૂછ્યું, "તમે કોણ છો ?"

"તમે શું જુઓ છો?" યોગિનીએ યથાર્થ જવાબ આપ્યો.

આ જવાબથી રાજા કંઇક ગુસ્સે થયો. તેણે કહ્યું; "સીધો જવાબ આપો?

"અમે ક્યાં અવળો જવાબ આપીએ છીએ?"

"તમે સાધુ છો?"

"હા."

"ક્યાં રહો છો?"

"અત્યારે અહિં અને આવતી કાલે બીજે."

"એક ઠેકાણે નથી રહેતાં?"

"ના."

"તેનું કારણ?"

"એક ઠેકાણે રહેવાની અમારા શાસ્ત્રમાં મનાઇ છે."

"એટલે તમારે ફરતાં-ફરવું એમજ ને?"

"હા."

"શું આ ગામમાં કોઇ ધર્મશાળા અગર કોઇ દેવમંદિર ન્હોતું?"

"તેની અમે તપાસ કરી નથી."

"તમે માર્ગ વચ્ચે મુકામ કેમ નાખ્યો?"

"અમારી ઇચ્છા એમ થઈ તેથી."

"તમારી ઇચ્છા કાલે કંઇ બીજી થશે?"

"પણ ઇચ્છામાં ઇષ્ટ–અનિષ્ટ જોવાય છે."

"એટલે?"

"અમારી ઇચ્છા કોઇને નુકશાન કરવાની નથી."

"તેજ કારણથી તમે મેદાનમાં બેઠાં હશો નહિ વારૂ?"

યોગીનીએ જવાબ આપ્યો નહિ. પુનઃ રાજાએ પૂછયું; "જયારે આખી દુનિયાં ઉંઘે અને તમે જાગૃત રહી રાજમહેલ આગળ બેસો એમાં કોઇનું અનિષ્ટતો નહિજ ને?"

"અનિષ્ટ શાનું?"

"ધારો કે તમારો વિચાર જુદોજ હોય?"

"એટલે?"

"ચોરી કરવાનો—ખૂન કરવાનો?"

"તો તમારા સિપાહીયો શું કામના છે?"

"મને તમારામાં વ્હેમ પડે છે?"

"શો વ્હેમ પડે છે?"

"તમે ખરેખરાં સાધુ નથી."

"ત્યારે શું અસાધુ છીએ?" યોગિનીએ સામો પ્રશ્ન પૂછ્યો.

"હા."

"આમ માનવાનું કારણ?"

"પ્રત્યક્ષ છે."

"શું?"

"થોડીવાર પર ગાયન કોણે ગાયું હતું?" રાજાએ પૂછયું.

"મેં."

"એ ગાન મેં પૂરેપૂરૂ સાંભળ્યું છે."

" એમ? ત્યારે તો મને ઘણોજ આનંદ થયો."

" પણ મને આનંદને બદલે ગુસ્સો ચઢયો છે."

" સબબ."

" ગાયનમાં રાજ્યદ્રોહ છે."

" કોણ કહે છે?"

" હું?"

" રાજા! શા માટે નકામો દોષ માથે ખેંચી લ્યો છો? શું તમે જુલ્મગાર? પ્રજા પીડક છો?"

" ના; હા-ના." રાજાએ ભાગ્યો તૂટયો જવાબ આપ્યો.

યોગિની રાજાના મનનો ભાવ કળી ગઇ. તેણે કહ્યું, " એ સંગિતમાં વીર યોદ્ધાઓને ઉપદેશ છે. જ્યાં જુલ્મી રાજાઓ હોય ત્યાં જુલ્મનો પ્રતિકાર કરવાનું કથન છે. આપ જુલ્મી નથી તેમ પ્રજા પિડક નથી, તો શા માટે આ ગાનથી ગુસ્સે થાવ છો?"

" પણ તમારે આવું ગાન ગાવાની જરૂર નથી."

" આવું અને બીજા આવાં ગાન ગાવાં એ પ્રત્યેક પ્રજાજનની ફરજ છે. જ્યારે રાજાનો અન્યાય ભયંકર જુલ્મ તરફ વળે અને પ્રજા પીડાય ત્યારે દેશભક્તોએ એવા રાજાના જુલ્મને જડમૂળથી ઉખેડી નાખવાના પ્રયત્ન કરવા એ તેમની પરમ ફરજ છે."

" પણ અહિં ક્યાં એવું છે?"

યોગિની ખડખડાટ હશી પડી બોલી; " રાજા! અસત્ય કદી છૂપું રહેતુંજ નથી. તમારા મુખપર આ વખતે ફરી વળેલી કાળાશ તમારો અન્યાય પ્રત્યક્ષ કરે છે."

" શું અન્યાય?" રાજાએ રોશથી પૂછ્યું.

" તમારા રાજ્યમાં ચારે તરફ નજર ફેરવો. કેટલી માતાઓ

પુત્ર વિહીન અને કેટલી પત્નીઓ પતી વિહીન બની છે? તમારાં પત્થરનાં કેદખાનાઓની દિવાલો પાછળ કેટલા દેશ ભક્તોના ઉષ્ણુ નિઃશ્વાસધ્વની સંભળાઇ રહ્યા છે? રાજ્યમાં શું ચાલી રહ્યું છે? કોઇ સત્ય કહેનારને સુખ છે? રાજા! તમારો રાજ્ય અમલ મારાથી અજાણ્યો નથી. માટે હજી ચેતો. મારી ફરજ છે કે તમને સત્યનું સુચન કરવું. હજી બાજી તમારે હાથ છે; સમય ચૂકશો તો છેવટે પસ્તાશો."

"કોણ પસ્તાશે?"

"તમે."

"શાથી?"

"પ્રજા પ્રત્યેના જુલ્મથી–અન્યાયથી. દુષ્કર્મનો બદલો આ ભવમાંજ મળે છે."

"બસ હવે મારી ખાત્રી થઇ ચૂકી કે તમે રાજ્યદ્રોહીયોજ છો."

"તમારી એવી માન્યતા હોય તો ભલે એમજ માનો."

રાજાએ સિપાહીને કહ્યું; "આમને કેદ કરો."

સિપાહી ચૂપચાપ ઉભો રહ્યો. યોગિનીએ વિકટ હાસ્ય કરી કહ્યું; "રાજા! અમને કેદ કરવા કોઇ પણ શક્તીવાન નથી."

"એતો હમણાં જણાશે." પુનઃ રાજાએ સિપાહીને કહ્યું; "પકડ આ લોકોને."

સિપાહી ધ્રુજતે પગે યોગિની તરફ ગયો. યોગિનીએ હાથમાંની ડબ્બી તેના સામે ધરી. તરત તે સિપાહી ગુલાંટ ખાઇ રાજાના પગ આગળ જમીનપર પડયો અને જોતજોતામાં બેશુદ્ધ બન્યો.

રાજા ગભરાયો અને બોલી ઉઠયો; "તમે લોકો જુલ્મગાર છો."

"જે દુષ્ટ છે તે અન્યને પણ તેના જેવાંજ સમજે છે."

"શું હું એવો છું?"

"હા."

"મારૂં અપમાન કરો છો?"

"એમાંજ અમે આનંદ માનીએ છીએ. અમે તને રાજા માનતાંજ નથી."

"ત્યારે?" રાજાએ વિકળતાથી પૂછ્યું.

"એક ભયંકર પ્રજા ભક્ષક પિશાચ."

"ઓહ! આ અપમાનનું ફળ આ ક્ષણેજ ચખાડું છું."

"તારામાં તાકાતજ કયાં છે?"

"તે તમે આ પળેજ જોશો." રાજા નીચે જવા દોડયો; પણ તરતજ યોગિની સાથે ઉભા રહેલા સાધુએ વાઘની માફક છલંગ મારી રાજાને બાથમાં પકડી ઉંચક્યો અને કહ્યું; "જો બૂમ પાડી તો સમજજે કે આ ધાબા પરથી નીચે ફેંકી દઇશ."

રાજા ચૂપ રહ્યો અને ધીમેથી બોલ્યો; "શું તમે મને મારી નાખશો?"

"ના, પણ મરણને ભેટવા તારે હવે ટુંકમાંજ તૈયાર થવું પડશે."

આટલું કહી યોગિનીએ રાજાને કંઇક દવા સુંઘાડી બેશુદ્ધ બનાવી દીધો અને તેના શયનાલયમાં લાવી પલંગમાં સૂવાર્યો. બાદ યોગિની અને સાધુ ત્યાંથી નીકળી રસ્તે પડયાં. આ બન્ને કોણ હશે?

# પ્રકરણ ૧૯ મું.

## મિત્રોની વાતચિત.

આજે પ્રભાતના સુરમ્ય સમયે રાજકુમાર વિજયસિંહ અને વીર પ્રતાપસિંહ છાવણીથી થોડેક દૂર આવેલી સરિતા કિનારે ફરતા હતા. પ્રભાતનો ખુશનુમા સમય આનંદ અર્પી રહ્યો હતો. સૂર્ય ભગવાનનાં સોનેરી બાળ કિરણો સૃષ્ટિને શોભાવી રહ્યાં હતાં. પ્રતાપ અને કુમાર મૌનતાથી આસપાસનું નિરીક્ષણ કરતા હતા. પ્રતાપ મનમાં કુદરતની લીલાનાં વખાણ કરતો હતો.

ઘણી વાર મૌન રહી અંતે કુમારે કહ્યું, " પ્રતાપસિંહ ! જોને, સઘળે કેવી સુરમ્યતા જણાય છે ? "

" અહા ! આ સ્થળે કેવી શાન્તિ છે ?" પ્રતાપે કુમાર સામે જોઇ કહ્યું.

" ઘણીજ મઝાની. પ્રભુની લીલા અવનવી છે. "

" આવા શાન્ત સ્થળેજ પ્રભુનું ધ્યાન ધરી શકાય છે. "

" પણ આ બધી લીલા વિસ્તારનાર કોણ ? "

" પ્રભુ. " પ્રતાપે કહ્યું.

" નહિ. "

" ત્યારે ? "

" આ બધું ઉત્પન્ન કરનાર આપણેજ છીએ. "

" શું આપણે પ્રભુ છીએ ?' પ્રતાપે જરાક ઉંચ્ચ સ્વરે પૂછ્યું.

" હા. " કુમારે સહાસ્ય વદને કહ્યું.

" શું કહો છો ? તમે અભિમાની તો બન્યા નથી ને ? "

" પ્રતાપ ! મારા જીગરમાં અભીમાનનો એક અંશ માત્ર નથી, પણ હું તું અને સર્વ સૃષ્ટિ પ્રભુ રૂપજ છીએ. આપણે આપણા પ્રભુની ઇચ્છાથીજ સર્વ કાર્ય કરીએ છીએ. જે પ્રભુ આપણામાં છે એ પ્રભુ સમસ્ત સૃષ્ટિમાં છે. "

" ત્યારે પ્રભુને દુઃખ કેમ પડે છે ? "

" પ્રભુને ક્યાં દુઃખ પડે છે ? દુઃખતો આ શરીરને મનને થાય છે. "

" મને કંઇ સમજ પડતી નથી. "

" આપણા મન અને આત્મા વચ્ચે એક કાળો પડદો પડેલો છે. જેમ નાટકમાં આગળનો પડદો ઉપડયા વિના અંદરના દૃશ્યની ખબર પડતી નથી; તેમ મનુષ્યના અંતરનો કાળો પડદો અલગ થયા સિવાય શ્રી પ્રભુજીનાં દર્શન થતાં નથી. આને માટે ઘણા પ્રયત્ન કરવા જોઇએ. કામ ક્રોધ મોહ લોભ–મમતા આદી દુર્ગુણોને ત્યાગ-વાથી કાળો પડદો અલગ થાય છે અને સાક્ષાત પ્રભુનાં દર્શન થાય છે અને મનુષ્ય મનાતો માણસ સ્વયં નારાયણ બની જાય છે. આ પછી મન–બુદ્ધિ વગેરે પ્રભુના શરણમાં મળી જાય છે. પછી મનુષ્ય ધારે એ કરવાને શક્તિવાન થાય છે. ભગવાન રામ–કૃષ્ણ અને મહાન મુનીયો પ્રભુ રૂપ થયા પછીજ જગતમાં દરેક કાર્ય કરી શક્યા હતા. "

" કુમાર ! આવું સાંભળી હું અજબ થાઉં છું. "

" એ અજબ વિદ્યા છે અને તે બ્રહ્મ વિદ્યાના નામથી ઓળ-ખાય છે. આ વિદ્યા જ્યારે આપણા દેશમાં પૂર્ણરૂપે હતી ત્યારે કોઇ દુઃખી ન્હોતું. આ વિદ્યાના કારણેજ આપણો દેશ સ્વર્ગ ગણાતો,

પણ કાળક્રમે એ વિદ્યા ભૂલવાથી આપણા દેશમાં દુઃખ ક્લેશ વગેરે ભયંકરતા વ્યાપી રહી છે."

"ત્યારે દુઃખ અને ક્લેશ એતો નામનાજ ને ?"

"હાસ્તો. શરીર પરનો મોહજ એમ મનાવે છે. શરીરનો મોહ છૂટતાં દુઃખ ક્લેશ કંઇ રહેતું નથી. આપણું મન છે તે આપણો મિત્ર અને શત્રુ બન્ને છે. જો તેને સુમાર્ગે વાળીએ તો પ્રભુ રૂપ બનાવે છે અને કુમાર્ગે વાળીએ તો નર્ક સ્થાન પ્રતિ ઘસડી જાય છે."

"આ જ્ઞાન તમને યથાર્થ થયું છે ?" પ્રતાપે પૂછ્યું.

"ના, અને તેથીજ આ જંજાળમાં પડયો રહ્યો છું."

"આ રહસ્ય તમને કોણે સમજાવ્યું ?"

"સુલોચના બ્હેને અને પંડિતે."

"હું ધારૂં છું કે આ વિદ્યા આપણે સંપૂર્ણ જાણીએ તો પછી તરત જગતનો ત્યાગ કરી જઇએ."

"એમજ, પણ પંડિતજી કહે છે કે આ વિદ્યા ગૃહણ કર્યા પછી રામજી—જનકરાજા ઇત્યાદી જગતમાં રહીનેજ કાર્ય કરતા હતા; પણ એ કર્મમાં તદ્રુપ બનતા નહિ, તેમના દરેક કામ વખતે અન્ય જનને એમજ જણાય કે રાજા કામમાં તદ્રુપ છે, પણ રાજાતો તેના સ્વ સ્વરૂપમાંજ તદ્રુપ છે."

"આ વિદ્યા સંપાદન કરનાર ભાગ્યવાનજ છે. કુમાર ! આપણે આ વિદ્યાના અધિકારી ક્યારે થઇ શું ?"

"આપણે અધિકારીતો થઇ ચૂકયા છીએ. જો અધિકારી ન હોત તો આ વાતમાં આપણને રસજ પડત નહિ."

"આ બધી રાજ્ય ખટપટથી નિવૃત્ત થઇ આપણે પંડિતના શીષ્ય બનશું."

"જરૂર."

" પણ ધારો કે આપણે પરણી ચૂક્યા તો ? "

" કોને. "

" આપણે ધારીએ છે તેમને ? "

" તો આપણે બધાં શીષ્ય બનીશું અને જ્ઞાનામૃત પીશું. જેટલો આપણને અધિકાર છે તેટલોજ સ્ત્રીઓને પણ છે. પુરૂષની ફરજ છે કે તેણે સ્વસ્વરૂપ ઓળખી પોતાની પરણેતરને પણ સ્વસ્વરૂપનું જ્ઞાન સમજાવી તેના સ્વસ્વરૂપમાં લીન કરવી. આમ થવાથી સ્વગ સુખ આ જગતમાંજ જણાશે. "

" આપણા સુભાગ્યેજ પંડિતજી જેવું રત્ન આપણે હાથ લાગ્યું છે. "

" એમજ. જ્યારે સારૂં થવાનું હોય છે ત્યારે દરેક વસ્તુઓ સાનુકુળ થાય છે. "

" કુમાર ! એક વાત પૂછવાની ઇચ્છા થાય છે ? "

" શું ? "

" તમે ગુસ્સે થાવ એવી વાત છે. "

" પ્રતાપ ! જ્યારથી પંડિતજીનો સમાગમ થયો છે ત્યારથી તમોગુણ શાન્ત થઇ કંઇક સાત્વીક ગુણ વૃદ્ધિ પામ્યો છે. વળી તું મારો મિત્ર છે. ગમે એવી વાત કરવાનો તને સંપૂર્ણ અધિકાર છે, તારે જે પૂછવું હોય તે વિના સંકોચે પૂછ. હું યથાર્થ ઉત્તર આપીશ."

" મારી વાત મહત્વની નથી. "

" ભલેને ગમે તેવી હોય. "

" હું એમ પૂછવા માગું છું કે તમે વિશ્વમોહિનીને જેવા પ્રેમથી પ્રથમ ચ્હાતા હતા; તેવા પ્રેમથી હાલ ચ્હાતા નથી. શું વિશ્વમોહિની પ્રત્યેના પ્રેમમાં કંઇ શિથીલતા આવી છે ? "

કુમાર હસી પડયો અને બોલ્યો; " તને શું લાગે છે ? "

" મને જે લાગ્યું તે મેં પૂછયું. "

"પ્રતાપ ! મને ઘેલછા લાગી હતી. પણ પંડિતજીના સદ્બોધથી મારીઘેલછા મટી. હું વિશ્વમોહિનીના વિયોગથી ઝુરતો હતો-મોટી બરાડો પાડતો હતો અને તેને માટે સગાં-મિત્રો વગેરેને તજી નીકળ્યો હતો. પણ હવે એ ઉપરનો તનમનાટ-ખકખકારો શાન્ત થયો છે અને તેને બદલે વિશ્વમોહિની પ્રત્યેની પ્રેમ જ્યોત આ હૃદયમાં વધુ તેજસ્વી બની રહી છે.પંડીતજી કહે છે કે; ઇચ્છા તરત સફળ થતી નથી. વળી ઇચ્છા કરવી પણ તેમાં આશક્ત થવું ન જોઇએ. મારે રાજ્ય લેવું છે ? મારે ધનવાન બનવું છે; મારે વિશ્વમોહિનીને મળવું છે વગેરે બૂમો પાડ-વાથી કંઇ વળે નહિ; પણ મનમાં નિશ્ચય કરી તે માર્ગમાં યથા સાધ્ય પ્રયત્ન કરવો અને તે પ્રયત્નનું ફળ ઇશ્વરને સોંપવું. બસ ત્યારે જ મનનું ધાર્યું થાય છે. પ્રતાપ ! વિશ્વમોહિની મળો યા ન મળો; પણ તે મને મળીજ ચૂકી છે એમ હું સમજું છું. વિશ્વમોહિનીની મૂર્તિ મારા હૃદયમાં નિશદિન બિરાજી રહી છે. તે મારાથી દૂર નથી; હું તેનાથી દૂર નથી. ફક્ત તેનું સ્થુલ શરીર દૂર છે, તે પણ સમય થતાં મારી પાસે આવશે. "

" કુમાર ! ધન્ય છે. તમને આવું અપૂર્વ જ્ઞાન થવાથી હું આનંદ પામું છું. પ્રભુ સર્વનું કલ્યાણ કરો. "

" પ્રતાપ ! આજે કેવી મઝાની વાત થઇ ? "

" આવી વાત સાભળવાનું મને ઘણું ગમે છે. "

" બસ એથીજ તું આ જ્ઞાનનો અધિકારી થઇ ચુક્યો છે. "

" પંડીતજીની કૃપાની હું ભીક્ષા માગીશ. "

" એ તો વગર માગે તને આપશે. "

બન્ને શાન્ત રહી આગળ ચાલ્યા. ફરવામાં ઘણો સમય નીકળી ગયો. બાદ કુમારે છાવણી તરફ પ્રયાણ કર્યું.

પ્રતાપ અને કુમાર તંબુમાં આવ્યા રંગીઓ ત્યાં બેઠા હતા. પરસ્પરમાં વાર્તા વિનોદ ચાલ્યો. એવામાંજ ચોપદારે અંદર આવી કહ્યું; "એક ઘોડેસ્વાર આવ્યો છે અને તે આપ નામવરને મળવા ઇચ્છે છે."

"ક્યાંથી આવ્યો છે?" પ્રતાપે પૂછ્યું.

"અમલગઢ તરફથી."

"શત્રુનો દૂત છે?"

"ના."

"ત્યારે?"

"આપણોજ માણસ છે."

"જા, આવવા દે."

ચોપદાર ચાલતો થયો અને થોડીવારે ઘોડેસ્વાર થઇ આવેલો માણસ ત્યાં હાજર થયો. તેણે ઝુકીને કુમારને નમન કર્યું.

પ્રતાપે તેને ઓળખ્યો અને પાસે બેસાડતાં પૂછ્યું, "જય-સિંહ! તું કયાંથી આવ્યો?"

"હું દુષ્મનના નગરમાં ગયો હતો."

"કેટલા વખતથી?"

"લગભગ એક અઠવાડીયાથી."

"ભલો તને કોઇએ ત્યાં ઓળખ્યો નહિ?"

"મેં પૂર્ણ સંભાળથી મારો વેશ પલટયો હતો."

"ત્યાં રહી શું કર્યું?"

"અમલદારોની અને પ્રજામાંનાં આગેવાનોની દોસ્તી બાંધી જાણવાનું જાણી લીધું."

" શું ? "

" અમલદારો ધન લોભી છે. રાજાની વફાદારી કરતાં ધનની વફાદારી તેમને પ્યારી છે. રાજાની આસપાસનું મંડળ ખુશામદી છે. ફક્ત બંકાજ કંઇક વફાદાર છે. "

" અને પ્રજા ? "

" પ્રજાતો પૂરે પૂરી કંટાળેલી છે. પ્રજાનાં હજારો માણસો જેલમાં પૂરાયાં છે. હજારો મૂઆં છે. પ્રજા અને અમલદારોને બીલ્કુલ બનતું નથી. પરસ્પરમાં વેર-ઝેરનાં બીજ ઉંડાં રોપાયાં છે. આથી નિરંતર માર-ત્રાસ થયા કરે છે. પ્રજા સારો રાજ્ય અમલ માગે છે. રાજાને આ ગમતું નથી. "

" ખજાનો લુંટાયાની ખબર પડી ? "

" હા, તેથી સર્વત્ર શોક વ્યાપ્યો છે અને તેથી રાજ્યની ત્રિજોરી તર કરવા નવનવા કર પ્રજાની પર નાંખ્યા છે. "

" આથી તો પ્રજા વધુ નારાજ થઇ હશે ? "

" હા, બિચારાં પ્રજાજનોમાં બળતામાં ઘી હોમાયું છે. પણ રાંક પ્રજા શું કરે ? "

" રાજકન્યાનો કંઇ પત્તો લાગ્યો ? "

" ના, પણ તે નગરમાં તો નથી. "

" શું ખાત્રી ? "

" મેં ઘણી તપાસ કરી. બંકાના એક વફાદાર મિત્ર ડંકાની સાથે મેં દોસ્તી બાંધી છે. તેણે જ મને જણાવ્યું કે રાજ્યકન્યા અને તેની સખી નગરમાં નથી પણ એક અગમ્ય સ્થળે છે. "

" તે સ્થળ ક્યાં છે ? "

" તેની તેને પણ ખબર નથી. "

 

" ત્યારે ખબર કોને છે ? "

" બંકાને અને રાજાને. "

" આ સિવાય ત્રીજું કોઇ જાણતું નથી ? "

" રાણી જાણતી હતી; પણ રાણી મરી ગઇ છે. "

" ઠીક; નવલ ત્યાં આવ્યો છે ને ? "

" હા, પણ......જયસિંહ વાત કરતાં અચકાયો.

પ્રતાપને શંકા ઉદભવી. તેણે પૂછ્યું, " નવલને તું મળ્યો હતો ? "

" ના, પણ તે વખતે હું દરબારમાં હાજર હતો. "

" દરબારમાં શું થયું ? "

" વાત ભયંકર બની છે ? "

" શું નવલ મરાયો ? " સઘળાએ ચમકીને પુછ્યું.

" ના; પણ તે કેદ થયા છે."

સઘળાના ગુસ્સાનો પાર રહ્યો નહિ. કુમારે શાન્તિથી પૂછ્યું, "નવલ શી રીતે કેદ પકડાયો ? "

જયસિંહે રામનાથથી માંડીને નવલના પકડાયા સુધીની તમામ વાત વિદિત કરી. પ્રતાપના ક્રોધનો પાર રહ્યો નહિ. રંગીયો પણ ઉશ્કેરાયા.

પ્રતાપે પૂછ્યું; " હું ધારૂં છું કે રામનાથ અને નવલ ભેગા-જ હશે ? "

" હા. "

" હવે શું કરવું ? " કુમારે પ્રશ્ન મૂકયો.

રંગીયો તરફથી જોશીએ કહેવા માંડયું; ફિકર કરવાની જરૂર

નથી. અમે ત્યાં જઇશું અને અજબ રંગ જમાવશું. ત્યાંનાં ઘણાં ખરાં ગુપ્ત સ્થળો અમારા જાણવામાં છે. અમે આ પળેજ ત્યાં જઇએ છીએ અને હરકોઇ ઉપાયે બન્નેને મૂકત કરી પાછા આવીશું."

"તમે શી રીતે ત્યાં જશો ? બંદોબસ્ત સખ્ત છે." પ્રતાપે કહ્યું.

"અમે અમારી રંગવિદ્યાના બળે બધાને આંધળા ભીંત બનાવી ત્યાં જઇશું."

"ભલે પધારો; પ્રભુ તમને યશ આપશે. પણ પાછા કયારે પધારશો ?" પ્રતાપે પૂછયું.

"તે અત્યારે કંઇ કહી શકાય નહિ. તમે અમારી ફિકર કરશોજ નહિ."

આ પછી સઘળા રંગીઓ મળી ભેટી ત્યાંથી ચાલતા થયા. તેમનાથી વિખુટાં પડતાં કુમાર અને પ્રતાપને ઘણું લાગી આવ્યું, બન્ને જણા ગમગીન વદને ઘણી વાર બેસી રહ્યા. મધ્યાન્હ થયા. જમવાના બે થાળ ત્યાં હાજર થયા. બન્નેએ જમી લીધું, બાદ આરામ લેવા આડા થયા. એવામાંજ પ્રહરીએ આવી જણાવ્યું કે તંબુના દ્વાર પાસે એક તીર આવી પડયું છે અને તેને છેડે એક ચિઠ્ઠી બાંધેલી છે."

"શું તીર ?" કુમાર અને પ્રતાપ સફાળા ઉઠી બેઠા થયા.

પ્રતાપ તીર લઇ આવ્યો અને છેડેથી ચિઠ્ઠી છોડી વાંચવા માંડી. તેમાં આ પ્રમાણે લખેલું હતું.

"પ્રતાપસિંહ ! આ ચિઠ્ઠીથી તમને ખબર આપવામાં આવે છે કે વિશ્વમોહિની અને મણીકાન્તાના જીવ હાલ જોખમમાં છે. બન્ને એક ભયાનક સ્થળે કેદ પૂરાએલાં છે. તેમનો ઉદ્ધાર જો ટુંક સમયમાં નહિ કરવામાં આવે તો બન્નેની શી દશા થશે એ કહી શકાતી નથી.

માટે જો તમારો સાચ્ચો પ્રેમ હોય તો તમારે–એકલાએજ આ ચિઠ્ઠી વાંચતાં જ અમારી પાસે આવવું. અમે રાજકન્યાને જે સ્થળે રાખવામાં આવી છે તે સ્થળથી પૂરે પૂરાં માહિતગાર છીએ. માટે તમારે એક પળનો પણ વિલંબ કર્યા વિના અહિં આવવું. અમારૂં સ્થળ ઉગમણી દીશાએ છે. તમે જે ઝરાના કિનારે આવેલી ઝાડીમાં આવ્યા હતા અને ત્યાંજ કેદ થયા હતા તે સ્થળે આવજો. ત્યાં એક પત્થર પડેલો હશે. તેનીપર આવી બેસજો એટલે અમને તમારા આગમનની તરત ખબર પડશે. જો કદાચ અહીં ન આવી શકાય તો સીધા અમલગઢ જજો અને સાધુ બની મધ્ય બજારમાં પડાવ નાંખજો. ત્યાં હું તમને આવી મળીશ. તમે એકે સ્થળે નહિ આવો અને તેથી જો રાજકન્યાનું અને મણીકાન્તાનું અનિષ્ટ થશે. તો તેનું પાપ તમારા માથે. ”

ચિઠ્ઠીમાં આટલુંજ લખેલું હતું. નીચે લખનારનું નામ ન્હોતું. કુમાર અને પ્રતાપ આશ્ચર્ય પામ્યા. બન્નેના મનમાં વિવિધ સંકલ્પો થવા લાગ્યા. છેવટે પ્રતાપે જવાનો નિશ્ચય કરી કુમારની રજા માગી.

સમય બારીક થઇ પડયો. એક બાજુ નવલ કેદ થયો તેને છોડાવવા રંગીયો ગયા અને હવે પ્રતાપ જાય છે. કુમારની પાસે કોઈ બાહોશ માણસ રહ્યું નહિ. કુમારે પ્રભુની ઇચ્છામાની પ્રતાપને રજા આપી. પ્રતાપ અને કુમાર ગાઢ આલીંગનથી ભેટયા.

બન્નેની આંખ્યોમાં ઝળઝળીયાં ભરાઇ આવ્યાં. પ્રતાપ હૃદય કઠણુ કરી તરતજ ત્યાંથી નીકળી રસ્તે પડયો.

કુમાર તેની પાછળ જોઇ રહ્યો. પ્રતાપ નજર બહાર થતાંજ કુમાર તંબુમાં પ્રવેશ્યો અને એક પુસ્તક વાંચવામાં મન પરોવી પર્યંકમાં પોઢયો.

## પ્રકરણ ૨૦ મું.

### ભેદી બુરખાધારી.

રાત્રિના સમયે અમલગઢ રાજ્યનું મોટું જેલખાનું ભયાનક ભાસી રહ્યું છે. અંધકારના કાળા ઓળાએ જો કે તેને ઢાંકી દીધું છે; પણ તે તેની ભયાનકતા ત્યજી શકતું નથી. આ જેલખાનાની અંદર સેંકડો-હજારો નિર્દોષ પ્રજા સેવકો પૂરાયા છે. જેલખાનાના જાલીમ અધીકારીયો કે જેઓના હૃદયમાં દયાનો અંશ માત્ર નથી; એવા પશુઓ પ્રજા સેવકો પ્રત્યે અમાનુષી વર્તન ચલાવી રહ્યા છે. પેટના પોષણના અર્થે ગુલામીમાં સપડાએલા નર પીશાચ ગુલામો મનુષ્ય હોવા છતાં મનુષ્યત્વહિન બની પોતાના જાત ભાઇ-દેશ ભાઇ પર કેર વર્તાવી રહ્યા છે. આવા પશુઓની દયા ખાવી ઘટે કે ક્રોધ કરવો ઘટે ? અમારા માનવા મુજબ તો ખરેજ દયા લાવવી ઘટે. કારણ કે જે મનુષ્યોને પ્રભુ પ્રત્યે વિશ્વાસ નથી; જેઓ પેટ પોષવાને માટે પાપીઓની સેવા કરે છે અને આ સેવા ત્યાગતાં પેટનું પોષણ નહિ થાય આવી માન્યતાવાળા છે; તેઓ કેવળ પશુજ છે. આ પશુઓની દરેકે દયા ખાવી જોઇએ. પેટની વેઠને માટે જાલીમ રાજાની સેવામાં રહેલા ગુલામો તેમના તાબાના કેદીયોને નરકયાતના સમાન કષ્ટ આપી રહ્યા હતા. પોતાના સ્વમાનની ખાતર આ જેલમાં આવી બીરાજેલા બહાદુરો પ્રભુના ધ્યાનમાં નિમગ્ન રહી અતી આનંદથી માર-ત્રાસ અને

દુઃખ સહન કરી અડગ તપશ્ચર્યા કરી રહ્યા હતા. આ લોકોની તપશ્ચર્યા-શારીરીક કષ્ટથી તેમના મનમાંથી નિકળેલા ગરમ નિઃશ્વાસ ધ્વનીએ જેલની પત્થરની દિવાલોને પણ હચમચાવી રહ્યા હતા. સ્વર્ગના દેવતાઓ આ અડગ ભક્તોની તપશ્ચર્યા અંતરીક્ષથી નિહાળી રહ્યા હતા. આ સાથે જાલીમ હેમસિંહ અને સત્તાના મદમાં મદોન્મત્ત થએલા અધિકારીયોના મૃત્યુ ઘંટ ક્યારનાએ વાગી ચૂકયા હતા. કાળ-ચક્ર અમલગઢ પર ફરી વળ્યું હતું. ધોળા દિવસે કાગ અને શ્વાનના રૂદન ધ્વની સંભળાતા હતા. કાળી રાત્રે જેલખાના આગળ ભુત-પિશાચો રમતાં હોય એવો ભાસ થતો હતો. જેલખાના પાસેજ ફાંશી દેવાનું સ્થાન હતું. ત્યાંની ભયંકરતાની તો અવધીજ હતી. કસાઈખાના પર ઉડતા-ફરતા કાગ-ગીધ જેમ ત્યાંથી ખસતાં નથી તેમ આ ફાંશીના સ્થાને કાગ-ગીધ રાત્રિએ પણ ઉડે છે અને તેમના ભયાનક અવાજથી ભયંકરતામાં વધારો કરી રહ્યાં હતાં. અનેક મૃત મનુષ્યોનાં શબ ત્યાં સડતાં હતાં દુર્ગંધથી તો માથું ફાટી જાય એમ હતું. ભૂત-પ્રેતોની ઉજાણીનું તે સ્થાન એટલું તો ભયં-કર જણાતું કે જેની ભયંકરતા લખવાને લેખીની પણ અસમર્થ છે.

આ ફાંશીના વિમાનમાં બેસી અનેક આશાભર્યા યુવાનો સ્વર્ગમાં સીધાવ્યા હતા. આ માંચડા ઉપરથીજ અનેક દેશભક્તોએ સ્વર્ગમાં સીધાવતાં દેશાભિમાન અને સ્વમાનના મંત્ર પ્રજાને સમજાવ્યા હતા. આ સઘળા આત્મભોગ શું નિરર્થક ગયા હશે ? કોણ એમ માને છે ? શુદ્ધ હૃદયની ભક્તી કદી નિષ્ફળ ગઇ છે ? દેશભક્તોનાં બળીદાનથી અને અનેકનાં આત્મ સમર્પણથી અમલગ-ઢની રાજ્યગાદી ડામાડોળ થઇ રહી છે. અમલગઢ પર પ્રલયકાળની તૈયારી થઇ ચૂકી છે. ધરતીકંપ થવાનો હોય અને તેમાં જાણે અમલ-

ગઢ ગરક થવાનું હોય એવી મરણ સમાન શાન્તિ સર્વત્ર ફરી વળેલી છે. અંધકાર વધુ ભીષણ બની રહ્યો છે. જાલીમોનાં લોહી પીવા ભૂત–ચૂડેલ–ડાકીની યાદી નૃત્ય કરી રહ્યાં હોય એવો ભાસ થઇ રહ્યો છે. પત્થર હૃદયના અધીકારીયો અશ્રાન્ત નિદ્રામાં પડયા છે. પહેરેગીરો આમતેમ આંટા મારી દેશભકતોની તપશ્ચર્યા નિહાળી રહ્યા છે. દેશભક્તોમાંના કોઇક ઉંઘે છે તો કોઇ જાગતા બેસી રહી હરીના ગુણ ગાયા કરે છે. કેટલાક દુર્ગંધથી યાતો મચ્છરોના ત્રાસથી અકળાઇ બબડે છે. કેટલાક ક્રોધમાં આવી અધીકારીયોની નિંદા કરે છે. ત્યારે બીજો તેનું શાન્તવન કરી મસજાવે છે કે ભાઇ આપણે આ સ્થળે સુખ ભોગવવાને આવ્યા નથી. આપણે તો દેશયજ્ઞ આરંભ્યો છે. આપણે યજ્ઞની સફળતાને માટે બળીદાન દેવાનાં છે અને તેની શુદ્ધતાને માટે આપણે અહિં આવ્યા છીએ. આપણને ગુસ્સો ન ઘટે. અધીકારીયો આપણા ભાઇ છે. આપણી તપશ્ચર્યાથી યા મ્હોતથી તેમને મનુષ્યત્વ પ્રાપ્ત થશે અને જરૂર એક દિવસે તેઓ પશુ મટી ખરેખરા સ્વમાન સમજી શકનાર મનુષ્યો બનશે. આવી રીતનો કાર્યક્રમ અમલગઢના કેદખાનાગમાં રાત્રિના વખતે ચાલી રહ્યો હતો.

સમય મધ્યરાત્રિનો થવા આવ્યો હતો. કૃષ્ણ ચતુર્દશીની રાત્રિ હતી. સર્વત્ર શૂન્યતા વ્યાપેલી હતી. શીયાળ–શ્વાન લાંબા રાગડે રૂદન કરી ભાવી અમંગળતાનું સૂચન કરી રહ્યાં હતાં. એવામાં જેલખાનામાંથી બાર ડંકા વાગતા સંભળાયા. મધ્યરાત્રિ થઇ. એક કૌતક થયું. જેલખાનાની દિવાલપર એક મનુષ્યાકૃત્તિ ઉભા રહેવાનો ભાસ થયો. શું ભૂત હશે ? ના, જુઓ કંઇક અજવાળું થયું. તે મનુષ્યાકૃત્તિના હાથમાં કયાંકથી ફાનસ આવ્યું. અજવાળામાં બુરખો ધારણ

કરેલી શ્યામ વ્યક્તિ જણાઇ. તે પગથી માથા સુધી કાળા બુરખાથી ઢંકાએલી હતી. આંખ્યો આગળ બે ઝીણાં કાણાં પાડેલાં હતાં. જોનાર તેને ભૂત સમજ્યા વિના રહેજ નહિ. નબળો પોચો તો જરૂર બ્હી મરે. એ બુરખાધારીએ દિવાલપરથી નીચે ઉતરવા માંડયું. દિવાલમાં કેટલેક અંતરે ખીલા જડેલા હતા. તે ખીલા ઉપર પગ ટેકવતી તે બુરખાકૃત્તિ ધીમે ધીમે નીચે ઉતરવા લાગી. અલ્પ સમયમાંજ તે ઠેઠ નીચે ઉતરી પડી અને પછી ફાનસ બુઝાવી નાખી તેણે એક દિશા તરફ ચાલવા માંડયું. આવી રીતે ચાલતી–ચાલતી તે આકૃત્તિ પેલા ગુપ્ત ખંડીએર તરફ જવા લાગી. એટલામાં સુખશાન્તિની તપાસ કરવા નીકળેલો એક પહેરેગીર સામે આવ્યો. તેના હાથમાં ફાનસ હતું. ફાનસનો પ્રકાશ બુરખાધારી પર ફેંકી પહેરેગીરે જોયું તો એક શ્યામ આકૃત્તિ તેની નજરે પડી. પહેરેગીર ચોંકયો અને કમ્મરમાંથી છરો કાઢી બોલ્યો, “ તું કોણ છે ? ”

બુરખાધારીએ કંઇ પણ જવાબ આપ્યો નહિ. પુનઃ પહેરેગીરે પૂછયું, “ જવાબ આપ ? ક્યાંથી આવે છે ? ”

તરતજ તે બુરખાધારીએ ઘોઘારી અવાજે પૂછયું, “ તારે શું કામ છે ? ”

“ તું કોણ છે ? ” પહેરેગીરે ગુસ્સે થઇ પૂછયું.

“ હું કોણ છું તે જાણવાની તારે શું જરૂર છે ? તું તારે રસ્તે ચાલ્યો જા. ”

“ હું તને લીધા સિવાય જનાર નથી. ”

“ મને ક્યાં લઇ જઇશ ? ”

“ મારી સાથે. ”

“ પછી શું કરીશ ? ”

“ કેદખાનામાં પૂરીશ. ”

"શું મને કેદખાનામાં લઇ જઇશ ?" બુરખાધારીએ વિચિત્ર અવાજે પૂછ્યું.

"હા."

"એમ તો ચાલ અને જોઉં કે તું મને કેદમાં શી રીતે લઇ જાય છે." આમ બોલતાંજ તે બુરખાધારીએ વિજળીની ઝડપે તે પહેરેગીર પર આક્રમણ કરી તેનો છરાવાળો હાથ પકડી લીધો અને બીજા હાથથી તેના મુખપર એવો તો સખ્ત મૂકકો લગાવ્યો કે જેથી મરી ગયોરે બાપની હૃદયભેદક ચીસ પાડી પહેરગીર જમીનપર ઢળી પડયો અને જોતજોતામાં બેશુદ્ધ બન્યો. તેની બૂમથી બીજા પહેરેગીરો દોડી આવતા હોય એમ જણાયું. બુરખાધારીએ દોડવું શરૂ કર્યું. કોઇક નાશી જાય છે જાણી સિપાહીઓ પણ વેગથી દોડયા. બુરખાધારીએ જોયું કે જો આમ દોડયા જઇશું તો નાહક સપડાઇ જઇશું. કારણ કે આગળ સપાટ મયદાન આવતું હતું. બુરખાધારીએ આડું અવળું જોયું. નજીકમાં એક ખાડો આવેલો હતો. તેમાં પુષ્કળ ઘાસ ઉગેલું હતું. બુરખાધારીએ તરતજ તેમાં પડતું નાખ્યું અને શ્વાસ રૂંધી તેમાં પડયો રહ્યો.

પેલા પાછળ પડેલા પહેરેગીરો તે ખાડા આગળજ થઇને આગળ વધ્યા. પણ તેમાંના કોઇ પણ અક્કલના ભંડારની નજર તે ખાડા તરફ પડી નહિ. તેઓ તો શૂર સપાટે આગળ દોડી ગયા. તે લોકોના દૂર જવા પછી ખાડામાં છૂપાએલો બુરખાધારી તરત જ બહાર નીકળ્યો અને ગુપ્ત ખંડેર તરફ ચાલ્યો.

ગુપ્ત ખંડેર નગરથી દૂર આવેલું હતું. બુરખાધારી નિર્જન સ્થાનમાં આવ્યો અને છેવટે ગુપ્ત ખંડેર આગળ આવી અંદર પ્રવેશ્યો. ગુપ્ત ખંડીએરમાં જ્યાં પેલું ગરૂડ પક્ષીનું પુતળું પ્રથમ આવેલું હતું ત્યાં તેણે આવી આસપાસ જોયું. ગાઢ અંધકાર

વ્યાપેલો હતો. કંઇ પણ જણાતું ન્હોતું, ફક્ત આગીયા જંતુની પાંખોના ચળકાટ જણાતા. ઝેરી જાનવરો અગર બીજાં કોઇ નાનાં જાનવરોના ધીમા અવાજ પણ સંભળાતા હતા.

બુરખાધારીએ થોડીકવાર શાન્તિથી ઉભા રહી પછી શીયાળવાના જેવો ઝીણો અવાજ કર્યો. તરતજ પ્રતીઉત્તર રૂપે સામેથી સીસોટી વાગતી સંભળાઇ. ગુપ્ત ખંડીએરમાં આવો અલૌકિક બનાવ બની રહ્યો. જો કોઇ જોનાર હોય તો ખરેજ આશ્ચર્ય પામે અને તરત સમજી જાય કે ભૂત–પિશાચ યા જોગણીઓ રમવાને નીકળેલ છે. જ્યાં બુરખાધારી વ્યક્તિ ઉભી હતી એ તરફ એક બીજી બુરખાધારી વ્યક્તિ આવતી જણાઇ. તેના હાથમાં ફાનસ હતું. તેનો આકાર અજવાળાના લીધે સ્પષ્ટ જણાતો હતો. પ્રથમની વ્યક્તિ કરતાં આ બુરખાધારીવ્યક્તિ કંઇક નીચી જણાઇ. પ્રથમ વ્યક્તિની પાસે આવતાંજ તે આગંતુક આકૃત્તિએ પૂછ્યું, " કેમ કંઇ ભય છે ? "

" ના. "

" સાથે કોઇ બીજું છે ? "

" ના. "

તરતજ તે આવનાર આકૃત્તિએ મુખ આગળથી બુરખાનો પડદો અલગ કર્યો. આશ્ચર્ય ? આ શું ? કેવો રમ્ય ચ્હેરો ! કેવું ગુલેગુલાબી વદન ? અંધકારમાં ચંદ્રનો પ્રકાશ. પણ આ ગૌરવદન રમણી આ કાળી રાત્રે આવા ઉજ્જડ ભયંકર ખંડીએરમાં ક્યાંથી ? તે અહિં કેમ આવી હશે ? તે કોણ હશે ? આ બીજું બુરખાધારી કોણ હશે ? શું તે પણ તેના જેવી રમ્ય રમણી હશે ? વાંચકો ! ધિરજ ધરો. તમારા મન પર કાબુ રાખો. હમણાંજ જે હશે તે જણાશે. પ્રથમ બુરખાધારીએ તે રમ્ય રમણીને પૂછ્યું, " અત્રે કોઇ આવ્યું નથીને ? "

"ના, પણ તેને આવવાનો સમય થવા આવ્યો છે."

"તેના આવ્યા પછીજ પેલી બાબત બનશે ને?" બુરખાધારીએ પૂછ્યું.

"હા, તેમ કર્યા વિના છૂટકો નથી."

"પેલા......ક્યાં છે?"

"નજીકમાંજ."

"કેટલી સંખ્યા છે?"

"સોની. કેમ પૂરતી સંખ્યા છે ને?" રમણીએ પૂછ્યું.

"હા, ઘણી છે."

"વારૂ તમે જઇ શું કરી આવ્યા?"

"હું અંદરની બધી બાતમી લઇ આવ્યો છું."

"અંદર કોને મળ્યા?"

"થોડાક કેદીયોને ચેતાવીને આવ્યો છું."

"તેમને સમય સૂચવ્યો છેને?"

"હા, બરાબર ચાર વાગે તૈયાર થઇ રહેવાની સૂચના આપી છે.

"તમે કેવી રીતે અંદર દાખલ થયા?"

"હું સમી સાંજે નગરમાં ગયો. આડો અવળો ફર્યો. કેટલીક જાણવા જેથી બીના જાણી. કેટલાક પ્રજાજનોને મળ્યો અને તેમને સમજુત આપી. આ પછી એક વીશીમાં જઇ જમ્યો. ત્યાં જેલખાનાના બે સિપાહીયો જમવાને આવ્યા હતા. મેં વિચાર્યું કે આ બન્નેની સાથે દોસ્તી બાંધું તો અંદર જઇ શકાય. આમ ધારી મેં તેમની સાથે વાતચીત કરવી શરૂ કરી. તેમણે મને પૂછ્યું કે તમે કોણ છો? મેં જણાવ્યું કે હું એક મુસાફર છું અને આજની રાત આ નગરમાં ગાળવા ઇચ્છું છું. આમ કહેવામાં મારી મતલબ એ

હતી કે તે લોકો મને તેમની સાથે લઈ જાય. પણ તેઓ તો કંઈ બોલ્યાજ નહિ. લગભગ એક કલાક વાતોમાં ગાળી તેઓ રામ-રામ કરી છૂટયા પડયા. હું પણ બહાર નીકળ્યો અને એક લુહારની દુકાને ગયો. ત્યાંથી એક હથોડી અને થોડાક ખીલા ખરીદી હું કેદ-ખાના તરફ ચાલ્યો. ત્યાં જતાં રસ્તામાં એક ચોકી આવતી હતી. હું ત્યાં રહેતા ચોકીદાર પાસે બેઠો અને ચલમ ભરવા દેવતાની માગણી કરી. સિપાહીએ દેવતા આપ્યો. મેં ચલમ તૈયાર કરી. મેં એકાદ ફુંક લગાવી તેને પીવાનું કહ્યું. સિપાહીએ સારી રીતે ચલમના સપાટા લગાવ્યા. બસ તેજ પળે તે સિપાહી જમીન પર સ્લેટ થયો. મેં તેનો વેશ પહેરી લીધો અને પછી જેલખાનાની પાછળની બાજુએ આવ્યો. દિવાલ ઇંટોની હોવાથી મેં તેની તરડોમાં ખીલા જડયા અને પછી ઉપર પગ મૂકતો ગયો અને ખીલા જડતો ઉપર ચઢવા લાગ્યો. એવી રીતે છેક ઉપર ચઢયો; અને પછી જ્યાં સીડી હતી તે તરફ ગયો. ત્યાં બે સિપાહીઓ વાતો કરી રહ્યા હતા. મેં તેમાંના એકના માથામાં હથોડીનો ફટકો માર્યો. તત્કાળ તે જમીન પર પટકાયો. બીજો આભો બન્યો અને તરત મેં તેને પકડી ગળેથી દબાવ્યો. શ્વાસ રૂંધાવાથી તે પણ થોડીવારે બેશુદ્ધ બન્યો. હું ત્યાંના કેદીયોને મળ્યો. બાદ તેમની પાસેથી જેલખાનામાં રહેતા સિપાહી-ચોની સંખ્યા જાણી. અને પછી સઘળા કેદીયોને મેં હથીઆર આપી તૈયાર થઈ રહેવાની સૂચના આપી. બાદ ત્યાંથી આવ્યો હતો તે રસ્તે થઈને નિચે ઉતર્યો અને માર્ગમાં સિપાહીઓને ચમત્કાર બતાવી આપની પાસે આવ્યો.

બુરખાધારીની વાત સાંભળી રમણી ખુશી થએલી જણાઈ. આ પછી બન્ને જણાં ખંડીએરના મુખ્ય રસ્તા આગળ આવી બેઠાં અને કોઈકની આતુરતાથી રાહ જોઈ રહ્યાં. આ બન્ને કોણ હશે?

# પ્રકરણ ૨૧ મું.

## કેદીઓનો છૂટકારો.

**આ** બે બુરખાધારી અન્ય કોઇ નહિ પણ આપણી પરિચીત પેલી વનદેવી હતી અને બીજો રામપાળ હતો. બન્નેનો વિચાર આજ રાતના જેલખાના પર હુમલો કરી કેદીયોનો છૂટકો કરવાનો હતો. રામપાળ જેલખાનાની તપાસ કરી આવ્યો હતો. બન્ને કોઇ કની રાહ જોઇ રહ્યાં હતાં. થોડીવાર થતાં દરબારી પોશાકમાં સજ્જ થએલો એક ઘોડેસ્વાર તેમની પાસે આવી ઘોડા પરથી નીચે ઉતર્યો. વનદેવી અને રામપાળ આ ઘોડેસ્વારની જ રાહ જોઇ રહ્યાં હતાં. વનદેવીએ તેને પૂછયું; "કાં શું કરી આવ્યાં ?"

"બધું બરાબર છે; ચાલો હવે કામની શરૂઆત કરીએ, વખત થોડો છે." આવનારે કહ્યું.

"શું વ્યવસ્થા કરી છે ?" વનદેવીએ પૂછયું.

"પ્રજાનાં લડાયક માણસોને જેલખાનાના દરવાજાની બહાર છૂપાઇ રહેવાની સૂચના આપી છે અને અંદરના બે પહેરેગીરોને સમજાવી આપણા પક્ષમાં લીધા છે; તેઓ આપણી સૂચના થતાં જ દરવાજો ઉઘાડી આપણને અંદર દાખલ કરશે ?"

"પહેરેગીરો ફરી જાય એવાતો નથી ને ?"

"ના, અને ધારો કે કદાચ એમ થયું તો ત્યાંજ તેમની નજીકમાં આપણા બે બહાદુર માણસોને ત્યાંના પોશાકમાં છૂપાવી રાખ્યા છે. જો પહેરેગીરો બેઇમાન થશે તો તરતજ આપણા તે બહાદુરો તેમનો જીવ લઇ દરવાજો ઉઘાડશે."

"આપણા તે બે માણસોને અંદર કેવી રીતે દાખલ કર્યા ?"

"પહેરેગીરોને મેં વાતમાં વાળ્યા અને તેથી આપણા માણસોને જવાનો લાગ મળ્યો."

"માહેશ્વરી! તેં હદ કરી છે." વનદેવીએ કહ્યું.

આવનાર ઘોડેસ્વારના વેશમાં રામપાળની પ્રિયતમા માહેશ્વરી હતી. આ પછી વનદેવીએ એક ઝીણી સીસોટી વગાડી. ખંડીએરમાં છૂપાઇ રહેલા સોએક શસ્ત્રધારીયો દોડી આવ્યા. આ સઘળાની સાથે વનદેવી માહેશ્વરી અને રામપાળ કેદખાના તરફ ચાલ્યાં. સઘળાં એક ટુંકા અને છૂપા રસ્તે થઇને જેલખાના આગળ આવ્યાં. પ્રજા પક્ષના માણસો ત્યાં છૂપાઇ રહ્યા હતા. તેઓ આ આવનારમાં મળી ગયા. કાળી અંધારી રાતે કશું દેખાતું ન્હોતું. નિઃસ્તબ્ધતા વ્યાપેલી હતી. માહેશ્વરીએ દરવાજા પર ધીમેથી ટકોરા માર્યા અને એક સંજ્ઞા સૂચક ધીમો અવાજ કર્યો. તરતજ દરવાજો ખુલ્યો. સઘળા અંદર પ્રવશ્યા. માહેશ્વરી અર્ધા માણસો સાથે કેદીઓની કોટડીયો તરફ ગઇ. વનદેવી અને રામપાળ પહેરેગીરોની ખબર લેવા દોડયાં. પ્રથમ જેલના મોટા અધીકારીને ઉંઘતોજ જકડયો; અને પછી બીજા અમલદારોને જકડયા. પહેરેગીરો ગભરાયા. તેમણે શસ્ત્રો ઉંચકયાં; કે તરત રામપાળે તેમને કહ્યું, "જો હથીઆર ઉંચકશો તો નાહક જીવથી માર્યા જશો. અમારી પાસે ભરેલી બંદુકો તૈયાર છે." પહેરેગીરો ડરી ગયા; અને ગૂપચૂપ હથીઆર નીચે મૂકી તાબે થયા. સઘળા પહેરેગીરોને બંધીવાન બનાવ્યા. દુષ્મન પક્ષનો એક પણ સિપાહી છૂટો હતો નહિ. કેદખાનાના સઘળા ઓરડા ખુલ્લા થયા. નિર્દોષ કેદીઓ બંધન મૂક્ત થતાંજ બહાર આવ્યા. જેલખાનામાં એક સ્થળે હથીઆરનો ઓરડો આવેલો હતો. તેમાંથી સઘળાં હથીઆર લઇ ઓરડો ખાલી કરવામાં આવ્યો. કેદીયો પણ શસ્ત્ર ધારી બની ગયા; અને રામપાળ તથા માહેશ્વરીનો ઉપકાર માનવા લાગ્યા. આ પછી ત્યાંના તમામ પહેરેગીરોને કેદીયોની કોટડીયોમાં કેદ કર્યા. કેદખાનાના ઉપરી અધિકારીને તેના રહેવાના સ્થાનમાં પૂર્યો. આ

સઘળું કામ અતી ઝડપથી થયું. રાત્રિના છેલ્લા પ્રહરે આ સઘળું મંડળ બહાર નીકળ્યું અને ગુપ્ત ખંડીએર તરફ વળ્યું. ખંડીએરના ચોગાનમાં સભા થઇ અને સઘળાએ ખૂબ મસલત ચલાવ્યા પછી બળવો કરવાનો નિશ્ચય કર્યો. આને માટે અમૂક દિવસ મુકરર કર્યો. કેટલાક માણસોને વેશ બદલી નગરમાં રહેવાનું ઠર્યું અને તેમણે ખાનગી રીતે પ્રજાને તૈયાર કરવાનું કામ કરવું. આ પહેલાં રાજા વ્હેમસિંહને છેલ્લી વારને માટે એક ચેતવણી પત્ર મોકલવાનો વિચાર વનદેવીએ જણાવ્યો. સઘળા સંમત થયા. રામપાળે તેજ વખતે પત્ર લખ્યો અને તે પહોંચાડવાને પોતાના એક માણસને મોકલ્યો. મોટું પરોઢ થતાં સઘળું મંડળ ગુપ્ત ખંડીએરમાંથી નીકળી વનદેવીના સ્થળે ગમન કરી ગયું. પ્રાતઃકાળ થતાં પેલા માણસે વ્હેમસિંહને પત્ર પહોંચાડયો. પત્રમાં કેદીયોને છોડાવ્યાનું જણાવેલું હતું. કેદીયો છૂટયા અને આ ચેતવણી મળી જાણી રાજા વ્યાકુળ બન્યો. તેણે તેજ ક્ષણે બંકાને બોલાવી સઘળા સમાચાર જણાવ્યા. બંકા ગભરાયો અને ઘોડેસ્વાર થઇ કેદખાના તરફ દોડયો. અંદર જતાંજ વિચિત્ર દશા જોઇ તેનું હૃદય ધડકવા લાગ્યું. અમલદારોને બંધનમૂક્ત કરી પૂછતાં સઘળી બીના જણાઇ. કોટડીયોમાં પૂરાએલા પહેરેગીરોને છોડયા. હાહાકાર વર્તાઇ રહ્યો. કેદીયો છૂટવાની વાત વાના વેગે નગરમાં ફેલાઇ. બંકાએ નગરમાં આવી રાજાને સઘળા વર્તમાન જણાવ્યા. રાજાએ કેદીયોને પકડવા સૈનિકોને રવાના કર્યા. ઘોડેસ્વારોની દોડા દોડી અને સિપાહીઓની આવવા જવાની ધમાલ મચી રહી. રાજા-બંકા અને તેમના સ્હાયકો ભાવીની ઉથલપાથલ અટકાવવાની તૈયારી કરવા લાગ્યા.

વાચકો! હવે થોડીક વાર વિરામ લ્યો અને ભાવીની ઉથલપાથલમાં કોણ વિજય મેળવે છે તે જાણવાને હવે છેલ્લા ભાગ તરફ આપની કોમળ દૃષ્ટિ ફેરવો.

**ભાગ ૭-૮ તૈયાર છે.**

# કાળરાત્રિનું ખૂનીખંજર.

## ભાગ બીજો.

### સચિત્ર આવૃત્તિ ચોથી.

### લેખકઃ–સત્યેન્દ્રપ્રસાદ સાંકળેશ્વર મ્હેતા.

આ નવીન નવલકથા બે ભાગમાં પૂર્ણ કરવામાં આવેલી છે. પ્રથમ ભાગના જેવોજ આ દ્વિતીય ભાગ રસમય અને આકર્ષક બન્યો છે. એટલુંજ નહિ પણ પ્રથમ ભાગથી પણ ઉત્તમ બન્યો છે. અધર્મીઓની અધમતા–નીચતા, રાક્ષસી રાણીનાં ભયાનક કાળજું કંપાવે એવાં કુકર્મો, ભય–ત્રાસ–જુલ્મ–ખૂન ઉપરાંત વિષયાંધજનોની દુર્દશા, પતિપરાયણ પ્રેમદાઓની પવિત્રતા. શીયળની મહત્તા, પતિવ્રતનો પ્રભાવ; દુઃખમાં સતી સન્નારીયોની હિંમત અને અડગ પતીભક્તિ; સફેત પુરૂષનો ભેદ, નરેન્દ્ર–વસંતનો પ્રેમ; પ્રતાપ–મહેન્દ્રના મનોવેધક પરાક્રમો; ખરાબ માર્ગે ચઢેલી કાન્તા પશ્ચાતાપના અગ્નિમાં ભષ્મ થઇ છેવટે કેવાં સત્કર્મ કરે છે; સત્યને ચાહનારો સફેત પુરૂષ નિર્દોષ જનોને કેવી રીતે બચાવી સત્યનો ડંકો બજાવે છે, કાળરાત્રિ અને અબુધસિંહનો અંતિમ પશ્ચાતાપ વગેરે વાંચતાં તમે એવાતો તલ્લીન બની જશો કે તમારૂં દરેક કામ પુસ્તકને પૂર્ણ કર્યા સિવાય અધુરૂંજ રહેશે. યાદ રાખજો કે; જો તમે આ પુસ્તક નહિ વાંચ્યું હોય અને કદાચ વાંચવાની ઇચ્છા પણ નહિ રાખતા હો; તોપણ આખરે તમારે આ પુસ્તક અવશ્ય વાંચવું જ પડશે. માટે સૌથી સરસ રસ્તો એજ કે તમારે આ પુસ્તકના બન્ને ભાગ આજેજ મંગાવી વાંચવા. મૂલ્ય માત્ર રૂપીઆ ત્રણ છે. લખોઃ–

બુકસેલર, **કચરાભાઇ વનમાળીદાસ પટેલ.**
મોટી હમામ—**અમદાવાદ.**

સુબોધક ચિત્તરંજક નવલકથા.

# બહાદુર બાળા.

ભા. ૧-૨ જો.

આવૃત્તિ બીજી સચિત્ર.

લેખકઃ—સત્યેન્દ્રપ્રસાદ સાંકળેશ્વર મ્હેતા.

વાંચકો ! કદાચ પ્રશ્ન થશે કે વળી આ નવું શું છે ? આ મોટું બ્યુગલ શાનું વગાડયું છે ? જવાબમાં સાંભળો. આ એક પુસ્તક છે. ચાલુ જમાનામાં તેને નવલકથા પણ કહેવામાં આવે છે. આ નવલકથા બે ભાગમાં પૂર્ણ કરવામાં આવી છે. વળી બન્ને ભાગ ભેગા બાંધેલા છે. એટલે વાંચનારને એક ભાગ વાંચ્યા પછી બીજો ભાગ ખરીદવાની જરૂર પડતી નથી. આ પુસ્તકમાં શયતાનોની શયતાનીયત, લુચ્ચાઓની લુચ્ચાઇ, શઠ મનુષ્યોની શઠતા, દુષ્ટોની દુષ્ટતા, પ્રપંચીઓના પ્રપંચ, ધાર્મીક મનુષ્યોની ધર્મ પ્રીયતા; સતી સાધ્વીઓની પતિપરાયણતા; બાળાઓની બહાદુરી, કુલટાઓનાં કુકર્મો, શૂરવીરોનું શૌર્યવીર્ય, કાયરોની કાયરતા—નામર્દપણું—રાજ્યકર્મચારીઓનાં કારસ્થાનો; નિર્દોષ પ્રજાપર થતો જુલ્મ; દેશભક્તોની દેશભક્તી; હારજીત, સુખ દુઃખના સપાટા; મેઘનાં કાળાં વાદળાં, અન્યાયનું આધિપત્ય; અંતમાં સત્યનો વિજય વગેરે દરેક વિષયોનું પ્રતિપાદન આ પુસ્તકમાં સારી રીતે થએલું છે; એટલેજ અમારે આટલું વીવેચન કરી વાંચકોને કહેવું પડે છે કે જલ્દી આ પુસ્તક ખરીદી તમારા ઘરમાં મૂકો. બન્ને ભાગની કિંમત માત્ર રૂ. ત્રણ છે.

ડિટેક્ટિવ નવલકથા! ભેદ ભરમનો ભંડાર!!

# ચુડેલનો ચમત્કાર.

## આવૃત્તિ બીજી સચિત્ર.

લેખક, વૃજલાલ જાદવજી ઠક્કર.

આ અદ્દભુત નવલકથામાં જે બનાવોનું વિવરણ આપેલું છે એ બનાવો એટલા બધા અદ્દભુત રહસ્યમય અને ભેદ ભરમથી ભરપુર ભરેલા છે કે પુસ્તક હાથમાં વાંચવા લીધા પછી પડતું મૂકવાનું મન થશે નહિ. દિગ્વિજયસિંહ સરદારનું સુવિખ્યાત ઇમ્પીરીયલ હોટલમાં ખુન થયું. ખૂનીની શોધ કરવા માટે ડિટેક્ટીવ દુર્ગાપ્રસાદે ઉઠાવેલો અથાગશ્રમ, ખૂનીની તપાસ દર્મિયાન બીજું ખૂન થયું અને ખૂનીનું અજાયબી ભરી રીતે અદ્રશ્ય થઇ જવું, પત્નીએ પિશાચિની કિંવા ચુડેલનું સ્વરૂપ ધારણ કરી પોતાની ઇચ્છા તૃપ્ત કરવા માટે છેવટ સુધી બતાવેલા ચમત્કાર, કવિ કેશવકાન્તનું આત્મ હત્યા કરવા તત્પર થયું અને એ પ્રસંગે આકસ્મિક યોગાયોગથી તેના જીવનનું ભેદ ભરેલી રીતે રક્ષણ થયું; શરીરના યુવરાજનું ભેદી જીવન, સભ્ય લૂંટારા દિગ્વિજયસિંહે જેલમાં બેઠે બેઠે કરેલાં બહાદુરીનાં કાર્યો વગેરે અદ્દભુત બનાવોનું ભેદ ભરેલું વર્ણન આ રસીક નવલકથામાં કરવામાં આવેલું હોઇ પુસ્તક સંપૂર્ણ વાંચ્યા વિના ખૂની કોણ છે એ સમજી શકાતું નથી, ગ્લેઝ કાગળો; સ્વચ્છ છપાઇ અને સુશોભિત બાઇન્ડીંગથી આ નવલકથા મનહર બનાવવાથાં આવી છે. કદના પ્રમાણમાં કિંમત ઘણીજ ઓછીજ છે. ફકત રૂ. ૩-૦-૦ છે.

# પેશાવરની પદ્મિની

લેખકઃ-**ધીરજલાલ અમૃતલાલ ભટ્ટ.**

આજ પર્યંત અનેક ઐતિહાસીક નવલકથાઓ બહાર પડી છે; પરંતુ આ નવલકથામાં કંઇક જુદોજ આનંદ મળશે, મહારાજા રણજીતસિંહના રાજ્ય અમલ પહેલાં પેશાવરમાં કેવી અંધાધુંધી ચાલી રહી હતી, અપ્રધાન અધિકારીઓ કેટલો ત્રાસ, કેટલો રાક્ષસી જુલ્મ ગુજારતા હતા; સુકુળ સુંદરીઓને શીયળ રક્ષવાને માટે કેવાં અદ્‌ભૂત હૃદયદ્રાવક સંકટો સહન કરવાં પડતાં હતાં; સાથે તેમની હિંમત-સાહસ, વગેરે વાંચતાં હૃદયમાંથી આનંદના ઉદ્‌ગાર નિકળ્યા સિવાય રહેશે નહિ. આ સાથે શૂરાઓની સત્યપ્રિયતા રણરંગ વગેરેના વાચનથી આશ્ચર્યના મહાસાગરમાં ડુબી જશો. ગ્લેજ કાગળો, સુંદર બાઇન્ડીંગ છતાં કીમત માત્ર રૂ. ૧-૮-૦.

## ( જાણવા જોગ નિયમો. )

૧ પુસ્તકો મંગાવનાર ગૃહસ્થોએ પોતાનું નામ, ઠામ, ઠેકાણું, ગામ, પોષ્ટ, જીલ્લો વગેરે પૂરેપૂરૂં સાફ અક્ષરથી દર વખતે લખતા રહેવું.

૨ દશ રૂપીઆની કીંમતનાં પુસ્તકો મંગાવનારને રૂપીઆ એની કીંમતનાં કમીશનમાં આપીશું.

૩ પંદર રૂપીઆનાં પુસ્તક એકી વખતે મંગાવનારને રૂપીઆ ત્રણની કીંમતનાં પુસ્તકો કમીશનમાં આપીશું.

૪ પચીસ રૂપીઆનાં પુસ્તકો સામટાં આ લીષ્ટની અંદરથી મંગાવનારને રૂપીઆ પાંચની કીંમતનાં પુસ્તકો કમીશનમાં અમારી પસંદગીનાં આપીશું.

૫ પચાસ રૂપીઆનાં પુસ્તકો સામટાં આ લીસ્ટની અંદરથી મંગાવનારને રૂ. ૧૨॥ ની કીંમતની ભેટ મલશે.

**બુકસેલર કચરાભાઇ વનમાળીદાસ પટેલ.**

**ઠે. મોટી હમામ—અમદાવાદ.**

## બીજી વાંચવા લાયક રસિક નવીન નવલકથાઓ.

| પુસ્તક | કિંમત |
|---|---|
| સૌન્દર્યવિજય ભા.૧થી૫ | ૧૦—૮—૦ |
| સુંદર વિદ્યાનંદ | ૧—૮—૦ |
| કાશ્મીર—કેશરી | ૨—૦—૦ |
| ભાગ્યચક્રનો મહામંત્ર | ૨—૮—૦ |
| સુરાદેવી ભા. ૧—૨-૩ | ૬—૦—૦ |
| કમનશીબ લીલા ભા. ૧-૨, | ૫—૮—૦ |
| ભયંકર ભદ્ર ભા. ૧—૨, | ૬—૦—૦ |
| લતા અને લલીતા ભા.૧-૫, | ૮—૪—૦ |
| પિશાચમંન્દીર ભા. ૧—૨, | ૬—૪-૦ |
| કંગાલ કેદી ભા. ૧—૨, | ૫—૦—૦ |
| મૃગલોચની ભા.૧થી૧૦, | ૨૧—૦—૦ |
| આજકાલનું હિંદુસ્થાન ભા. ૧ થી ૩ | ૯—૦—૦ |
| બંસરીબાલા | ૩—૦—૦ |
| કિસોરસિંહ ભા. ૧-૨-૩ | ૮—૦—૦ |
| રતિશાસ્ત્ર કિંવા કોકશાસ્ત્ર | ૩—૮—૦ |
| ન્યાયના ખૂનમાં નીતિ | ૨—૮—૦ |
| વેરવસુલ ભા. ૧—૪ | ૧૨—૦—૦ |
| મુળરાજ સોલંકી | ૩—૦—૦ |
| અકબર રાજરહસ્ય ૧-૨ | ૪—૦—૦ |
| નૌકા ડુબી | ૪—૦—૦ |
| અનંગ મોહિની | ૩—૮—૦ |
| મહારાજ પ્રતાપાદીત્ય. | ૨—૮—૦ |
| મોહિની | ૨—૦—૦ |
| નવદંપતીને શીખામણ | ૨—૦—૦ |
| બેગમ મહાલ ભા. ૧—૨. | ૫—૦—૦ |
| પ્રમાદધનની પ્રભુતા | ૪—૮—૦ |
| ગોરાં ભા. ૧—૨ | ૬—૮—૦ |
| બુલબુલ | ૩—૮—૦ |
| કુંજકીશોરી | ૨—૪—૦ |
| અદભુત લુંટારો ભા.૧-૨. | ૩—૮—૦ |
| ચમત્કારી ગુફા | ૨—૮—૦ |
| સૌન્દર્ય જવાળા ભા.૧—૨ | ૧—૮—૦ |
| કામરૂદેશની કુટીલકામીની. | ૧-૧૨-૦ |
| નોકરીનો ઉમેદવાર | ૧—૮—૦ |
| યૌવનચક્ર | ૩—૪—૦ |
| અમરચરીત્ર ભા૧-૨-૩-૪. | ૧૪-૦-૦ |
| સતીમંડળ ભા. ૧—૨ | ૭—૦—૦ |
| આપણો ધર્મ | ૪—૦—૦ |
| ડુબતું વહાણ | ૪—૦—૦ |

**સુચના:**—કોઇ પણ વખતે કોઈપણ પુસ્તકની જરૂર પડે ત્યારે અમારી દુકાને એકવાર ઑર્ડર આપી ખાત્રી કરવા ખાસ ભલામણ કરીએ છીએ. બહારગામના ઓર્ડરો બહુજ કાળજીપુર્વક અને તાકીદે રવાના કરી ગ્રાહકોને સંતોષ આપવામાં આવે છે તેની નોંધ લેવાનું વિસરસો નહીં.

સઘળી જાતનાં પુસ્તકો મળવાનું ઠેકાણું:-

**બુકસેલર કચરાભાઈ વનમાળીદાસ પટેલ.**

ઠે. મોટી હમામ—**અમદાવાદ.**

અમદાવાદ-સલાપોસ રોડપર ધી ડાયમંડ જ્યુબિલી પ્રિન્ટીંગ પ્રેસમાં
પરીખ દેવીદાસ છગનલાલે છાપ્યું. સને ૧૯૨૨.